# હિંદુસ્તાનનો સંક્ષિપ્ત ઇતિહાસ

રા. મ. ત્રિવેદી

( કેળવણીખાતાએ પ્રાથમિક તેમજ અંગ્રેજી-ગુજરાતી માધ્યમિક શાળાઓ માટે પાઠ્ય પુસ્તક તરીકે મંજૂર કરેલું )

# હિંદુસ્તાનનો સંક્ષિપ્ત ઇતિહાસ


કર્તા—

**રા. બ. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી,** બી. એ.,

અમદાવાદની પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કૉલેજના માજી પ્રિન્સિપલ

અને

મુંબઈ યુનિવર્સિટિના ઑનરરિ ફેલો.


---


સોલ એજન્ટ—**મેશર્સ કસનદાસ નારણદાસ અને છોકરાં**

બુકસેલર, નાણાવટ, સુરત

ઈ૦ સ૦ ૧૯૨૬


---



---

કિંમત ૧-૦-૦

# પ્રસ્તાવના

ઇતિહાસનું ખરૂં સ્વરૂપ કેવું છે, ઇતિહાસનાં પુસ્તકો કેવી રીતે રચાવાં જોઈએ, ઇતિહાસના શિક્ષકમાં કયા ગુણો આવશ્યક છે, અને ઇતિહાસનું શિક્ષણ કેવી રીતે રસિક કરી શકાય, એ બાબતો અમે અમારા 'શિક્ષણશાસ્ત્રનાં મૂળતત્ત્વ' નામના ગ્રન્થમાં વિગતવાર ચર્ચી છે. તેથી આવા લઘુ પુસ્તકમાં તે વિષે કહેવાની કહેવાની જરૂર નથી.

ઇતિહાસ એટલે શું અને દેશના કુદરતી સ્વરૂપ સાથે તેને કેવો સંબંધ છે એ વિષે આ પુસ્તકના પ્રાસ્તાવિક પ્રકરણમાં દિગ્દર્શન કર્યું છે.

શિષ્યને પૂર્વાપરસંબંધ સમજવામાં ગુંચવણ ન પડે અને વાંચવામાં રસ પડે એવી રીતે વૃત્તાન્તો વર્ણવ્યા છે. પ્રાચીન સમયનો ઇતિહાસ કંઇક વિસ્તૃત લાગશે; પરંતુ એ ઇતિહાસનું ઘણું અજ્ઞાન હોય છે એમ ધારી સાહિત્ય અને ધર્મની પરિસ્થિતિ વિષે કંઇક વિસ્તાર કર્યો છે.

ઇતિહાસ વાંચવાથી શિષ્યના મનમાં સત્યની જિજ્ઞાસા કેળવાય અને સ્વદેશપ્રેમની ભાવના વિકસે તો ઇતિહાસનું શિક્ષણ સફળ થાય. આપણા પ્રાચીન ઋષિમુનિઓએ સાદું અને પવિત્ર જીવન નિર્ગમન કરી અને વિદ્યાભ્યાસમાં નિમગ્ન રહી ગૂઢ વિષયોમાં પણ પ્રૌઢ શાસ્ત્રીય ગ્રન્થો રચી આર્યાવર્તની પ્રતિષ્ઠા કેવી રીતે વધારી, રજપૂત, મરાઠા, અને સીખ, વગેરેનાં પરાક્રમ કેવાં હતાં, અને તેમ છતાં તેમનો પરાભવ થઈ દેશ પરાધીન સ્થિતિમાં શા માટે આવ્યો, અને કૃપાળુ અને ન્યાયી બ્રિટિશ રાજ્યના આશ્રય નીચે આપણે આપણી સ્થિતિમાં કેવી રીતે સુધારો કરી શકીએ, તેનો બોધ આપણા દેશના ઇતિહાસથી મળે છે.

આશા છે કે આ લઘુ પુસ્તક ઇતિહાસનો વિષય શિષ્યવર્ગને રસિક કરી તેમાં એ વિષયનાં મોટાં પુસ્તકો વાંચવાની અભિરુચિ ઉત્પન્ન કરશે.

ખાતા તરફથી આ પુસ્તક પાઠ્ય પુસ્તક તરીકે મંજૂર થશે તો બીજી આવૃત્તિમાં ચિત્રો અને નકશા પૂરા પાડવામાં આવશે.

હવાડીઆ ચકલો, સુરત,
સપ્ટેંબર ૧૯૨૦ } કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી.

## ૨જી .આવૃત્તિ

કેળવણીખાતા તરફથી આ અને ' હિંદુસ્તાનનો સરળ ઇતિહાસ ' પાઠ્ય પુસ્તક તરીકે મજૂર થયાં છે. આ આવૃત્તિમાં નકશા ને ચિત્રો દાખલ કર્યા છે.

સુરત
ફેબ્રુઆરિ ૧૯૨૨ } કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી

---

## ૩જી આવૃત્તિ

આ આવૃત્તિમાં ઘટિત સુધારોવધારો કર્યો છે.

રાજ્યપદ્ધત્તિનો ઇતિહાસ લંબાણથી આપવામાં આવ્યો છે. આશા છે કે આ ફેરફારો શિષ્યવર્ગને ને શિક્ષકવર્ગને રુચિકર થશે.

સુરત
ઑગસ્ટ, ૧૯૨૪ } કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી

---

## ૪થી આવૃત્તિ

આ આવૃત્તિ ૩જી આવૃત્તિનું માત્ર પુનર્મુદ્રણ છે.

૧૫-૭-૨૬ ક. પ્ર. ત્રિવેદી

# અનુક્રમણિકા



આપણા શહેનશાહ, મહારાજા ૫મા જ્યૉર્જ

# હિંદુસ્તાનનો સંક્ષિપ્ત ઇતિહાસ

## પ્રાચીન સમય

## પ્રકરણ ૧લું

### કુદરતી રચના અને તેની દેશના ઇતિહાસ પર અસર

**ઇતિહાસ એટલે શું?**—કોઈ પણ પ્રજાનો ઇતિહાસ એટલે તેના સર્વ પ્રકારના જીવનની પ્રાચીન સમયથી અત્યારસુધીની સત્ય વાર્તા. વાર્તા ઘણે ભાગે કલ્પિત હોય છે; એ સાંભળવાનો બાળકથી વૃદ્ધપર્યન્ત સર્વને બહુ શોખ હોય છે; તો કોઈ પણ પ્રજાનો ઉદય કે અસ્ત શાથી થયો ને કેવી રીતે થયો તે જાણવાની આકાંક્ષા કોને ન હોય? હર કોઈ દેશ કે પ્રજાને લગતી હકીકતનું સત્ય જ્ઞાન મેળવવાની ઇચ્છા મનુષ્યમાત્રમાં સ્વાભાવિક છે; તો આપણા પોતાના દેશનો અને તેમાં વસતી પ્રજાનો પ્રાચીન કાળથી તે આજ સુધીનો વૃત્તાન્ત જાણવાનું આપણને મન થવુંજ જોઈએ. આ વૃત્તાન્ત ઘણો રસિક અને બોધદાયક છે. પ્રાચીન સમયમાં જ્યારે પશ્ચિમના દેશો અજ્ઞાનરૂપી અન્ધકારમાં ડૂબી ગયા હતા, ત્યારે આપણો દેશ વિવિધ જ્ઞાનરૂપી પ્રકાશથી ઝગઝગી રહ્યો હતો. જ્ઞાન, કળા, અને વૈભવમાં દેશ ઘણી ઊંચી સ્થિતિએ પહોંચ્યો હતો અને તેનું સાહિત્ય એવો તો વિકાસ પામ્યું હતું કે હાલ પણ પશ્ચિમના વિદ્વાનો તેનાં પુષ્કળ વખાણ કરે છે. "એક તરફ આખી પૃથ્વીનું રાજ્ય અને બીજી તરફ હિંદુઓનું 'મહાભારત' એ બેમાંથી એક પસંદ કરવાનું મને કોઈ કહે તો હું 'મહાભારત'જ પસંદ કરૂં." "ઉપનિષદ્ ગ્રન્થોએ જિંદગીમાં મને મોટો દિલાસો આપ્યો છે અને હું જીવીશ ત્યાંસુધી એજ મને દિલાસો આપશે." આવાં આવાં પરદેશી વિદ્વાનોનાં વચનો આપણા દેશનું ગૌરવ સાબીત કરે છે. વિદ્યાભ્યાસમાં મચ્યા રહી, સાદું જીવન ગાળી આપણા પૂર્વજોએ રચેલાં પુસ્તકો જ્ઞાનના ભંડાર છે. તેઓ આવી સારી સ્થિતિ શાથી ભોગવી શક્યા

અને તેમાંથી જુદી જુદી સ્થિતિમાં થઈ હાલ આપણે કેવી દશામાં છીએ, અને તેનાં શાં કારણ છે, એ બધી હકીકત ટૂંકામાં આ લઘુ પુસ્તકમાં કહેવામાં આવશે. રાજાઓની વંશાવળી અને તેને લગતી હકીકત, દેશમાંની અને પરદેશ સાથેની લડાઈ, તેની સાલ અને પરિણામમાંજ દેશનો ઇતિહાસ પૂરો થતો નથી. લુક્ખા, અર્થ વગરના બનાવો તો ઇતિહાસરૂપી શરીરનાં હાડકાં છે. પ્રજાનો ઉદય અને અસ્ત, તેના ઉદ્યોગ, કળા, અને જ્ઞાનને લગતી હકીકત, અને એ હકીકત જે કુદરતી નિયમને અનુસરીને થતી હોય તે નિયમોની શોધ, એજ ખરો ઇતિહાસ છે; એજ ઇતિહાસનો આત્મા છે; એજ એનું સ્વરૂપ છે. આવો ઇતિહાસ પ્રજાની પ્રાચીન સ્થિતિ દર્શાવી ભવિષ્યની સ્થિતિની આરસી જેવો થાય છે. આવા નાના પુસ્તકમાં આવી રીતની હકીકત પૂરેપૂરી આવી શકે નહિ, એ ખુલ્લું છે; પણ કોઈ કોઈ ઠેકાણે એ દિશાનું ભાન કરાવવામાં આવશે.

**કુદરતી સ્વરૂપ અને મનુષ્યબળ**—કોઈ પણ પ્રજાનો ઇતિહાસ ઘડવામાં કુદરતનું સ્વરૂપ અને મનુષ્યનું બળ, બંને કારણરૂપ છે. શરૂઆતમાં મનુષ્યબળ પણ કુદરતી સત્તાને આધીન છે. દેશનું સ્વરૂપ, તેની આબોહવા, અને તેને કુદરતે પૂરાં પાડેલાં ઉદ્યોગનાં સાધનો—આ બધાંથી પ્રજાનું જીવન ઘડાય છે. આવાં કુદરતી કારણને લીધેજ પ્રાચીન સુધારો હિંદુસ્તાન, ઇરાન, આસિરિઆ, અને ઈજિપ્તમાં પશ્ચિમના દેશ કરતાં વહેલો થયો. જગત્‌ના અતિપ્રાચીન ઇતિહાસનો વિચાર કરીશું તો માલમ પડશે કે દેશની આબાદી દ્રવ્યસંપત્તિ વિના થઈ શકતી નથી અને દ્રવ્યસંપત્તિ આરંભમાં જમીનની ફળદ્રુપતા અને દેશની આબોહવા પર આધાર રાખે છે. જ્યાં કુદરતની અનુકૂળતાને લીધે થોડાં માણસના ઉદ્યોગથી ઘણાંનો નિભાવ થઈ શકે છે, ત્યાં કેટલાંક માણસો અન્ન અને બીજાં જિંદગી પોષવાનાં સાધનો ઉત્પન્ન કરવાને બદલે બીજે ધંધે વળગી શકે છે અને એ રીતે દેશના સુધારાનાં બી વવાય છે. આવાંજ કારણોથી પશ્ચિમના દેશો કરતાં પૂર્વના દેશોમાં સુધારો વહેલો થયો. આ પ્રમાણે દેશનાં કુદરતી સ્વરૂપ અને આબોહવા પર તેના ઇતિહાસનો આધાર છે.

**હિંદુસ્તાનની કુદરતી રચના**—હિંદુસ્તાનની ઉત્તરે હિમાલય આવેલો છે. એ પર્વત દુનિયામાં ઊંચામાં ઊંચો છે. એ પૂર્વથી પશ્ચિમ સુધી લગભગ ૧,૫૦૦ માઇલ ફેલાયલો છે. એની ઊંચી વિશાળ હાર ઉત્તરની સીમાએ મજબૂત બેવડા કોટના જેવી છે. દેશના રક્ષણને માટે ચીના લોકોને પુષ્કળ દ્રવ્ય ખરચી મોટી દિવાલ બાંધવી પડી હતી; પરંતુ કુદરતે ઉત્તર તરફથી આપણા દેશનું રક્ષણ ઉત્તમ રીતે કર્યું છે. એનાં શિખરો લગભગ ૪ માઇલ ઊંચાં છે અને તે પર હમેશ બરફ રહે છે. હિમાલય એટલે હિમનું આલય–બરફનું સ્થાન. આપણા મહાન્ સંસ્કૃત કવિરાજ કાલિદાસે પોતાના એક કાવ્યમાં એ પર્વતનું ઉત્તમ વર્ણન કર્યું છે. એને દેવતાત્મા અને નગાધિરાજ–દિવ્ય સ્વરૂપ, પર્વતોનો અધિરાજ કહ્યો છે તે યોગ્યજ છે. ઉત્તર તરફનું કુદરતી રક્ષણ હોવાથી એ દિશાએથી ઉત્તરની મોંગોલિઅન ટોળીઓ હિંદુસ્તાનમાં આવી શકી નથી. પૂર્વ, પશ્ચિમ, અને દક્ષિણ દિશાએ સમુદ્ર આવ્યો છે અને પ્રાચીન સમયમાં નૌકાસૈન્ય નહોતાં, તેથી એ માર્ગે પરદેશી પ્રજાઓ હિંદુસ્તાનમાં પ્રવેશ કરી શકી નહિ. માત્ર ઇશાન અને વાયવ્ય કોણમાંથી દેશમાં દાખલ થઈ શકાય એમ છે. ઇશાનમાં આસામના અને કાચારના પર્વતો આવેલા છે. એની ખીણમાં થઈને બ્રહ્મપુત્રા નદી હિંદુસ્તાનમાં પ્રવેશ કરે છે. એ ખીણ એવી તો સાંકડી છે કે એ માર્ગે તિબેટ અને બ્રહ્મદેશના લોકો હિંદુસ્તાનમાં આવીને વસ્યા છે તોપણ શત્રુઓ એ માર્ગે દેશ પર ચડાઈ કરી શકે એવી ધાસ્તી નથી. વાયવ્ય કોણમાં સુલેમાન અને કિરથાર પર્વતોની હાર આવેલી છે. એમાં કેટલાંક કોતર છે તેમાં મુખ્ય ખાઇબર છે. એમાં થઈને કાબુલ નદી વહે છે. એની ખીણને રસ્તે હિંદુસ્તાનમાં સહેલથી દાખલ થઈ શકાય છે. અફગાનિસ્તાનના ઉચ્ચ પ્રદેશમાંથી એ માર્ગે પંજાબમાં અવાય છે અને એજ સાંકડે માર્ગે આર્ય, સિથિઅન, ગ્રીક, મુગલ, ઇરાની, તુર્ક, પઠાણ, અને બીજી ટોળીઓએ હિંદુસ્તાન પર ચડાઈ કરી છે. કાબુલથી પેશાવર આસરે ૧૫૦ માઇલ છે અને આ ખીણમાં થઈને હિંદુસ્તાનમાં પરદેશી પ્રજાઓ પ્રવેશ કરવા પામી છે. આ રીતે દેશના કુદરતી સ્વરૂપથી તેનો કેવો ઇતિહાસ ઘડાય છે તેનો કંઈક ખ્યાલ આવ્યો હશે.

**કુદરતી વિભાગ**—ઉત્તર તરફ ગંગા, સિંધુ, અને બ્રહ્મપુત્રા, અને તેની શાખાઓથી ઉત્તરનું મોટું મેદાન બન્યું છે. પશ્ચિમે સિંધુ નદીથી પૂર્વે બંગાળાના ઉપસાગર સુધી એ મેદાન ૧,૭૦૦ માઇલ લાંબું છે. હિમાલયના ઢોળાવ પર પડતા વરસાદથી એ ત્રણ નદીઓ અને તેની શાખાઓ જે કાંપ ઘસડી લાવે છે તેમજ વિંધ્યાચળમાંથી નીકળતી ગંગાની શાખાઓ ચંબલ અને શોણ મધ્ય હિંદુસ્તાનના ઉચ્ચ પ્રદેશમાંથી જે કાંપ ઘસડી લાવે છે તેનું એ અતિફળદ્રુપ મેદાન બન્યું છે. આ પ્રતાપ ગંગા ને જમના નદીઓનો હોવાથી હિંદુ લોકો બંને નદીને પવિત્ર માને છે અને ગંગા માતા અને જમુના મૈયા કહી તેને નમે છે. એ બે નદીની વચ્ચેનો પ્રદેશ દોઆબ કહેવાય છે અને તે ઘણો ફળદ્રુપ છે.

**આ મેદાન સુધારાનું સ્થાન**—ઉત્તરના આ વિશાળ, સમૃદ્ધ, અને અતિરસાળ મેદાનના લોકો ઘણા સુખી હતા. અહિંની પ્રજા વિદ્યામાં ઘણી આગળ વધી. સર્વ પ્રાચીન સુધારા આ સ્થળમાં થયા અને મોટા ઐતિહાસિક બનાવો પણ અહિંજ બન્યા.

**ઠંડા અને ગરમ પ્રદેશના વતની**—ઠંડા પ્રદેશના લોકોને પોષણ માટે ઘણો ઉદ્યોગ કરવો પડે છે. તેમને કુદરતની ન્યૂનતા અંગબળથી પૂરવી પડે છે. આથી તેઓ મજબૂત અને સહનશીલ થાય છે. કસરત તેમના શરીરમાં ગરમાટો ઉત્પન્ન કરી પ્રિય થઈ પડે છે. એથી ઉલટું, ગરમ પ્રદેશમાં રહેનારાઓને કુદરતની ઉદારતાથી ઓછા ઉદ્યોગની જરૂર પડે છે. તેમજ ગરમીને લીધે તેઓ સતત ઉદ્યોગ કરી શકતા નથી. કુદરતની અનુકૂળતાથી ગરમ દેશના વતનીઓ ઠંડા દેશના વતનીઓ કરતાં આરંભમાં સુધારામાં આગળ પડતા થાય છે; તોપણ ઠંડા પ્રદેશના લોકોના જેટલો ઉદ્યમ તેમનાથી થઈ શકતો નથી અને તેની તેમને જરૂર પણ નથી, તેથી તેમની પ્રકૃતિ મન્દ થઈ જાય છે. ડુંગરો અને ઠંડા પ્રદેશમાં રહેનારા લોકો ગરમ પ્રદેશમાં રહેનારા લોકો કરતાં વધારે મજબૂત, બળવાન, અને સાહસિક થાય છે. આ કારણથી ઠંડા પ્રદેશમાંથી વાયવ્ય કોણને માર્ગે હિંદુસ્તાન આવેલી આર્ય ટોળીઓ મૂળ વતની અનાર્ય પ્રજા પર જલદી વિજય મેળવી શકી અને તે ટોળીઓ ઘણાં વરસ અહિં વસવાથી

તેમના પર આહિંની આબોહવાની અસર થઈ અને ઠંડા પ્રદેશમાંથી આવેલી બીજી આર્ય ટોળીઓએ તેમના પર જય મેળવ્યો. શૂરા રજપૂતોને મુસલમાનોએ હરાવ્યા અને હિંદુસ્તાનનું રાજ્ય મેળવ્યું, તેનું એક કારણ એ હતું. પહાડ અને ઠંડી હવા બળવાન્ પ્રજા ઉત્પન્ન કરે છે; આથી સીખ, પંજાબી, ગુરખા, પઠાણ, બલુચી, રજપૂત, અને મરાઠાઓ શૌર્ય, સહનશીલતા, અને સાહસિકપણા માટે હિંદુસ્તાનના ઇતિહાસમાં પ્રસિદ્ધ છે અને હાલ પણ દેશી લશ્કરમાં તેઓ ઉત્તમ યોદ્ધા છે.

**દક્ષિણ**—બીજો કુદરતી વિભાગ દક્ષિણ પ્રાન્ત છે. ઉત્તર મેદાન અને એ પ્રાન્તની વચ્ચે વિંધ્ય અને સાતપુડાના પર્વત આવેલા છે. ઉત્તર તરફથી ચડી આવતા શત્રુને જેમ હિમાલયે ખાળ્યા છે, તેમ દક્ષિણ પ્રાન્ત પર થતી ચડાઈને કેટલેક અંશે વિંધ્ય પર્વતની હારે ખાળી છે. સેંકડો વર્ષ સુધી ઉત્તર તરફનો પ્રદેશ એક રાજસત્તા નીચે હતો, તોપણ આ કુદરતી અડચણને લીધે દક્ષિણ પ્રાન્તમાં પ્રવેશ કરવાના તેમના પ્રયત્ન નિષ્ફળ ગયા છે. વિંધ્યાચળના પશ્ચિમ અને પૂર્વ છેડામાંથી પશ્ચિમ અને પૂર્વ કિનારે લાંબી પર્વતોની હાર ચાલી જાય છે તે પશ્ચિમ ઘાટ કે સહ્યાદ્રિ અને પૂર્વ ઘાટ કહેવાય છે. પશ્ચિમ ઘાટ અને અરબી સમુદ્રની વચ્ચેનો ભાગ સાંકડો છે, તે કોંકણ કહેવાય છે. એ ઘણો ફળદ્રુપ છે અને જૂના વખતથી યુરોપ સાથે એનો વેપાર ચાલતો હતો. પરંતુ પૂર્વના ઘાટો કરતાં પશ્ચિમના ઘાટો ઘણા ઊંચા છે. વિંધ્યાચળ અને પૂર્વપશ્ચિમ ઘાટો વચ્ચે દક્ષિણનો ઉચ્ચ પ્રદેશ આવેલો છે તેથી એ પ્રદેશનો બીજા પ્રદેશો સાથે વહેવાર રોકાતો અને સુધારામાં એ પાછળ પડતો રહ્યો છે. પણ પૂર્વ ઘાટ અને બંગાળાના ઉપસાગરની વચ્ચેનો પ્રદેશ ઘણો વિસ્તીર્ણ છે. ગોદાવરી, મહા નદી, કૃષ્ણા, અને કાવેરી નદીઓ પશ્ચિમના ઘાટમાંથી નીકળી એ પ્રદેશમાં વહી પૂર્વના ઘાટોની ખીણોમાં થઈને બંગાળાના ઉપસાગરને મળે છે. કર્ણાટક, ઉત્તર સરકાર, અને ઓરિસાના મુલકમાં એ નદીઓ વહે છે તેથી એ પ્રદેશો ફળદ્રુપ અને વેપારમાં આબાદ થયા છે. દક્ષિણનાં મોટાં રાજ્યો એમાં થાય છે.

**કિનારાનું સ્વરૂપ**—હિંદુસ્તાનનો દરિયાકિનારો ૫,૦૦૦ માઇલ લાંબો છે; પણ તેનું દરિયાઈ બળ ઘણું નથી. કિનારા પર સારાં બંદર

નથી. બંને દિશા તરફનો કિનારો લગભગ સીધી લીટીમાં છે. કિનારામાં ખાંચાખુંચી હોય છે ત્યારે સ્વાભાવિક રીતે સારાં બારાં થઈ શકે છે, કિનારાના વતનીઓ સફર કરવા લલચાય છે. અને તેમનું દરિયાઈ બળ વધે છે. મોટી નદીઓનાં મુખ આગળ કાંપ એકઠો થાય છે; તેથી ત્યાં પાણી છીછરૂં રહે છે અને મોટી આગબોટો જઈ શકતી નથી. આ કારણથી હિંદુસ્તાનની દરિયાઈ સત્તા ઝામી શકી નથી અને ઇ. સ. ૧૭મા સૈકામાં યુરોપની દરિયાઈ સત્તાવાળી પ્રજાઓ આ દેશમાં પ્રથમ વેપારને અર્થે આવી. પાછળથી અહિંની અવ્યવસ્થિત સ્થિતિનો લાભ લઈ સર્વોપરિ સત્તા મેળવવા તેઓ માંહોમાંહે લડી. છેવટે, અંગ્રેજ લોક ફાવ્યા અને ધીમે ધીમે આખો દેશ તેમની સત્તામાં આવ્યો.

---

## પ્રકરણ ૨જું

### હિંદુસ્તાનના મૂળ વતનીઃ અનાર્ય જાતિઃ કોલ અને દ્રાવિડ

**આર્ય અને અનાર્ય**—તમે આપણે ત્યાંના ભીલ, ધારાળા, અને કોળી તેમજ કાળી પરજના લોકોમાંના કેટલાકને તો જોયા હશે. મદ્રાસ ઇલાકાના તેમજ મુંબઈ ઇલાકાના દક્ષિણ ભાગના લોકો પણ એ લોકોના જેવાજ કાળા હોય છે. હિંદુસ્તાનના બીજા લોકો આ લોકો જેવા કાળા નથી. આ કાળા લોકો તે અનાર્ય લોકો. એ હિંદુસ્તાનના મૂળ વતની હતા. એમની પછી જે જુદી જુદી ટોળીઓ હિંદુસ્તાનમાં આવી વસી તે આર્ય ટોળીઓ હતી અને તેમનાથી રંગે તદ્દન જુદા હોવાથી મૂળ વતનીઓ અનાર્ય કહેવાયા.

**હિંદુસ્તાન ખંડ જેવો**—હિંદુસ્તાનમાં ઘણી જાતના લોકો વસે છે તેમની ભાષા તેમજ ધર્મ જુદાં છે. ઈંગ્લંડ, ફ્રાન્સ, જર્મનિ, જાપાન, વગેરે દેશોની પેઠે અહિં એકજ ભાષા બોલનારી અને એકજ ધર્મ પાળનારી પ્રજા નથી. એનું કારણ એ છે કે હિંદુસ્તાન ઘણો મોટો દેશ છે. ફ્રાન્સ કે જર્મનિ કરતાં તે સાત ગણો મોટો છે. રશિઆ વિનાના

આખા યુરોપ ખંડના કરતાં પણ તે સહેજ મોટો છે. ચીન દેશ લગભગ આપણા દેશ જેટલો મોટો છે અને તેમાં વસ્તી આપણા દેશથી પણ વધારે છે; પરંતુ તેમાં એકજ ભાષા બોલનારી અને એકજ ધર્મ પાળનારી પ્રજા વસે છે. આપણો દેશ મોટો છે અને તેમાં જુદી જુદી આર્ય અને અનાર્ય ટોળીઓ વસે છે તેથી તે એક ખંડ જેવો છે. દેશના જુદા જુદા પ્રાન્તોમાં જુદી જુદી ભાષાઓ બોલાય છે અને જુદા જુદા રીતરિવાજોવાળા લોકો વસે છે; તોપણ એ બધા લોકો ઘણી રીતે મળતા છે અને બીજા દેશોના લોકોથી તદ્દન જુદા છે.

**મનુષ્ય જાતિના વિભાગ**—મનુષ્ય જાતિના મુખ્ય ત્રણ વિભાગ છેઃ—૧. શ્વેતવર્ણી ( એને કૉકેસિઅન વર્ગની પ્રજા–કૉકેસસ પર્વતના પ્રદેશની પ્રજા—કહે છે ); ૨. પીતવર્ણી ( એને મોંગોલિઅન વર્ગની પ્રજા—મોંગોલિઆના પ્રદેશની પ્રજા કહે છે ); અને ૩. કૃષ્ણવર્ણી ( એને હબસી વર્ગની–આફ્રિકાની પ્રજા કહે છે ). આ ત્રણે જાતિમાં શરીરની આકૃતિ ને કાન્તિમાં જે ખાસ લક્ષણ જોવામાં આવે છે તે બધાં શુદ્ધ કે ઓછાંવત્તાં મિશ્ર થયલાં હિંદુસ્તાનમાં જોવામાં આવે છે. આ ઉપરથી જણાય છે કે આ ત્રણે વર્ગના લોકો કોઈ સમયે હિંદુસ્તાનમાં આવીને વસ્યા છે.

**મિશ્ર પ્રજા**—પ્રાચીન સમયમાં જે જુદી જુદી પ્રજાઓ હિંદુસ્તાનમાં આવીને વસી તે બધી કંઈ એકી વખતે આવી નહોતી; તેમજ બહુ મોટી સંખ્યામાં આવી નહોતી. આથી, જેમ જેમ નવી પ્રજા આવતી ગઈ, તેમ તેમ તે દેશની જૂની પ્રજા સાથે મિશ્ર થતી ગઈ. આમાંની બળવાન્ પ્રજાએ પોતાની ભાષા અને રીતરિવાજો નિર્બળ પ્રજામાં દાખલ કર્યા અને કાલક્રમે તેમની સાથે લગ્નનો પણ સંબંધ બંધાવાથી બંને પ્રજાના સમાગમથી થયલી મિશ્ર પ્રજા એકજ ભાષા બોલતી થઈ અને એકજ રીતરિવાજ પાળતી થઈ. આ રીતે જુદી જુદી પ્રજાનાં ખાસ લક્ષણ જતાં રહેવાથી તેમનું મૂળ શોધવું કઠણ પડે છે. ઘણી પ્રજાઓ એક બીજી સાથે મિશ્રિત થવાથી ઓળખી શકાતી નથી.

તોપણ એ જુદી જુદી જાતો તો ખુલ્લી જણાઈ આવે છે. તેમાંની એક કૃષ્ણ વર્ણની અને બીજી શ્વેત વર્ણની છે. કાળા રંગની પ્રજામાં કોલ, ભીલ, અને બીજી જંગલમાં રહેનારી ટોળીઓ છે. ઉત્તર હિંદુસ્તાનના નીચલા વર્ગના લોકોનો અને દક્ષિણ હિંદુસ્તાનના ઘણાખરા લોકોનો એમાં સમાવેશ થાય છે; અને શ્વેતવર્ણી પ્રજામાં કાશ્મીરના લોકોનો તેમજ ઉત્તર હિંદુસ્તાનના ઘણા ઊંચી જ્ઞાતિના લોકોનો સમાવેશ થાય છે.

**દ્રાવિડ લોકો**—હાલ જ્યાં તામિલ ભાષા બોલાય છે તે પ્રદેશને પ્રાચીન સમયમાં દ્રાવિડ કહેતા. દ્રાવિડ વર્ગની ભાષામાં તામિલ, તેલુગુ, કાનડી, અને મલાયલમ્ ભાષાઓ આવે છે. તામિલ ભાષા મદ્રાસ ઇલાકામાં તેલુગુ મદ્રાસ ઇલાકાની ઉત્તરે હિંદુસ્તાનના પૂર્વ કિનારાના ભાગમાં અને નિઝામના રાજ્યમાં બોલાય છે; કાનડી મુંબઈ ઇલાકાના દક્ષિણ ભાગમાં; અને મલાયમ્ તેની દક્ષિણે હિંદુસ્તાનના પશ્ચિમ કિનારાના પ્રદેશમાં બોલાય છે. તામિલ ભાષા ઘણી કેળવાયલી છે અને તેમાં સંસ્કૃત ઉપરથી નહિ, પણ સ્વતન્ત્ર રીતે થયલું ઘણું સમૃદ્ધ સાહિત્ય છે.

**કોલ અને દ્રાવિડ**—કોલ અને દ્રાવિડ લોકો હિંદુસ્તાનના મૂળ વતની જણાય છે. તેમાંના કોલ લોકો મુખ્યત્વે હિંદુસ્તાનના ઉત્તર અને મધ્ય ભાગમાં-પશ્ચિમ બંગાળા, છોટાનાગપુર, ઓરિસા, અને મધ્ય પ્રાન્તના ડુંગરોમાં-વસ્યા અને તેમની ભીલ ટોળીઓ પશ્ચિમમાં અને સંતાલ પૂર્વમાં વસી. દ્રાવિડ લોકોની સંખ્યા વધારે હતી. તેઓ હિંદુસ્તાનના બધા ભાગોમાં ફેલાયા હતા, પણ ઘણે ભાગે દક્ષિણમાં વસ્યા હતા. આંડામાન ટાપુના લોકો હબસીની જાતના છે અને છોટાનાગપુરના સંતાલ દ્રાવિડ લોકોને મળતા છે.

**મોંગોલિઅન ટોળીઓ**—મોંગોલિઅન જાતના પીતવર્ણી લોકોનો મૂળ વાસ ચીનમાં હોઆંગ હો અને યાંગ્સેક્યાંગ નદીઓના મૂળ આગળના પ્રદેશમાં હતો. આ જાતની ટોળીઓ ઇશાન કોણને માર્ગે હિંદુસ્તાનમાં દાખલ થઈ અને પૂર્વ બંગાળા અને આસામની પ્રજાનો ઘણો ભાગ એ જાતની પ્રજામાંથી ઊતરી આવેલો છે. પાછળથી એજ જાતની ટોળીઓ

વાયવ્ય માર્ગે હિંદુસ્તાનમાં દાખલ થઈ અને એમાંની કેટલીક છેક દક્ષિણ સુધી ફેલાઈ. આહામ નામની તેમની ટોળીઓ પરથી આસામ નામ પડયું છે.

આર્ય લોકોના આવતા પહેલા હિંદુસ્તાનમાં આ પ્રમાણે જુદી જુદી અનાર્ય પ્રજાઓ રહેતી હતી.

---

## પ્રકરણ ૩જું

## આર્ય લોકો, ભાગ ૧લો

**હિંદુસ્તાનઃ ઇંડિઆ**–ભાષાશાસ્ત્રીઓએ ઘણી ભાષાના અભ્યાસ અને મુકાબલાથી એવી શોધ કરી છે કે યુરોપના ઘણાખરા લોકોના અને અફ્ગાનિસ્તાન, ઇરાન, અને આપણા દેશના પૂર્વજો મૂળ એક હતા. તેઓ એશિઆના મધ્ય ભાગમાં વસતા હતા એમ સામાન્ય રીતે વિદ્વાનોનું માનવું છે. ઇ. સ.ની પૂર્વે ઓછામાં ઓછાં ૨,૦૦૦ વર્ષ પર ત્યાંથી તેમની જુદી જુદી ટોળી પૂર્વપશ્ચિમ ફેલાઈ. કેટલીક યુરોપના જુદા જુદા દેશોમાં વસી અને કેટલીક ઇરાનમાં ને હિંદુસ્તાનમાં દાખલ થઈ. વાયવ્ય કોણને માર્ગે કાબુલની ખીણ ઓળંગી કેટલીક આર્ય ટોળીઓ પંજાબમાં દાખલ થઈ. થોડોક સમય પંજાબની મોટી મોટી નદીઓ–સિંધુ અને તેની પાંચ શાખાઓથી–તેઓ આગળ વધતી અટકી. સિંધુને ઇરાનના લોકો 'હેંદુ' કહેતા. આથી સિંધુ નદીને કિનારે વસેલા આર્ય લોકો આગળ જતાં 'હિંદુ' કહેવાયા અને એ હિંદુઓનો વસેલો દેશ 'હિંદુસ્તાન' (હિંદુઓનું સ્તાન–સ્થાન, ઠેકાણું) કહેવાયો. ઇરાની લોકો પછી ગ્રીક લોકો આપણા દેશમાં આવ્યા. તેમણે સિંધુ નદીને 'ઇંડોસ' (ઇડસ) કહી અને ત્યાંના લોકોને 'ઇંડોસ' કહ્યા. આ ઉપરથી હિંદુસ્તાનને અંગ્રેજીમાં 'ઇંડિઆ' કહે છે.

**આર્ય પ્રજાની કેળવણી**–આર્ય લોકો યુરોપ અને એશિઆના જુદા જુદા ભાગોમાં ફેલાયા, તે પહેલાં ઘણી સુધરેલી સ્થિતિમાં હતા.

તેઓ ખેતીમાં કુશળ હતા, લુગડાં વણી જાણતા, ધાતુના ઉપયોગથી વાકેફ હતા, અને વહાણો બનાવતા. તેમનામાં અનેક ટોળીઓ હતી ને તે ટોળીઓના જુદા જુદા સરદાર હતા. તેમનામાં રાજા નહોતા. કુટુંબનાં માણસો ભેગાં રહેતાં હતાં અને પરસ્પર સ્નેહભાવથી વર્તતાં. સ્ત્રીને ઘણું માન હતું.

**આર્યાવર્ત**—આર્ય લોકો આપણા દેશમાં પ્રથમ સિંધુ નદીને કાંઠે વસ્યા. ઇ. સ.ની પૂર્વે ૧૦મા સૈકાને આશરે તેઓ ગંગા નદીના મુખ સુધી પહોંચ્યા; પછી આખા હિંદુસ્તાનમાં ફરી વળ્યા. હિમાલય અને વિંધ્યાચળની વચ્ચેના પ્રદેશમાં તેઓ આરંભમાં વસ્યા. તે પ્રદેશ તેમના નામ ઉપરથી આર્યાવર્ત ( આર્યનું આવર્ત–સ્થાન ) કહેવાયો.

**બ્રહ્માવર્ત**—એક પછી એક આર્ય ટોળી કુટુંબ અને ઢોરો સાથે પંજાબમાં વસી અને ધીમે ધીમે આખો પંજાબ દેશ તેમણે રોકી પાડયો. મૂળ વતની ડુંગરોમાં ભરાયા કે ને પ્રાન્તમાંથી બીજે પ્રાન્ત ગયા. ઘણાં વરસ રહી બીજી આર્ય ટોળીઓ હિંદુકુશની ખીણોમાંથી કાશ્મીરના ઉત્તર ભાગમાં આવી અને ત્યાંની ખીણમાંથી પંજાબના પૂર્વ ભાગમાં સિંધુ નદીની બે પૂર્વ શાખાઓ વચ્ચે દાખલ થઈ. આ પ્રદેશ પાછળથી મધ્ય દેશ કે બ્રહ્માવર્તના નામથી જાણીતો થયો. એ આર્યોનો પવિત્ર પ્રદેશ મનાયો અને વેદના મન્ત્રોનું દર્શન ઋષિઓને એ સ્થળે થયું.

આર્યોની આ બીજી ટોળીઓ દેશના મૂળ વતનીઓ સાથે લગ્નના સંબંધથી વધારે જોડાઈ. પંજાબ અને રજપુતસ્તાનના લોકોમાં શુદ્ધ આર્ય લોહી જણાય છે અને જોડીઆ પ્રાન્તના લોકોમાં આર્ય અને દ્રાવિડ બંનેનું મિશ્રણ જણાય છે.

**વેદ**—બ્રહ્માવર્તની આ પવિત્ર ભૂમિમાં આર્યોને વેદનું દર્શન થયું. વેદ એ હિંદુઓનું પવિત્ર ધર્મપુસ્તક છે. જેવું મુસલમાનોને કુરાન અને ખ્રિસ્તિઓને બાઇબલ, તેવુંજ હિંદુઓને વેદનું પુસ્તક છે. પરમાત્માએ જાતેજ વેદનો ઉચ્ચાર કર્યો. મહાપ્રતાપી વેદ એ પરમાત્માનુંજ નિઃશ્વસિત

છે–શ્વાસ સાથે બહાર નીકળ્યા છે. વેદના મન્ત્રોનું પવિત્ર ઋષિઓને દર્શન થયું તેથી જે જે મન્ત્રોનું જે જે ઋષિઓને દર્શન થયું તે તે મન્ત્રના તેઓ દ્રષ્ટા કહેવાય છે. વેદ ચાર છે:-ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અને અથર્વવેદ. ઋગ્વેદમાં ઋચા એટલે સ્તુતિના મન્ત્રો છે. અગ્નિ, વરુણ, ઇન્દ્ર, સવિતા ( સૂર્ય ), ઉશસ્ (પ્રાતઃકાળ), વગેરે કુદરતી શક્તિઓની આર્યોએ ઋગ્વેદમાં સ્તુતિ કરી છે. એથી એવું સમજાય છે કે તેઓનો કુદરત પર ઘણો પ્રેમ હતો અને તેની બધી શક્તિમાં તેઓ ઇશ્વરની વિભૂતિ જોતા. યજુર્વેદમાં યજ્ઞને લગતા મન્ત્રો છે. સામવેદમાં ઘણે ભાગે ઋગ્વેદની ઋચાઓને ગાયનમાં ગવાય એ પ્રમાણે ગોઠવી છે. અથર્વવેદમાં શત્રુઓને મારવાના મારણ મન્ત્રો અને મિત્રોનું કલ્યાણ કરનારા તારણ મન્ત્રો છે.

શ્રુતિ—ચાર વેદોમાં સર્વથી પ્રાચીન ઋગ્વેદ છે. બીજા વેદોમાંની ઘણીખરી ઋચાઓ ઋગ્વેદનીજ છે. પરમાત્માએ મન્ત્રો ઉચ્ચાર્યા અને ઋષિઓએ તેનું શ્રવણ કર્યું, માટે વેદ શ્રુતિ (સાંભળેલા) કહેવાય છે. વેદને અન્તે આવેલા ભાગ વેદાન્ત કે ઉપનિષદ્ કહેવાય છે. એમાં આત્મા, પરમાત્મા, મોક્ષ અને સંસારનું વિવેચન છે. ઉપનિષદ્‌ની ગણના શ્રુતિમાં થાય છે.

**વેદમાં શું છે?**—આપણા આર્ય પૂર્વજો કેવા સુધરેલા હતા, તેમના આચારવિચાર અને ધાર્મિક ભાવના કેવાં હતાં, તેઓનાં હૃદય કેવાં શુદ્ધ અને નિખાલસ હતાં, કુદરત પ્રતિ–પર્વતો, નદીઓ, સૂર્ય, પ્રાતઃસંધ્યાકાળ, આકાશ, અગ્નિ, વાયુ પ્રતિ–તેમનો કેવો પ્રેમ હતો, એ બધું વેદની ઋચાઓ પરથી જણાય છે. જુદી જુદી આર્ય ટોળીઓ વચ્ચેના વિગ્રહની હકીકત પણ એમાં સમાયલી છે. ભાષાશાસ્ત્રીઓને પ્રાચીન ભાષાઓનું મૂળ શોધવામાં વેદ ઘણા ઉપયોગી છે. હિંદુઓના એ પ્રમાણગ્રન્થ છે અને ધાર્મિક ક્રિયાનું મૂળ છે.

**ઉપનિષદ્**—ઉપનિષદો એ જ્ઞાનના ભંડાર છે. જીવાત્મા, પરમાત્મા, અને મોક્ષ વિષે એમાં ઘણી ગહન વાતો સમાયલી છે. આમાંનું ઘણું જ્ઞાન સંવાદના રૂપમાં છે, તેથી એ ગૂઢ વિષયમાં પણ વાચકને રસ ઉત્પન્ન

થાય છે. ગમે તેવા ક્ષોભ પામેલા હૃદયના વિકારોને શાન્ત કરવામાં એનાં જેવાં ઉત્તમ પુસ્તક ભાગ્યેજ મળી આવે છે.

**પૂર્વ જીવન: આશ્રમો**—વેદના સમયને ઓછાંમાં ઓછાં ૪,૦૦૦ વર્ષ થઈ ગયાં છે. તે સમયે શિષ્યો ગુરુમુખથી વેદનું અધ્યયન કરતા, તેઓ ગુરુને ઘેર રહેતા, અને ભિક્ષા લાવી પોતાનું અને ગુરુનું પોષણ કરતા. કેટલાક ગુરુઓને ઘેર શિષ્યોની બહુ મોટી સંખ્યા રહેતી. ૧૦,૦૦૦ શિષ્યોને વિદ્યાદાન કરનાર અને અન્નાદિથી પોષણ કરનાર ગુરુ કુલપતિ કહેવાતા. જીવન સાદું અને નિયમિત હતું. વિદ્યાભ્યાસ પૂરો થયા પહેલાં અને ગુરુની આજ્ઞા મળ્યા પહેલાં બ્રાહ્મણો લગ્ન કરતા નહોતા. આમ મોટી ઉપર સુધી બ્રહ્મચર્ય પાળવાથી અને એ અવસ્થામાં વિદ્યાના વિષયમાંજ લીન રહેવાથી તેઓ સારી વિદ્યા પ્રાપ્ત કરતા, આરોગ્ય ભોગવતા, અને શરીરે પુષ્ટ રહેતા. જીવનનો આ સમય બ્રહ્મચર્યાશ્રમ કહેવાતો. વિદ્યાભ્યાસ સમાપ્ત થયે ગુરુની આજ્ઞાથી તેઓ બ્રહ્મચર્યાશ્રમમાંથી ગૃહસ્થાશ્રમમાં જીવન ગાળી સંસારનું સુખ ભોગવતા. આ સમયે તેમની ઉમર મોટી હોવાથી તેમનાં શરીર દૃઢ અને મજબૂત હતાં અને તેથી તેમની સંતતિ પણ તેવીજ પુષ્ટ અને નીરોગી થતી. ગૃહસ્થાશ્રમનું સુખ ભોગવી તેઓ મોટી વયે છોકરાઓને માથે કુટુંબનો ભાર નાખી વનમાં જતા અને ત્યાં પ્રભુનું ધ્યાન ધરતા. આ વાનપ્રસ્થ આશ્રમ કહેવાતો. છેવટે, વૃદ્ધાવસ્થામાં તેઓ સંસારનો ત્યાગ કરી સંન્યાસ લેતા. એ સંન્યાસાશ્રમ કહેવાતો. આ રીતે બ્રાહ્મણો નિયમિત જીવન નિર્ગમન કરતા હતા. તેમનું કામ વિદ્યા ભણવી અને ભણાવવી, યજ્ઞ કરવો અને કરાવવો, અને દાન લેવું અને આપવું, એ હતું.

**વેદનું સંરક્ષણ**—વેદના સમયમાં હિંદુસ્તાનમાં પુસ્તકો લખવાનો પ્રચાર નહિ જેવો હતો. મુસલમાનો હિંદુસ્તાનમાં આવ્યા પછી છેક અગિયારમા સૈકામાં કાગળનો ઉપયોગ થવા માંડ્યો તે પહેલાં લખવાનાં સાધન તરીકે ભૂર્જપત્ર અને તાડપત્ર વપરાતાં. ભૂર્જનાં ઝાડ હિમાલયના પર્વત પર ઘણાં ઊગે છે, તેથી ભૂર્જપત્રનો ઉપયોગ ઉત્તરમાં વિશેષ થતો.

લખવાનાં સાધનની મુશ્કેલીને લીધે વિદ્યાભ્યાસ ગુરુના મુખપાઠથીજ થતો. આવી સ્થિતિમાં વેદ અને અન્ય પુસ્તકો આટલા લાંબા વખત સુધી ટકી રહ્યાં તેને માટે આપણે ઋષિઓની જેટલી સ્તુતિ કરીએ તેટલી ઓછી છે. આપણા પૂર્વજોએ સ્મરણશક્તિ અદ્ભુત રીતે કેળવી હતી. વેદોને તેમણે બહુજ કાળજીથી જાળવી રાખ્યા. વેદના મન્ત્રોનાં પદો જુદાં કરી તેઓ પદપાઠ મોંએ કરતા. પછી એ પદોની સંધિ કરી થયલો સંહિતાપાઠ ગોખતા. ક્રમે પદો ગોખતા તે ક્રમપાઠ કહેવાય છે. વળી પદોને—બબ્બે ત્રણત્રણને અને ત્રણત્રણ—ચચ્ચારને—અનેક રીતે ગોઠવી મોંએ કરતા તે જટાપાઠ અને ઘનપાટ બને છે. આમ અનેક યુક્તિ અને પ્રયુક્તિથી આપણા આર્ય મુનિઓએ વેદને લુપ્ત થતા અટકાવ્યા છે. આ તેમની ચમત્કારી સ્મરણશક્તિ અને બુદ્ધિનો પ્રભાવ છે.

**ગોત્રઃ પ્રવરઃ શાખા**—વેદનું અધ્યયન ગુરુઓના મુખપાઠથીજ થતું, તેથી જુદા જુદા ગુરુઓના પાઠમાં સહેજ ભેદ હોય એ સ્વાભાવિક છે. આ રીતે વેદની શાખાઓ થઈ. જે ગુરુની પાસે શિષ્યો વેદ ભણતા તેમની શાખાના તેઓ કહેવાતા. હાલ બ્રાહ્મણોનાં ગોત્ર, શાખા, અને પ્રવરનો ધાર્મિક ક્રિયામાં ઉપયોગ થાય છે. જે કુળમાં જન્મ્યા હોય તેના પ્રાચીન પૂર્વજનાં નામ પરથી તેમનું ગોત્ર ઓળખાય છે. જે વેદ અને તેની શાખા તેમના પૂર્વજો ભણ્યા હોય તે વેદ અને તે શાખાના તેઓ કહેવાય છે. વળી ગોત્રમાં જે પ્રતિષ્ઠિત પુરુષો થઈ ગયા હોય તેમનાં નામ પરથી તે ગોત્રના પ્રવર ( ઉત્તમ પૂર્વજો ) ઓળખાય છે.

---

## પ્રકરણ ૪થું

## આર્ય લોકો, ભાગ ૨જો

**સૂત્રો**—ગયા પ્રકરણમાં તમને વેદ વિષે હકીકત કહી. વેદ રચાયા પછી ઘણાં વર્ષ સુધી પુસ્તકો છપાતાં નહોતાં એટલુંજ નહિ, પણ લખવાની પણ ઘણી મુશીબત હતી. આથી જ્ઞાન સંપાદન કરવા માટે સ્મરણશક્તિ પરજ આધાર રાખવો પડતો. આ કારણથી સંક્ષિપ્ત

વાક્યોમાં ઘણો અર્થ સમાયો હોય એવી રીતે શાસ્ત્રો રચવાની યુક્તિ થઈ. એવાં વાક્યોને સૂત્ર કહે છે. એમ સૂત્રના રૂપમાં ઘણાં શાસ્ત્રો રચાયાં છે.

**વેદાંગ**—આર્યોનું જીવન સાદું અને ધર્મમય હતું. તેમની બધી ભાવનામાં ધર્મજ ઓતપ્રોત થયલો—ગુંથાયલો હતો. વ્યાકરણ, છન્દઃશાસ્ત્ર, જ્યોતિષ, વગેરે શાસ્ત્રો વેદનો અર્થ સમજવા રચવામાં આવ્યાં હતાં, માટે એ વેદનાં અંગ કહેવાય છે. એ બધાં સૂત્રોનાજ રૂપમાં લખાયાં છે. ઇ. સ. પૂર્વે આઠમા સૈકામાં પાણિનિ નામના મોટા વ્યાકરણકર્તાએ 'અષ્ટાધ્યાયી' નામનું આઠ પ્રકરણનું વ્યાકરણ સૂત્રના રૂપમાં રચ્યું છે. ભાષાના ઉત્તમ નિયમો બાંધનાર આચાર્ય પાણિનિનાં પશ્ચિમની સુધરેલી દુનિયા પણ પુષ્કળ વખાણ કરે છે.

**દર્શનશાસ્ત્ર**—સર્વ પ્રવૃત્તિ છેવટે નિવૃત્તિ માટેજ છે એમ સમજી આર્યોએ નિવૃત્તિમાં વિશેષ સુખ માન્યું છે. સંસાર બંધનરૂપ છે, એ બંધમાંથી મોક્ષ શી રીતે પ્રાપ્ત થાય અને મોક્ષનું કેવું સ્વરૂપ છે, તેનો વિચાર આર્યોએ જુદી જુદી દૃષ્ટિથી કરી શાસ્ત્રો રચ્યાં છે, તે દર્શનશાસ્ત્ર કહેવાય છે. એવાં શાસ્ત્ર ૭ છે અને તે સૂત્રના રૂપમાં રચાયાં છે.

**વર્ણ અને પેટા વર્ણ**—હાલ જેમ હિંદુઓમાં ઘણી ન્યાતો છે તેમ તે સમયે નહોતી. પરંતુ જ્ઞાતિની સંસ્થાનાં બીજ ઘણા પ્રાચીન સમયથીજ વવાયાં હતાં. 'વર્ણ' શબ્દનો મૂળ અર્થ રંગ થાય છે. અનાર્ય લોકોનો શ્યામ વર્ણ તથા તેમનાં કાન્તિ, રિવાજ, અને રીતભાતથી આર્ય લોકોને તેમના પ્રત્યે ઘણો તિરસ્કાર છૂટ્યો. એ તિરસ્કાર તેમણે અનેક રીતે દર્શાવ્યો. વેદમાં અનાર્ય લોકોને 'દસ્યુ'–દેવ અને મનુષ્યના શત્રુ, રાક્ષસ કહ્યા છે. આરંભમાં ચાર વર્ણ હતી—બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, અને શૂદ્ર. જુદા જુદા ધંધા કરવામાં રોકાયાથી એ વર્ણો ઉત્પન્ન થઈ હતી. બ્રાહ્મણો ભણવાભણાવવાનું અને યજ્ઞનું કામ કરતા; ક્ષત્રિયો દેશનું રક્ષણ કરતા; વૈશ્યો ખેતીમાં અને ધંધામાં રોકાઈ દેશની જરૂરીઆતો પૂરી પાડતા; અને શૂદ્રો ઉપલા ત્રણ વર્ણની સેવા કરતા. શૂદ્રો અનાર્ય જાતિના હતા

અને ઘણા હલકા ગણાતા. બ્રાહ્મણ, ક્ષત્રિય, અને વૈશ્યને જનોઈ પહેરવાનો અધિકાર હતો. આ સંસ્કાર તેમનો બીજો જન્મ ગણાતો, તેથી તેઓ દ્વિજ ( બે વાર જન્મેલા ) કહેવાતા.

ઋષિઓ પવિત્રતા જાળવવા માટે બહુ સંભાળ લેતા. જેઓ પોતાના જેવા શુદ્ધ અને પવિત્ર ન હોય તેમની સાથે લગ્ન કે ભોજનનો સંબંધ રાખવાથી પોતાની પવિત્રતા દૂષિત થશે અને તેમ થવાથી પોતાનું અને પોતાની સંતતિનું તેજ ઘટશે અને બુદ્ધિબળ ક્ષીણ થશે, એવા વિચારો પ્રથમ બ્રાહ્મણોમાં ઉદ્દભવ્યા અને તેમનો દાખલો અન્ય વર્ણોએ લીધો. આ રીતે જુદી જુદી વર્ણોમાં લગ્ન અને ભોજનનો વ્યવહાર કાલક્રમે બંધ થયો. આરંભમાં બ્રાહ્મણો અને અન્ય વર્ણો વચ્ચે લગ્નનો તેમજ ભોજનનો સંબંધ હતો. વિદ્યાના બળથી બ્રાહ્મણો અન્ય વર્ણોથી ઉત્કૃષ્ટ ગણાતા. જે સંસ્કૃત સાહિત્ય પ્રતિ પશ્ચિમની સુધરેલી પ્રજાઓ પણ પૂજ્યભાવ દર્શાવે છે તે સાહિત્ય બ્રાહ્મણોએ ખિલવ્યું, માટે તેઓ સર્વ પ્રકારના માનને યોગ્યજ હતા. ' મહારાજ, ' ' ભૂદેવ ' એવી બ્રાહ્મણો માટે વપરાતી સંજ્ઞાઓ હજી પણ પૂર્વ સમયની તેમની માનનીય સ્થિતિની સાક્ષી પૂરે છે. આ પ્રમાણે જ્ઞાતિનાં બીજ પવિત્રતા અને શુદ્ધિ પ્રત્યેના આર્ય મુનિઓના આદરભાવમાં અને ધંધાની વહેંચણીમાં હતાં. જેમ જેમ આર્યો વધારે વધારે દૂરના ભાગમાં ફેલાતા ગયા, તેમ તેમ જુદાં જુદાં સ્થળના વતનીઓના રીતરિવાજેમાં ફેરફાર થવાથી, મુસાફરીની મુશીબતથી, અને પવિત્રતા અને શુદ્ધિ ઓછીવત્તી હોવાથી, તેમજ ભાષાના ભેદને કારણે જ્ઞાતિના પેટા વિભાગ થયા અને હાલ એ પેટા વિભાગ ઘણા જોવામાં આવે છે. ગમે તેવી સારી સંસ્થામાં સમયને અનુકૂળ ફેરફાર ન કરવામાં આવે તો તેમાંથી અનિષ્ટ પરિણામ નીપજે છે. જ્ઞાતિની બાબતમાં પણ એમજ થયું છે. હાલ એટલા બધા પેટા વિભાગ થયા છે કે તેથી હિંદુ પ્રજાને ઘણી મુશીબત નડે છે. સમયને અનુસરતા નિયમો બાંધી જેમ બને તેમ પેટા વિભાગો ઓછા કરવામાંજ દેશનું કલ્યાણ રહેલું છે.

**સ્મૃતિઃ ધર્મશાસ્ત્ર**—શ્રુતિનો અર્થ પ્રતિપાદન કરતા, શ્રુતિના આધારે રચાયલા ગ્રન્થો સ્મૃતિ કહેવાય છે. વેદમન્ત્રોનું ઋષિઓને ઇશ્વર તરફથી

શ્રવણ થયું, માટે વેદ શ્રુતિ કહેવાય છે. સ્મૃતિગ્રન્થોનું શ્રવણ થયું નથી; પરંતુ ઋષિમુનિઓએ એ ગ્રન્થો રચ્યા અને શિષ્યોને ભણાવ્યા. એમ સ્મરણશક્તિથી એ ગ્રન્થો પેઢીધર પેઢી ઊતરી આવ્યા છે, માટે એ સ્મૃતિ કહેવાય છે. ધર્મસૂત્રોમાં ચારે વર્ણના આચાર અને રાજા પ્રત્યે ધર્મનું તથા સામાજિક નિયમોનું સંક્ષેપમાં વર્ણન છે. એને આધારે મનુસ્મૃતિ અને બીજી સ્મૃતિઓ રચાઈ છે. એ હિંદુઓનાં ધર્મશાસ્ત્ર છે અને એને આધારે બ્રિટિશ રાજ્યે હિંદુઓના કાયદા રચ્યા છે.

પુરાણ—ઉપનિષદોમાં ધર્મનું રહસ્ય છે; પણ તે ઘણું ઊંડું અને થોડાથીજ સમજાય એવું છે, તેથી તેનો સાર આખ્યાનદ્વારા સમજાવવા પુરાણો રચાયાં છે. પુરાણો અઢાર છે, તેમાં વાયુપુરાણ પ્રાચીન છે; ભાગવત પુરાણ અને હરિવંશ મુખ્ય છે. વેદના સમયમાં અગ્નિ, ઇન્દ્ર, વરુણ, વગેરે કુદરતની શક્તિઓની દેવદેવી તરીકે પૂજા થતી. પાછળથી બ્રહ્મા, વિષ્ણુ, અને રુદ્ર દેવની પૂજાનો પ્રચાર થયો. બ્રહ્મા સૃષ્ટિના સર્જનાર, વિષ્ણુ પાળનાર, અને શિવ સંહાર કરનાર દેવ તરીકે પુજાયા. શિવને વેદમાં રુદ્ર—કૃષ્ણ વર્ણના મેઘના દેવ તરીકે અને વિષ્ણુને સૂર્ય તરીકે વર્ણવ્યા છે. એ સૂર્ય પ્રાતઃકાળે, મધ્યાહ્ને, અને સાંજે ત્રણ પગલાંથી આકાશને ઓળંગે છે. આ દેવો વિષે પુરાણોમાં હકીકત છે.

**આર્ય ટોળીનું બંધારણ: પ્રાચીન રાજ્યો**—આર્ય લોકોમાં અનેક ટોળીઓ હતી, તેમાંની એક ટોળી ભરત હતી. ટોળીઓનું બંધારણ કુળના બંધારણ પર હતું. પિતા એ કુળનો પતિ હતો. જ્યારે કુળના છોકરા અન્ય સ્થળે ગયા ત્યારે વડીલ પુત્ર ત્યાંનો કુલપતિ થયો. આમ કુળનો જુદે જુદે સ્થળે વિસ્તાર થયે જુદાં જુદાં કુળો મળીને ટોળી અને જુદી જુદી ટોળી મળીને પ્રજા થઈ. પ્રજાનો નાયક રાજા કહેવાયો. ટોળીની સંમતિ લઈને તે પર રાજા રાજ્ય કરતા. એ ટોળીની સભા તે સમિતિ કહેવાતી. બળવાન્ ભરત અન પુરુની ટોળીઓ અને તેમના દસ રાજાઓ અને તૃત્સુ ટોળીના રાજા સુદાસની વચ્ચે થયલા યુદ્ધનું વર્ણન ઋગ્વેદમાં આપેલું છે. સુદાસ રાજાના શત્રુ ભરત લોકોએ કુરુ નામની ટોળીના

રાજાઓની સરદારી નીચે હાલ દિલ્હી નગરી છે તે સ્થળે મોટું રાજ્ય સ્થાપ્યું હતું પશ્ચિમમાં કુરુ અને પંચાલ, અને પૂર્વમાં કોશલ, કાશી, અને વિદેહનાં રાજ્ય હતાં. નીચે નૈર્ઋત તરફ નિષધ અને વિદર્ભનાં રાજ્યો આવ્યાં હતાં, એ રાજ્યો મધ્ય હિંદમાં નર્મદાને બંને કિનારે હાલ જ્યાં દક્ષિણ માળવા અને વરાડ છે ત્યાં આવ્યાં હતાં.

---

# પ્રકરણ ૫મું

## રામાયણ

**રામાયણનો સાર**—જ્યારે જ્યારે સૃષ્ટિમાં ધર્મની ગ્લાનિ થાય છે અને અધર્મ વધે છે ત્યારે ત્યારે ધર્મનું સંસ્થાપન કરવા ભગવાન્ મનુષ્યરૂપે અવતાર લે છે એવું હિંદુઓનું માનવું છે. રામચન્દ્રજી એવા અવતારી પુરુષ હતા. એમનું ચરિત્ર ' રામાયણ 'માં આપેલું છે. ' રામાયણ ' અને ' મહાભારત ' એ આર્યોનાં મોટાં વીરરસ કાવ્ય છે. ' રામાયણ ' વાલ્મીકિ ઋષિએ રચ્યું છે. કોશલ દેશમાં અયોધ્યા નગરીમાં દશરથ રાજા રાજ્ય કરતા હતા. તેમને કૌશલ્યા પટ્ટરાણીથી રામ, સુમિત્રાથી લક્ષ્મણ અને શત્રુઘ્ન, અને કૈકેયીથી ભરત પુત્રો થયા. રામચન્દ્ર બાળક હતા ત્યારે વિશ્વામિત્ર ઋષિએ દશરથ રાજાની પાસે આવી કહ્યું કે મારા આશ્રમમાં રાક્ષસો આવી યજ્ઞને હાનિ કરે છે, માટે યજ્ઞનું રક્ષણ કરવા રામ અને લક્ષ્મણને મારી સાથે મોકલો. દશરથ રાજાની મરજી નહોતી, તોપણ ઋષિના આગ્રહથી તેમણે રાજકુમારોને તેમની સાથે મોકલ્યા. ત્યાં તેમણે રાક્ષસોને મારી યજ્ઞનું રક્ષણ કર્યું. પછી વિશ્વામિત્ર ઋષિ તેમને વિદેહ દેશના રાજા જનકને ત્યાં તેમની પુત્રી સીતાના સ્વયંવરમાં લઈ ગયા. શિવનું ધનુષ્ જે વીર પુરુષ નમાવે તેમને સીતા વરવાનાં હતાં. ઘણા રાજાઓએ-લંકાના રાવણે પણ ધનુષ્ નમાવવાનો પ્રયત્ન કર્યો, પણ કોઈથી તે નમાવાયું નહિ. છેવટે વિશ્વામિત્ર ઋષિની આજ્ઞાથી રામચન્દ્રજીએ રમતમાં ધનુષ્ નમાવ્યું અને સીતા રામને વર્યાં. આ પ્રમાણે સીતાને પરણી રામ અયોધ્યા આવ્યા. હવે દશરથ વૃદ્ધ

થયા હતા, તેથી તેમણે રામચન્દ્રને યુવરાજ કરવાનો નિશ્ચય કર્યો. રામને ગાદીએ બેસાડવાની તૈયારી થઈ રહી હતી અને બીજે દિવસે વસિષ્ઠ ઋષિ રામને યુવરાજપદે અભિષેક કરવાના હતા, એવામાં મન્થરા નામની અદેખી અને દુષ્ટ દાસીએ કૈકેયીને ભમાવી દશરથ રાજા પાસે મોકલી. તેથી એક સમયે દશરથ રાજાએ કૈકેયી રાણી ઉપર પ્રસન્ન થઈ તેને, માગે ત્યારે બે વરદાન આપવા કબૂલ્યું હતું, તે કબૂલેલાં બે વરદાન દાસીના સમજાવ્યાથી કૈકેયીએ માગ્યાઃ—એક વરદાન રામને બાર વરસ વનમાં મોકલવાનું અને બીજું વરદાન ભરતને રાજ્યાભિષેક કરવાનું. દશરથ રાજા આ વચન સાંભળી મૂર્છા પામ્યા. તેમણે પ્રિય પુત્ર રામને વનવાસ મોકલવાની યાચના ન કરવા કૈકેયીને ઘણી સમજાવી, પણ તેણે પોતાનો નિશ્ચય બદલ્યો નહિ. પ્રાતઃકાળે જ્યારે રાજ્યાભિષેક થવાનો હતો ત્યારે આ વાતની ખબર રામને પડી. તેઓ તરતજ પિતાની આજ્ઞા પાળવા તૈયાર થયા. સીતા બાળક હતાં અને વનવાસમાં ઘણાં સંકટ પડશે એમ રામે તેમને બહુ સમજાવ્યાં, તોપણ તેમણે તે માન્યું નહિ અને રામની સાથે વનમાં જવા તૈયાર થયાં. સીતાએ કહ્યું કે જેમ છાયા માણસની સાથેજ ફરે છે તેમ પત્નીએ પતિની સાથે સંકટમાં પણ રહેવું એજ તેનો પતિવ્રતા ધર્મ છે. લક્ષ્મણનો પણ રામના પર ઘણો પ્રેમ હતો તેથી તેઓ પણ રામ અને સીતાની સાથે વનવાસ ગયા. પુત્રવિયોગના શોકથી દશરથ રાજા મરણ પામ્યા. ભરત અયોધ્યામાં નહોતા. જ્યારે તેમને રામના વનવાસની ખબર પડી ત્યારે તેમણે પોતાની માતાનો ઘણો દોષ કાઢ્યો અને વનમાં જઈ રામચન્દ્રને અયોધ્યા પાછા ફરવા વિનતિ કરી. પરંતુ રામ સત્યને પાળનારા હતા, તેથી તેમણે પાછા ફરવા ના કહી; ત્યારે ભરતે રામની પાદુકાઓ લઈ અયોધ્યાની રાજગાદી પર મૂકી અને રામચન્દ્રને નામે પોતે રાજ્ય કરવા માંડ્યું.

આટલા વૃત્તાન્ત પરથી રામચન્દ્રજી કેવા એકવચની હતા, સીતાજીનો પતિપ્રેમ કેવો દૃઢ હતો, અને લક્ષ્મણ અને ભરતનો ભ્રાતૃભાવ કેવો નિર્મળ અને પ્રબળ હતો, તે સ્પષ્ટ સમજાય છે.

રામ, લક્ષ્મણ, અને સીતા ગોદાવરી નદીને કિનારે નાશક આગળ દંડકારણ્યમાં પંચવટીમાં રહ્યાં. ત્યાં રામે ખર, દૂષણ, વગેરે રાક્ષસોને માર્યા. રાવણની બેન શૂર્પણખાએ રામની સાથે પરણવાની માગણી કરી; પરંતુ રામ તો એકપત્નીવ્રતવાળા હતા તેથી તેમણે ના કહી. પછી તેણે લક્ષ્મણને પરણવા તેમની યાચના કરીઃ તેણે પણ ના કહી; ત્યારે ચિડવાઈને તેણે ભયંકર રૂપ ધારણ કરી સીતાને બિવડાવ્યાં, તેથી લક્ષ્મણે તેનું નાક કાપી નાખ્યું. આથી શૂર્પણખાને ક્રોધ ચડયો અને તેણે પોતાના ભાઈ રાવણને ઉશ્કેર્યો. સીતાને પરણવાની રાવણને ઇચ્છા હતી. પરંતુ શિવધનુષ્ પોતાથી નમાવાયું નહિ ને રામચન્દ્રે તે નમાવ્યું, તેથી સીતા રામચન્દ્રને વર્યાં. આથી રામચન્દ્ર પર રાવણના ક્રોધનાં બીજ વવાયાં હતાં અને શૂર્પણખાની પ્રેરણાથી તે બીજને પોષણ મળ્યું. રાવણે સીતાને હરી લાવવાનો વિચાર કર્યો. તેની આજ્ઞાથી મારીચ નામના રાક્ષસે માયા કરી કારમા મૃગનું રૂપ ધારણ કર્યું અને એ મૃગ સીતાને લોભાવવા રામચન્દ્રના આશ્રમ પાસે ભટકયું. મૃગને જોઈને સીતાને તેના ચામડાની કાંચળી પહેરવાની ઇચ્છા થઈ. આથી લક્ષ્મણને સીતા સોંપી રામચન્દ્ર મૃગને મારવા ગયા. તેમણે બાણ મારી રાક્ષસને માર્યો; પરંતુ મરતાં રાક્ષસે કારમી ચીસો પાડી કે હે લક્ષ્મણ! તું શરણે આવ. આથી સીતા બીધાં અને તેમણે લક્ષ્મણને રામની મદદે જવા કહ્યું. લક્ષ્મણે તેમને ઘણાં સમજાવ્યાં કે આમાં કપટ રચાયું છે અને રામને ભય હોયજ નહિ; પરંતુ સીતાએ તે માન્યું નહિ અને આગ્રહ કરી લક્ષ્મણને મોકલ્યા. સ્ત્રીની હઠનો આ દાખલો છે. આ તકનો લાભ લઈ યતિને વેષે રાવણે સીતાનું હરણ કર્યું. મારીચને મારી રામલક્ષ્મણ પાછા ફર્યાં ત્યારે આશ્રમમાં સીતાને દીઠાં નહિ. આથી તેઓ ઘણો શોક પામ્યા અને તેમની શોધ કરવા નીકળ્યા. પરંતુ તેમને તરત પત્તો મળ્યો નહિ. પછી કિષ્કિન્ધા નગરીમાં ( હાલ હમ્પી છે ત્યાં ) રામને સુગ્રીવ વાનર અને તેની સેનાની સહાયતા મળી. સુગ્રીવે હનુમાનને મોકલી સીતાની શોધ કરાવી. છેવટે, રામ લંકા આગળ ગયા, ત્યાં સેતુ બાંધી ખાડી ઓળંગી અને રાવણની સાથે યુદ્ધ કરી તેને મારી તેમણે સીતાને છોડાવ્યાં.

આમ રાક્ષસોનો નાશ કરી રામે સીતાને મેળવ્યાં; બાર વરસનો વનવાસ પૂરો થવાથી તેઓ અયોધ્યા નગરીમાં પાછા ફર્યા. ભરતે મોટા ભાઈને વધાવી લીધા અને ગાદી સોંપી દીધી.

**બોધ**—રામચન્દ્રનું ચરિત્ર નિર્મળ અને તેજસ્વી છે. એક બાણ, એક વચન, અને એક પત્નીવ્રતને માટે તેઓ સુપ્રસિદ્ધ છે. તેમનું બાણ પાછું ફર્યું નથી, એવું તેમનું શુરાતન હતું. તેમણે કદી પણ પ્રતિજ્ઞા તોડી નથી, એવા તેઓ સત્યનિષ્ઠ હતા, અને તેમણે એકથી બીજી પત્ની કરી નથી. સીતાજી પ્રતિ તેમનો પ્રેમ નિશ્ચલ હતો. તોપણ રાવણને મારી સીતાને મેળવી અયોધ્યામાં રાજ્ય કરવા માંડયું ત્યારે પ્રજાનું મન રંજન કરવું અને તેને દરેક પ્રકારે સુખી કરવી એજ રાજધર્મ છે એવો તેમનો વિચાર એટલો બધો દૃઢ હતો કે રાવણને ઘેર રહેલી સીતાનો તેમણે સ્વીકાર કર્યો તેથી એક ધોબીએ તેમની નિન્દા કરી તેના પર ક્રોધ કરવાને બદલે પ્રાણથી પણ પ્રિય સીતાને વનમાં મૂકી આવવા તેમણે લક્ષ્મણને આજ્ઞા કરી. પ્રજાનો પ્રેમ સંપાદન કરવામાં પ્રાણથી પણ પ્રિય પત્નીનો ત્યાગ કરતાં રામ પાછા હઠયા નહિ. લક્ષ્મણના ચરિત્રમાં શુદ્ધ નિઃસ્વાર્થ ભ્રાતૃભક્તિની ઉત્તમ ભાવના છે. રામના રાજ્યમાં પ્રજા દરેક પ્રકારે સુખી હતી.

નીતિની મહત્તા અને વૈભવમાં 'રામાયણ' દુનિયાના બીજા કોઈ પણ વીરરસ કાવ્ય કરતાં ચડિઆતું છે એમ પાશ્ચાત્ય વિદ્વાનો પણ માને છે. તે સમયમાં સમાજ કેવી સ્થિતિમાં હતો અને તેનાં રીતરિવાજ કેવાં હતાં તેનો ઉત્તમ વિચાર એ કાવ્યમાં છે.

**તુલસીદાસનું 'રામાયણ'**—વાલ્મીકિના 'રામાયણ'ને આધારે તુલસીદાસે હિંદીમાં 'રામાયણ' રચ્યું છે, તે ઉત્તર હિંદુસ્તાનમાં ઘણું લોકપ્રિય છે; કેમકે તે ઘણું રસિક અને બોધથી ભરપૂર છે.

# પ્રકરણ ૬ઠ્ઠું

## મહાભારત

**મહાભારતનો સાર**—આર્યોનું બીજું મોટું વીરરસ કાવ્ય ‘મહાભારત’ છે. એ ‘રામાયણ’ કરતાં લગભગ પાંચ ગણું મોટું છે. એના કર્તા કૃષ્ણ દ્વૈપાયન વ્યાસ હતા. મૂળ કાવ્યમાં વ્યાસના શિષ્ય વૈશંપાયને વધારો કર્યો છે. આ કાવ્યમાં પાંડવો અને કૌરવોનો વૃત્તાન્ત છે. કુરુ નામની આર્યની ટોળી તે વેદના સમયમાં પુરુષ્ણી નદીને કિનારે વસતી પુરુ ટોળીજ છે. એનું રાજધાનીનું શહેર હસ્તિનાપુર હતું. એ નગર હાલના દિલ્હીની ઇશાને લગભગ ૫૦ માઇલને છેટે આવેલું હતું. ત્યાંના રાજાને ધૃતરાષ્ટ્ર અને પાંડુ નામના બે પુત્ર હતા. મોટો પુત્ર ધૃતરાષ્ટ્ર અન્ધ હતો તેથી પાંડુને ગાદી મળી હતી. ધૃતરાષ્ટ્રને સો પુત્ર હતા, તે મૂળ પૂર્વજ કુરુ ઉપરથી કૌરવો કહેવાતા. તેઓમાં દુર્યોધન મુખ્ય હતો. પાંડુને પાંચ પુત્ર હતા—યુધિષ્ઠિર, ભીમ, અર્જુન, સહદેવ, અને નકુલ. એ પાંચ પુત્રો પાંડુના પુત્રો હોવાથી પાંડવ કહેવાતા હતા. કૌરવો અને પાંડવોનાં ચરિત્રો તદ્દન જુદાંજ હતાં. કૌરવો દ્વેષી, અદેખા, અને કપટી હતા. પાંડવો શૂરા, ધર્મિષ્ઠ, અને સાધુ ચરિત્રવાળા હતા. યુધિષ્ઠિર સત્યશીલ, ભીમ મહાપરાક્રમી અને ભોળો, અર્જુન ઉત્સાહી અને તેજસ્વી, અને સહદેવ અને નકુલ મોટા ભાઈની આજ્ઞાને અનુસરનારા વીર પુરુષો હતા. પાંડવો અને કૌરવોએ દ્રોણાચાર્યના હાથ નીચે શસ્ત્રવિદ્યા સંપાદન કરી હતી. ત્યાં પાંડવોને વધારે પરાક્રમી અને કુશળ જોઈ કૌરવોનાં હૃદયમાં ઈર્ષ્યા અને દ્વેષનાં બીજ વવાયાં હતાં. પાંડુ રાજાના મરણ પછી ધૃતરાષ્ટ્રે થોડો સમય રાજ્યતન્ત્ર ચલાવ્યું. પછી યુધિષ્ઠિર રાજા થાય એવી તેની ઇચ્છા હતી. પણ કૌરવોને એ વાત ગમી નહિ. તેમણે પાંડવો માટે લાક્ષાગૃહ (લાખનું ઘર) બનાવ્યું અને સૂતા બાળી મૂકવાની ઇચ્છાએ તેમાં તેમને રાખ્યા. પાંડવોને આ વાતની ખબર પડવાથી તેઓ ત્યાંથી નાસી ગયા. એવામાં પંચાલના રાજા દ્રુપદે પોતાની પુત્રી દ્રૌપદીને માટે સ્વયંવર રચ્યો હતો. એક ફરતા કુંડાળામાં

થઈને તેની પેલી પાર આવેલી મત્સ્યની નિશાનીને જે રાજા બાણ વડે વીંધે તેને હું કન્યા પરણાવીશ એમ રાજાએ જાહેર કર્યું હતું. અનેક રાજાઓએ અને તેઓમાં કૌરવોએ પણ પોતાનું બળ અજમાવ્યું, પણ તેઓ ફાવી શકયા નહિ. આખરે, અર્જુને મત્સ્યને બાણથી વીંધ્યો અને દ્રૌપદીનાં લગ્ન અર્જુન સાથે થયાં. વિજય પ્રાપ્ત કરી પાંડવો ગયા અને કુન્તી માતાને નમીને કહ્યું કે માતા, અમે એક મોટું ઇનામ જીતી લાવ્યા છીએ. માતાએ કહ્યું, તમે સર્વે તે વહેંચી લો. આ ઇનામ તો દ્રૌપદી કન્યા છે એમ પાછળથી માલમ પડયું ત્યારે માતા ખેદ પામી. પરંતુ માતાની આજ્ઞાનો તિરસ્કાર થાય નહિ, માટે દ્રૌપદી પાંચે પાંડવોની એક પત્ની થઈ. આ પ્રસંગે પાંડવોને યાદવોના અધિપતિ શ્રીકૃષ્ણ સાથે મૈત્રી થઈ. તેમને દ્રુપદ અને કૃષ્ણની સહાયતા છે એમ ધારી કૌરવોએ તેમને અર્ધું રાજ્ય આપ્યું અને હાલ દિલ્હી છે ત્યાં ઇન્દ્રપ્રસ્થ નગરીને રાજધાની બનાવી પાંડવો ત્યાં રહ્યા.

પરંતુ કૌરવોએ પાંડવોને જંપીને બેસવા દીધા નહિ. તે સમયે દ્યૂત રમવાનો પ્રચાર વિશેષ હતો. દુર્યોધને યુધિષ્ઠિરને દ્યૂત રમવા બોલાવ્યા અને એવી હોડ મૂકી કે જે પક્ષ હારે તે રાજ્યપાટ છોડી બાર વર્ષ વનમાં રહે અને એક વર્ષ છૂપા રહે, તેમાં જો જાહેર કરાય તો પાછા બાર વર્ષ વનમાં જાય. શકુનિ મામાની મદદથી દુર્યોધને યુધિષ્ઠિરને હરાવ્યા. આથી પાંડવોને બાર વર્ષ વનમાં જવું પડયું. દુર્યોધનના ભાઈ દુઃશાસને ભરી રાજસભામાં દ્રૌપદીની આબરૂ લીધી, તેથી ભીમસેન કોપ્યા અને તેમણે એવી પ્રતિજ્ઞા કરી કે દુઃશાસનને મારીને મારે તેની જાંઘમાંથી રુધિરનું પાન કરવું. પાંડવો બાર વર્ષ સરસ્વતીને કિનારે કામ્યક વનમાં રહ્યા. તેરમું વર્ષ તેમણે પાંચાલ દેશની દક્ષિણે ચંબલ નદીને કિનારે મત્સ્ય દેશના વિરાટ રાજાને ત્યાં છૂપે વેષે ગાળ્યું.

આમ પાંડવો વનવાસ પૂરો કરી પાછા આવ્યા તોપણ કૌરવોએ તેમને તેમનું રાજ્ય આપ્યું નહિ. શ્રીકૃષ્ણે અને વિદુરે તેમને ઘણું સમજાવ્યા, તોએ તેમણે કહ્યું માન્યું નહિ. આથી પાંડવો અને કૌરવોની

વચ્ચે કુરુક્ષેત્રમાં અઢાર દિવસ મોટું યુદ્ધ થયું; તેમાં કુરુપક્ષના ભીષ્મ, દ્રોણ, કર્ણ, શલ્ય, વગેરે હણાયા અને છેવટે કૌરવોનો નાશ થયો અને પાંડવોનો વિજય થયો. દ્રોણના પુત્ર અશ્વત્થામાએ પાંડવો સૂતા હતા તેમની છાવણીમાં રાત્રે પેસી તેમના પક્ષના બધા યોદ્ધાઓનો નાશ કર્યો. પાંડવોને ગયલું રાજ્ય પાછું મળ્યું અને યુધિષ્ઠિરને રાજ્યાભિષેક થયો.

વૃદ્ધ ધૃતરાષ્ટ્રથી પોતાનો નાશ ખમી શકાયો નહિ. તે, તેની પત્ની ગાન્ધારી, અને પ્રધાનો જંગલમાં એક આશ્રમમાં રહ્યાં; ત્યાં બે વર્ષ રહી વનના દવમાં મરણ પામ્યાં. આથી પાંડવોને બહુ શોક થયો. તેઓ રાજ્ય છોડી હિમાલયની યાત્રાએ નીકળ્યા. ત્યાં દ્રૌપદી, સહદેવ, નકુલ, અર્જુન, અને ભીમ, એમ એક પછી એક નીતિની ન્યૂનતા પ્રમાણે મરણ પામ્યાં. માત્ર યુધિષ્ઠિરજ સદેહ સ્વર્ગે પહોંચ્યા.

**બોધ**—આ પ્રમાણે મહાભારતનો મુખ્ય વૃત્તાન્ત સમાપ્ત થાય છે. કૌરવો દુર્ગુણના પ્રત્યક્ષ નમુના હતા અને પાંડવો મૂર્તિમન્ત સદ્‌ગુણ હતા. સદ્‌ગુણ અને દુર્ગુણના યુદ્ધમાં અન્તે સદ્‌ગુણ વિજયી થાય છે. ધર્મનો કદી પણ ત્યાગ કરવો નહિ, એવો મહાભારતનો મુખ્ય બોધ છે.

**ભગવદ્‌ગીતા**—કુરુક્ષેત્રમાં પાંડવ અને કૌરવોનાં સૈન્યો યુદ્ધને માટે ગોઠવાય છે અને યુદ્ધના આરંભની તૈયારીઓ થઈ બંને પક્ષના સૈન્યમાં શંખનાદ થાય છે, ત્યારે બંધુઓને પોતાની સામા લડાઈમાં ગોઠવાયલા જોઈ અર્જુનને અત્યન્ત ખેદ થાય છે અને શ્રીકૃષ્ણ પોતાના રથના સારથિ હતા તેમને કહે છે કે ત્રૈલોક્યનું રાજ્ય મળે તોપણ મારે મારા બાંધવો સાથે લડવું નથી. એમ કહી અર્જુને શસ્ત્ર મૂકી દીધાં. તે સમયે શ્રીકૃષ્ણ ભગવાને તેને જ્ઞાન આપ્યું કે આત્મા અમર છે. તે કોઈને મારતો નથી કે કોઇથી મરાતો નથી. મનુષ્ય માત્ર પોતાનો ધર્મ બજાવવાને બંધાયલો છે. ફળની અપેક્ષા રાખ્યા વિના પોતપોતાનાં કર્મ કરવાં એજ મનુષ્યનો ધર્મ છે. કર્મનો ત્યાગ કોઇથી થઈ શકતો નથી. કર્મનો ત્યાગ એ સંન્યાસ નથી, પણ ફળનો ત્યાગ એ સંન્યાસ છે. અર્થાત્, ફળની ઇચ્છા રાખ્યા વિના કર્મો કરવાં અને ઇશ્વરને અર્પણ કરવાં એજ

મનુષ્યનો ધર્મ છે. કર્મથી–યજ્ઞયાગથી, ભક્તિથી, કે જ્ઞાનથી મોક્ષ પ્રાપ્ત થાય છે, એની પણ સમજણ ભગવાને અર્જુનને આપી. આ ગ્રન્થ તે ભગવદ્ગીતા. એમાં આત્માના સ્વરૂપનું કર્મ, ભક્તિ, અને જ્ઞાનનું એવું સુંદર વિવેચન છે કે એને સર્વ પંથના હિંદુઓ તેમજ અન્ય પ્રજાઓ પણ બહુજ આદરભાવથી વાંચે છે અને એનું મનન કરે છે.

**જ્ઞાનનો ભંડાર**—'મહાભારત'માં પાંડવકૌરવોના મુખ્ય વૃત્તાન્ત ઉપરાંત ઘણાં આખ્યાનો છે; જેવાં કે નળદમયન્તીનું, સાવિત્રીનું, હરિશ્ચન્દ્રનું, વગેરે. આવાં આખ્યાનોને લીધે એ ગ્રન્થ નીતિવાક્યોથી ભરપૂર છે. ખરેખર, 'મહાભારત' જ્ઞાનનો ભંડાર છે, એક વિદ્વાને કહ્યું છે કે જે બીજા ગ્રન્થોમાં નથી તે એમાં છે અને જે એમાં નથી તે બીજા કોઈ ગ્રન્થમાં નથી.

**'રામાયણ' અને 'મહાભારત'ની મહત્તા**—'રામાયણ' અને 'મહાભારત' હિંદુઓને ઘણાં પ્રિય છે. તે ઠેકાણે ઠેકાણે વંચાય છે અને વિચારાય છે. આર્યોના જીવન, તેમના આચારવિચારો–રહેણીકહેણી કેવાં હતાં તે એ પરથી સમજાય છે. દરેક જાતના નીતિના આદર્શો–નમુનારૂપ સ્ત્રીપુરુષો એમાં અનેક મળી આવે છે. સંસ્કૃત અને દેશી ભાષાઓમાં અનેક કવિઓને અને ગદ્ય ગ્રન્થકારોને એમાં કાવ્યો, નાટકો, અને ગદ્ય ગ્રન્થો માટે વસ્તુ (વર્ણવવાનો વિષય) મળી આવ્યું છે.

**આપણું કર્તવ્ય**—આપણા આર્ય પૂર્વજોએ વેદ, વેદાંગ, ઉપનિષદ્, દર્શન, સ્મૃતિઓ, પુરાણો, અને 'રામાયણ' અને 'મહાભારત,' આવા અનેક ગ્રન્થોનો ભંડાર આપણે માટે વારસા તરીકે મૂક્યો છે અને આપણી પ્રતિષ્ઠા આખા જગતમાં ફેલાવી છે. એ પૂર્વજો પ્રતિ માત્ર પૂજ્યભાવ દર્શાવવો અને બડાઈ કરવી એટલુંજ આપણું કર્તવ્ય નથી. એ ગ્રન્થોમાં શું તત્ત્વ છે તે શોધવું અને એ પૂર્વજોના જેવા થવા પ્રયત્ન કરવો એ આપણો ધર્મ છે.

---

# પ્રકરણ ૭મું

## મહાવીર સ્વામી અને બુદ્ધ

**મહાવીરઃ જૈન**—ઇ. સ.ની પૂર્વે છઠ્ઠા સૈકામાં બે ક્ષત્રિય વીરોએ હિંદુસ્તાનમાં બે ધર્મો પ્રવર્તાવ્યા. મહાવીર સ્વામીનું મૂળ નામ વર્ધમાન હતું. તેમના પિતા સિદ્ધાર્થ એક ક્ષત્રિય ટોળીના નાયક હતા. તેઓ પટનાની ઉત્તરે વૈશાલી નગરીમાં રહેતા. વર્ધમાનનો જન્મ ઇ. સ. પૂર્વે ૫૯૯માં થયો હતો. એમના સમયની પહેલાં ઇ. સ. પૂર્વે ૮મા સૈકામાં પાર્શ્વનાથ નામના મહાપુરુષે ક્ષત્રિયો માટે સાધુઓનો એક વર્ગ સ્થાપ્યો હતો. એ પાર્શ્વનાથના નામ ઉપરથી છોટાનાગપુરમાં પારસનાગની એક ટેકરી છે તે પર જૈન લોકોનું મોટું મંદિર છે. વીસ વરસની ઉમરે વર્ધમાન એ સાધુવર્ગમાં દાખલ થયા; પરંતુ તે વર્ગના ઉપદેશથી તેમને સંતોષ થયો નહિ. તેથી તે વર્ગને તજી દઈ બિહારમાં તેઓ એકલા ભટકયા. પોતે નિર્ગ્રન્થ છે, એટલે સંસારના કોઈ પણ બંધનથી બંધાયલા નથી એમ તેમણે કહ્યું. તેઓ વસ્ત્ર પહેરતા નહોતા. બાર વર્ષ સુધી તેમના ઉપદેશને કોઈએ સાંભળ્યો નહિ. આખરે, તેઓ જિન એટલે જેમણે ઇન્દ્રિયો જીતી છે એવા પવિત્ર માણસ તરીકે પ્રસિદ્ધ થયા અને તેમના અનુયાયીઓ જૈન કહેવાયા. તેમણે તેમને મહાવીર નામ આપ્યું અને એજ નામથી તેઓ પ્રસિદ્ધ છે. તેઓએ મગધ, વિદેહ, અને અંગ દેશોમાં ઉપદેશ કર્યો. ઇ. સ. પૂર્વે ૫૨૭માં પટના જિલ્લામાં પાવા નામના સ્થળમાં તેઓ નિર્વાણ પામ્યા.

**દિગંબર અને શ્વેતાંબર**—મહાવીરના સમય પછી આશરે બસેં વર્ષ રહીને મગધમાં મોટો દુકાળ પડ્યો હતો, તેથી કેટલાક જૈનો મ્હૈસુર અને કાનારામાં ગયા હતા. હાલ પણ દક્ષિણ હિંદુસ્તાનમાં જૈનો વસેલા છે. જેઓ મગધમાં રહ્યા તેમણે ધાર્મિક આચારમાં અને ગ્રન્થોમાં કેટલોક ફેરફાર કર્યો. નવસ્ત્રા ફરવાને બદલે તેમના સાધુ પુરુષો શ્વેત વસ્ત્ર પહેરવા લાગ્યા. તેમણે સાધ્વીઓને પણ પોતાના વર્ગમાં દાખલ કીધી. દુકાળ પછી દક્ષિણમાં ગયલા સાધુઓ મગધમાં પાછા આવ્યા ત્યારે તેમને આ ફેરફાર

ગમ્યા નહિ. ધીમે ધીમે તેમના આચારવિચારોમાં વધારે વધારે ફેરફાર થયા. આથી જૈનોમાં દિગંબર અને શ્વેતાંબર એવા બે પંથ થયા. જેમના સાધુઓ નવસ્રા રહે છે તે દિગંબર અને જેઓ શ્વેત વસ્ત્ર પહેરે છે તે શ્વેતાંબર કહેવાય છે.

**જૈન સિદ્ધાન્તો**—જીવદયા–અહિંસા એ જૈન ધર્મનું મુખ્ય તત્ત્વ છે. તેઓ વેદને, વેદના દેવોને, કે યજ્ઞાદિને માનતા નથી. હિંદુઓની પેઠે જૈનો પણ કર્મના સિદ્ધાન્તને માને છે. કર્મનું ફળ આપણે ભોગવવાનું છે અને જેવાં આપણાં કર્મ તે પ્રમાણે આવતા જન્મમાં આપણી સ્થિતિ થાય છે. ફરી જન્મ ન થાય એવી રીતે સર્વ કર્મના અણુનો નાશ થવો તેનું નામ મોક્ષ. કર્મમાત્ર મોક્ષનો પ્રતિબન્ધ કરનારાં છે. જેમ સુવર્ણનો મેલ દૂર થયે તે શુદ્ધ થાય છે, તેમ આત્મા પણ કર્મરૂપ મેલ સર્વથા દૂર થવાથીજ પરમાત્મરૂપ થાય છે.

**હિંદુધર્મ અને જૈનધર્મ**—કર્મપાશથીજ મનુષ્ય સંસારમાં બંધાય છે અને કર્મનો નાશ થયે મોક્ષ પામે છે. સચ્ચરિત્ર અને જ્ઞાન એ મોક્ષનાં સાધન છે. ઇન્દ્રિયોને કાબુમાં રાખવાથી અને ઉપવાસ આદિ દેહદમનથી ચરિત્ર શુદ્ધ થાય છે. આવા વિચારોમાં હિંદુધર્મ અને જૈનધર્મ મળતા આવે છે.

**તીર્થંકર**—જૈનો ચોવીસ તીર્થંકર એટલે ધર્મના સ્થાપકોને માને છે. એમાં શ્રીપાર્શ્વનાથ અને શ્રીમહાવીર એ બે છેલ્લા છે અને એમને તેઓ વિશેષ માને છે. તેઓ દેવસ્થાનમાં પુષ્કળ દ્રવ્ય ખરચે છે. પાલિટાણા, ગિરનાર, અને આબુ પર્વત પર તેમનાં દહેરાં ઉત્તમ કારીગરી માટે સુપ્રસિદ્ધ છે.

**બુદ્ધ: ચરિત્ર**—અયોધ્યા પ્રાન્તની ઉત્તરે નેપાળના પહાડોની તળેટી આગળ કપિલવસ્તુ નામની નગરી હતી, તેમાં ઇ. સ. પૂર્વે ૫૬૦માં મહાપુરુષ બુદ્ધ જન્મ્યા હતા. તેમના પિતા શુદ્ધોદન એ નગરીના રાજા હતા. તેઓ શાક્ય વંશના અને ગૌતમ ગોત્રના હતા, તે પરથી તેમણે શાક્ય અને ગૌતમ નામ ધારણ કર્યાં. પાછળથી તેઓ સિદ્ધાર્થ (જેમનાં કાર્ય સિદ્ધ થયાં છે તે) અને બુદ્ધ (પ્રકાશ પામેલા) કહેવાયા. તેમની માતાનું નામ માયાદેવી હતું. તેઓ તેમને સાત વર્ષના મૂકી મરણ પામ્યાં.

**બાળપણ**—બાળપણુંથીજ તેમને એકાન્તવાસ અને ધ્યાન પ્રિય હતાં. ગુરુઓ શિખવતા તેથી તેમને વિશેષ આવડતું હતું. સોબતીઓ સાથે રમતમાં ભાગ લેવાને બદલે તેઓ જંગલની ગાઢી છાયામાં એકાન્તમાં બેસી ધ્યાનમગ્ન થવામાં આનન્દ માનતા. કુમાર ખોવાઈ ગયા એમ લાગે ત્યારે તેઓ એવેજ સ્થળેથી જડી આવતા. આમ વિચારમાં ને વિચારમાં લીન થવાથી સંસારમાંથી મન ન ઊઠી જાય તેટલા માટે રાજાનો વિચાર તેમને પરણાવી દેવાનો થયો. આ વાતમાં તેણે તેમની સંમતિ લીધી. તેમણે વિચાર્યું કે લગ્નથી કંઈ મારા મનની શાન્તિમાં વિક્ષેપ પડવાનો નથી, તેથી તેમણે પરણવાની હા કહી. તેમનાં લગ્ન ગોપા (યશોધરા) નામની કુમારિકા સાથે કરવામાં આવ્યાં. તેમને રાહુલ નામનો પુત્ર થયો. કેટલાંક વર્ષ તેઓ સંસારમાં રહ્યા, પણ તેઓ હમેશ ચિન્તામગ્ન રહેતા અને કદી સુખી માલમ પડતા નહોતા.

**બુદ્ધના વિચાર**—તેઓ કહેતા કે પૃથ્વી કંઈ પણ સ્થિર નથી. જિંદગી લાકડાના ઘસારાથી ઉત્પન્ન થયલા તતડીઆના જેવા ક્ષણિક છે. કંઇક અધિક બળવાન્ બુદ્ધિ હોવીજ જોઈએ; કેમકે ત્યાં આપણને વિશ્રાન્તિ મળી શકે. એ વિશ્રાન્તિ હું પોતે શોધી કાઢી તેનો પ્રકાશ મનુષ્યને આપી શકું.

**પિતાના પ્રયત્ન**—કુમારની શોકાતુર વૃત્તિ અને ધ્યાનમાં લીન રહેવાની ટેવમાંથી પાછા વાળવાને પિતાએ બહુ પ્રયત્ન કર્યા, પણ તે સર્વ નિષ્ફળ ગયા બુદ્ધના જોવામાં ચાર સાધારણ બનાવો આવ્યા, તેથી તેમના મન પર ઘણીજ અસર થઈ.

**વૃદ્ધાવસ્થાનું ચિત્ર**—એક વાર શહેરના પૂર્વ દરવાજામાં થઈને રાજકુમાર બાગમાં જતા હતા, તેવામાં તેમની નજર એક વૃદ્ધ પુરુષ પર પડી. તેને આખે શરીરે કરચોળી હતી, નસેનસ ખુલ્લી જણાતી હતી, માથે તાલ પડી હતી, અને તે શરીરે બેવડ વળી ગયો હતો તથા ભાગ્યેજ બોલી શકતો હતો. આવી અવસ્થા જોઈ કુમારે રથ હાંકનારને પૂછયું કે આ કોણ છે ? કુટુંબમાં કંઈ થયું છે તેથી એની એવી દશા છે કે પ્રાણિમાત્રની આ સ્થિતિ છે ? સારથિએ કહ્યું, હે કુમાર, એ વૃદ્ધાવસ્થામાં

છે અને એ અવસ્થામાં મનુષ્યમાત્રની એવીજ દશા થાય છે. કુમારે કહ્યું, અરેરે! આ રીતે વૃદ્ધાવસ્થા ડોકીઆં કરે છે તેમ છતાં મનુષ્ય કેવો મગરૂર રહે છે! હું પણ વૃદ્ધાવસ્થામાં સપડાવાનો છું. મારે મોજશોખને શું કરવી છે? એમ કહી તે ઘેર પાછા ફર્યા.

**રોગી અવસ્થાનું ચિત્ર**—બીજી વાર રાજકુમાર રથમાં બેસી ગામના દક્ષિણ તરફના દરવાજામાં થઈને આનન્દબાગમાં જતા હતા, એવામાં તેમણે રસ્તામાં એક માંદા માણસને જોયો. તે તાવથી સેકાતો હતો અને ધ્રૂજતો હતો. તેની પાસે તેની સારવાર કરવા કોઈ બાંધવ કે મિત્ર નહોતો. મરણ પાસે આવેલું જોઈ તે ત્રાસ પામતો હતો. આ માણસને જોઈને કુંવરે સારથિને તેને વિષે પૂછ્યું. તેણે જવાબ દીધો કે એ માંદો છે. મનુષ્યમાત્રની મંદવાડમાં એવીજ સ્થિતિ થાય છે. કુંવરને વિચાર થયો કે તદુરસ્તી માત્ર સ્વપ્નના ખેલ જેવી છે પોતાનું ખરૂં સ્વરૂપ જાણી કયો ડાહ્યો પુરુષ સંસારની મોજમઝામાં મચ્યોપચ્યો રહેશે? ત્યાંથી કુંવર ઘર તરફ પાછા વળ્યા.

**મૃત્યુનું ચિત્ર**—ત્રીજી વખત કુંવર શહેરના પશ્ચિમ દરવાજામાં થઈને બાગમાં જતા હતા. તેમણે રસ્તામાં કોઈ શબને ઠાઠડી પર સુવાડેલું અને તેની પાસે તેનાં સગાંસ્નેહીઓને હાયપીટ કરતાં જોયાં. આ દુઃખદાયક બનાવથી કુંવરના મન પર ભારે અસર થઈ. તેમણે કહ્યું, ધિક્ છે જુવાનીને; કેમકે વૃદ્ધાવસ્થાથી તેનો અન્ત આવવાનો છે; ધિક્ છે જીવનને; કેમકે તે બહુ ટૂંકું છે. ચાલો, આપણે પાછા ફરીએ. મુક્તિ શી રીતે મેળવવી તે વિષે મારે વિચાર કરવોજ જોઈએ.

**ભિક્ષુકની અવસ્થાનું ચિત્ર**—છેલ્લી વાર તેઓ નગરના ઉત્તરના દરવાજામાં થઈને આનન્દબાગ જતા હતા એવામાં તેમના જોવામાં એક ભિક્ષુક આવ્યો. તેના હાથમાં એક ભિક્ષાપાત્ર હતું. તેણે ભગવાં કપડાં પહેર્યાં હતાં અને તેની મુખમુદ્રા પ્રૌઢ અને શાન્ત હતી. રાજકુમારે સારથિને પૂછ્યું કે આ કોણ છે? સારથિએ જવાબ દીધો કે એ ભિક્ષુ છે. એણે સર્વ કામનાનો ત્યાગ કર્યો છે અને એ તપશ્ચર્યામાં

જીવન ગાળે છે. એ સાંભળી કુંવરે કહ્યું કે એ જીવન મારો તેમજ અન્ય પ્રાણીઓનો આશ્રય થશે. એથી આપણે સુખ અને અમરત્વ પામીશું. એમ કહી તે ઘેર પાછા ફર્યા.

**સંસારત્યાગ**—આ બનાવો બન્યા પછી બુદ્ધે સંસારત્યાગ કરવાનો દૃઢ સંકલ્પ કર્યો. એક રાત્રે અઠ્ઠાવીસ વર્ષની ઉમરે, ચોકીદારો નિદ્રામાં હતા ત્યારે, તેમણે એકાએક મહેલ છોડી દીધો. આખી રાત મુસાફરી કરી તેમણે ઘોડો અને આભૂષણ ઘોડાવાળાને આપી દીધાં અને તેને કપિલવસ્તુ પાછો મોકલ્યો. તેઓ પોતાના કેશ કાપી નાખી, સાધુનાં ભગવાં વસ્ત્ર પહેરી, સત્ય શોધવા નીકળી પડ્યા.

---

## પ્રકરણ ૮મું
## બુદ્ધધર્મ અને તેનો ફેલાવો: બુદ્ધસમય

**સત્યની શોધ**—ઉપલા પ્રકરણમાં કહ્યા પ્રમાણે બુદ્ધ સંસારનો વૈભવ છોડી સત્ય શોધવા વનમાં નીકળી પડ્યા. પ્રથમ તેઓ વૈશાલી ગયા અને ત્યાં એક વિદ્વાન્ બ્રાહ્મણના શિષ્ય થયા. તેમના તરફથી જેટલું જ્ઞાન પ્રાપ્ત થઈ શક્યું તેટલું તેમણે પ્રાપ્ત કર્યું, પરંતુ તેમને સંતોષ થયો નહિ. પછી તેઓ મગધની રાજધાની રાજગૃહમાં અન્ય બ્રાહ્મણ વિદ્વાન્ પાસે ગયા; પણ ત્યાં પણ તેમને મુક્તિનો માર્ગ જડ્યો નહિ. તેમને છોડી તેઓ પોતાના પાંચ સહાધ્યાયીઓ સાથે આગળ ચાલ્યા અને તેમણે છ વર્ષ બુદ્ધ ગયાની પાસે એકાંતમાં ઘોર તપ આચરવામાં કાઢ્યાં. આ સ્થળે હાલ બુદ્ધ ગયાનું મંદિર આવેલું છે. તેમને માલમ પડ્યું કે તપશ્ચર્યા ને દેહકષ્ટ તો મોક્ષમાર્ગનાં સાધક હોવાને બદલે વિઘ્નકર્તા છે; તેથી તેમણે તપશ્ચર્યાનો ત્યાગ કર્યો. આથી તેમના પાંચ સહાધ્યાયીઓ તેમને ધર્મભ્રષ્ટ કહી છોડીને ચાલ્યા ગયા ત્યારપછી તેઓ એકલા પોતાના વિચારોમાં મગ્ન થયા. તેઓ એક પીપળાના ઝાડ નીચે બેઠા. એ વૃક્ષ તે બોધિવૃક્ષ-જ્યાં તેમને બોધિ ( પ્રકાશ ) પ્રાપ્ત થયો તે. એમ લાંબો વખત વિચાર કરવાથી તેમને માલમ પડ્યું કે દેહદમન કરવાથી મોક્ષ પ્રાપ્ત કરાતો નથી, વારંવાર પુનર્જન્મ

અને દુઃખ ભોગવવાં પડે છે. હવે મને ખરો માર્ગ જડયો છે. કામનાનો નાશ થવાથી વારંવારના પુનર્જન્મમાંથી મારો છૂટકારો થયો છે. આમ તેમને જ્ઞાનનો પ્રકાશ થવાથી તેઓ 'બુદ્ધ'–પ્રકાશ પામેલા કહેવાયા.

**ધર્મપ્રચારનો નિશ્ચય**—પોતાને પ્રાપ્ત થયલું જ્ઞાન પોતાની પાસે રાખવું કે દુનિયાને જાહેર કરવું એ વિષે તેમના મનમાં ઘણી વાર સંકલ્પવિકલ્પ થયા કર્યાં. આખરે, તેમના હૃદયમાં મનુષ્યજાતિનાં દુઃખ માટે અનુકમ્પા પ્રબળ થઈ અને તેમણે પોતાનો પ્રકાશ બીજાઓને આપવાનો નિશ્ચય કર્યો.

**બુદ્ધ ધર્મના સિદ્ધાન્ત**—પ્રથમ તેઓ કાશી ગયા અને ત્યાં તેમના પાંચ શિષ્યો તેમને મળ્યા. પોતે શોધી કાઢેલાં ચાર તત્ત્વ તેમણે તેમને કહી સંભળાવ્યાં કેઃ—

૧. જીવન દુઃખરૂપ છે.

૨. જીવનની ઇચ્છા દુઃખનું મૂળ છે.

૩. જીવનની ઇચ્છાનો નાશ એ દુઃખનો નાશ છે.

૪. દુઃખનાશ કરવાનો ઉત્તમ માર્ગ આઠ પ્રકારનો છે. તે આ છેઃ—સત્ય ભક્તિ, સત્ય નિશ્ચય, સત્ય વાણી, સત્ય કર્મ, સત્ય જીવન, સત્ય પ્રયત્ન, સત્ય વિચાર, અને સત્ય ધ્યાન.

**સાર**—કોઈને પણ ઇજા કરવી નહિ, તમારા શરીરને પણ નહિ. કામનાઓનો ત્યાગ કરો. કામનાજ સર્વ પાપ અને દુઃખનું મૂળ છે. જેમ કામના ઓછી તેમ તે પુરૂષ વધારે સુખી. એજ મધ્ય માર્ગ છે. પદાર્થોનું એક તરફથી સેવન કરવું અને બીજી તરફથી દેહકષ્ટ કરવાં, એ બે છેડા છે. મધ્ય માર્ગ શ્રેયસ્કર છે.

આ પ્રમાણે બુદ્ધધર્મનું મૂળ નીતિના આચરણમાં સમાયલું છે. એથી મનની શાન્તિ થાય છે, પૂર્ણ પ્રકાશ મળે છે, અને છેવટે નિર્વાણ પ્રાપ્ત થાય છે.

**ઉપદેશ**—આ તેમનો ઉપદેશ સાંભળી તેમના પાંચ શિષ્યો તેમના મતના અનુયાયી થયા અને પાંચ મહીના થયા પછી તો તેમના અનુયાયીની

સંખ્યા ૬૦ થઈ. પોતાનો મત પ્રસારવા તેમણે તેમને જુદે જુદે સ્થળે મોકલ્યા. પછી તે રાજગૃહ ગયા. ત્યાં તેમને બિંબસાર રાજાને અને તેની પ્રજાને પશુનું બળિદાન કરતાં જોયાં. પણ ત્યાં તેમણે એવી તો અસરકારક રીતે જીવદયા ઉપર ઉપદેશ કર્યો કે રાજા ને પ્રજાએ બૌદ્ધ ધર્મ સ્વીકાર્યો. પછી તેઓ કપિલવસ્તુ ગયા. રાજકુમાર તરીકે તેમણે એ નગરી છોડી હતી. હવે તેઓ એક ભિક્ષુક તરીકે હાથમાં ભિક્ષાપાત્ર લઈ ત્યાં દાખલ થયા. તેમના પિતા શુદ્ધોદન, માતા યશોધરા, પુત્ર રાહુલ, અને બધી શાક્ય જાતિ—એ બધાંએ તેમનો ધર્મ સ્વીકાર્યો. તેઓ મગધ અને કોશલ પ્રાન્તોમાં ફર્યા અને ત્યાં તેમણે ઉપદેશ કર્યો. બંને પ્રાન્તના રાજાએ એ ધર્મ સ્વીકાર્યો. તેમને ૪૫ વર્ષ સુધી ધર્મનો બોધ કર્યો. આખરે, તેઓ કુશી નગરમાં ઇ. સ. પૂર્વે ૪૮૩માં નિર્વાણ પામ્યા. શિષ્ય પ્રતિ તેમના છેલ્લા શબ્દ આ હતાઃ—'મારો વિચાર ન કરશો. મારાં વચનોનો વિચાર કરજો. સર્વ પદાર્થ નાશવન્ત છે. ઉદ્યોગથી તમારી સંપૂર્ણતા સાધો.'

**બુદ્ધધર્મનાં સ્થળ**—આ પ્રમાણે તે મહાપુરુષ નિર્વાણ પામ્યા. પૃથ્વીનો ત્રીજો ભાગ તેમનો ધર્મ પાળે છે. પોતાની જન્મભૂમિ હિંદુસ્તાનમાંથી એ ધર્મ નાબૂદ થયો છે, તોપણ સિલોન, તિબેટ, બ્રહ્મદેશ, ચીન, અને સિઆમમાં એ મનાય છે.

**નિર્વાણ**—પોતે ઇશ્વરનો અવતાર છે કે પેગમ્બર છે અને ઇશ્વરનો સંદેશો મનુષ્યને કહેવા આવ્યા છે એમ કંઈ બુદ્ધ કહેતા નહોતા. તેઓ કહેતા કે હું તો સામાન્ય મનુષ્ય જેવો મનુષ્ય છું. તેમણે આત્માના જ્ઞાનના સંબંધમાં કે ઇશ્વરને વિષે ઉપદેશ કર્યો નથી. તેમણે આચરણ શુદ્ધ કરવાનોજ ઉપદેશ કર્યો છે. તેમનું જીવન એવું શુદ્ધ અને પવિત્ર હતું કે લોકોએ તેમનો મત તરત સ્વીકારી લીધો. સર્વ પાપ અને કામનાનો નાશ થાય અને આત્મા પાપરહિત અને શુદ્ધ થાય ત્યારે જે સ્થિતિ થાય તે નિર્વાણ.

**બૌદ્ધ અને જૈન ધર્મો**—બૌદ્ધ અને જૈન ધર્મના પ્રચારકો ક્ષત્રિય હતા. બંનેનો ઉપદેશ પ્રથમ મગધ દેશમાં થયો હતો. બંનેમાં

સાધુઓથી ધર્મનો પ્રચાર થાય છે. બંને વેદોનો અનાદર કરે છે અને અહિંસા એ બંને ધર્મનું મુખ્ય તત્ત્વ છે. પરંતુ બંને ધર્મનાં શાસ્ત્રો અને આચારવિચારો જુદાં છે. જૈનો દેહકષ્ટને ધર્મનું પ્રધાન સાધન ગણે છે; બૌદ્ધો તેને તિરસ્કારે છે.

**બૌદ્ધ સમયમાં વેપાર અને લિપિ**—ઇ. સ. પૂર્વે ૬ઠ્ઠા સૈકાના અરસામાં હિંદુસ્તાનમાં લખવાની કળા દાખલ થઈ. તે પહેલાં બધું શિક્ષણ મોંએજ અપાતું. તે વખતે ભરૂચ અને ખંભાતના અખાતનાં મુંબઈની ઉત્તરનાં બંદરોનો વેપાર ઇરાની અખાતમાં થઈને બાબિલોનિઆ સાથે ચાલતો. હિંદુસ્તાનના નાવિકો આર્મિનિઆમાંથી લિપિ શીખી લાવ્યા. બ્રાહ્મણોએ તેમાં ફેરફાર કરી બ્રાહ્મી લિપિ દાખલ કરી. એજ લિપિ નાગરી (બાલબોધ), કૈથી (ગુજરાતી મળતી), વગેરે લિપિનું મૂળ છે.

---

# પ્રકરણ ૯મું

## ઇરાનીઓ અને ગ્રીકો

**દરાયસ**—મૂળ નિવાસમાંથી નીકળીને જેમ કેટલાક આર્યો હિંદુસ્તાનમાં દાખલ થયા હતા અને ત્યાં વસી ત્યાંના મૂળ વતનીઓને તેમણે સત્તામાં આણ્યા હતા, તેમ કેટલાક આર્યો ઇરાનમાં વસ્યા હતા અને ત્યાંના વતનીઓને તેમણે આર્ય બનાવ્યા હતા. ઇ. સ. પૂર્વે ૬ઠ્ઠા સૈકામાં ઇરાનમાં દરાયસ નામનો રાજા હતો. તેનું રાજ્ય મોટું હતું. તે ઇરાન, અફગાનિસ્તાન, તુર્કસ્તાન, અને એશિઆ માઇનોરનો રાજા હતો. પોતાનું રાજ્ય એથી પણ મોટું કરવા તેણે પંજાબ પર હુમલો કર્યો અને સિંધુ નદીની ખીણનો તમામ પ્રદેશ જીતી લઈ તેને પોતાના રાજ્યનો એક પ્રાન્ત બનાવ્યો. ઇરાનના રાજ્યનો તે એક મોટો અને રસાળ પ્રાન્ત થયો. ઇરાની રાજ્યની સત્તા ત્યાં ક્યાં લગણ રહી તે ચોક્કસ કહી શકાતું નથી. પરંતુ ૨૦૦ વર્ષ રહીને જ્યારે ગ્રીક લોકો ત્યાં આવ્યા ત્યારે તે પ્રદેશ પર ઇરાની રાજ્ય નહોતું, પણ દેશી રાજાઓ રાજ્ય કરતા હતા.

**સિકંદર**—જે આર્ય ટોળીઓ યુરોપમાં જઈને વસી તેમાં પ્રાચીન સમયે ગ્રીક લોકો સર્વથી વધારે બહાદુર અને વિદ્વાન્ હતા. ઇરાન અને ગ્રીસના રાજાઓ વચ્ચે લડાઈ થઈ હતી. ગ્રીસનો રાજા મહાન્ સિકંદર દુનિયાના સુપ્રસિદ્ધ વીર પુરુષોમાંનો એક હતો. તે વીસ વરસની ઉમરે રાજા થયો અને ત્રીસ વરસની ઉમરે તેણે એશિઆ માઇનોર, ઇરાન, તુર્કસ્તાન, અને અફગાનિસ્તાન જીતી લીધાં. ત્યારપછી તે ખાઇબરની ખીણને રસ્તે થઈને પંજાબમાં ઊતરી પડયો (ઇ. સ. પૂ. ૩૨૬). કોહિસ્તાન અને કાશ્મીરની ડુંગરી જાતોને હરાવી તે સિંધુ નદી ઓળંગી તક્ષશિલા (રાવળપીંડી પાસે) આવ્યો. તક્ષશિલા એ તે સમયે પંજાબમાં મોટું રાજ્ય હતું અને વાયવ્ય કોણના પ્રદેશોમાં વિદ્યા સંપાદન કરવાના સ્થાન તરીકે પ્રસિદ્ધ હતું. ત્યાંનો રાજા સિકંદર બાદશાહને તાબે થયો. પરંતુ ઝેલમ અને ચિનાબ નદીઓની વચ્ચેના પ્રદેશમાં પોરસ નામનો રાજા રાજ્ય કરતો હતો. તેને તક્ષશિલાના રાજા સાથે વેર હતું. તે સિકંદર બાદશાહની સામે થયો. બંને પમની વચ્ચે યુદ્ધ થયું તેમાં પોરસ હાર્યો અને કેદ પકડાયો. તેને સિકંદર બાદશાહ પાસે લઈ ગયા, ત્યારે સિકંદરે તેને પૂછયું કે તમારી સાથે મારે કેવી રીતે વર્તવું? પોરસે જવાબ દીધો કે રાજા તરીકે. આ ઉત્તરથી સિકંદર બાદશાહ તેના પર પ્રસન્ન થયો અને તેણે તેનું રાજ્ય તેને પાછું આપ્યું. જેમનાં મન મોટાં છે તેજ મહાપુરુષો તરીકે ખ્યાતિ પામે છે. ચન્દ્રગુપ્ત નામનો રાજકુમાર, જેણે ત્યારપથી મૌર્યવંશ સ્થાપ્યો, તેણે સિકંદરને મગધનું રાજ્ય જીતવા વિનતિ કરી. સિકંદરે તે કબૂલ કરી અને ચિનાબ અને રાવી નદી ઓળંગી તે સતલજ આગળ આવ્યો. પરંતુ તેના લશ્કરે આઠ વર્ષ થયાં પોતાનો દેશ છોડયો હતો તેથી તે પાછું ફરવા ઉત્સુક હતું અને તેણે તે કારણથી આગળ વધવાની ના પાડી. આથી સિકંદરે તેને પાછા ફરવાનો હુકમ કર્યો. માર્ગમાં તે બાબિલોન શહેરમાં બત્રીસ વર્ષની ઉમરે મરણ પામ્યો (ઇ. સ પૂ. ૩૨૩). આટલી નાની ઉમરમાં આવું પરાક્રમ બતાવનાર અને આટલો વિજય મેળવનાર વીર પુરુષ વિરલજ છે.

**ગ્રીક રાજ્ય અને તેની અસર**—સિકંદર બાદશાહ હિંદુસ્તાનમાં

લગભગ ત્રણ વર્ષ રહ્યો. તેણે પોરસ જેવા રાજાને મિત્ર કર્યા અને સિંધમાં સુબો મૂક્યો; પરંતુ તેના ગયા પછી લગભગ ત્રણ માસમાં લશ્કરે બળવો કરી સુબાને મારી નાખ્યો; અને તેના પોતાના મરણ પછી થોડા વખતમાં ગ્રીક લોકોને હિંદુસ્તાન છોડી જતા રહેવું પડયું.

ગ્રીક લોકો તરત ચાલ્યા ગયા તોપણ સિકંદર બાદશાહની ચડાઈનાં પરિણામ ઘણાં લાભકારક થયાં. એની છાવણીમાં ઘણા વિદ્વાનો હતા. બંને દેશના વિદ્વાનોના સમાગમથી બંનેને લાભ થયો. હિંદુસ્તાનને યુરોપ સાથે વેપારના માર્ગ ખૂલ્યા; યુરોપના લોકોને હિંદુસ્તાન જેવા સુધરેલા દેશનું જ્ઞાન થયું; અને વિદ્વાનોને એક બીજાથી ઘણું જાણવાનું મળ્યું.

---

## પ્રકરણ ૧૦મું

## મગધનું રાજ્ય

**મગધ**—બૌદ્ધ ધર્મનું સ્થાપન થયું ત્યારે ઉત્તર હિંદુસ્તાનમાં મગધનું રાજ્ય ઘણું પ્રબળ હતું. મૂળ મગધ દેશ હાલના ગયા અને પટના જિલ્લાઓને સ્થળે હતો. ધીમે ધીમે રાજ્ય વધ્યું અને લગભગ હજાર વર્ષ સુધી મગધનો ઇતિહાસ અને ઉત્તર હિંદુસ્તાનનો ઇતિહાસ એકજ છે. બૌદ્ધ અને જૈન ધર્મના પ્રચારકો ગૌતમ બુદ્ધ અને મહાવીર સ્વામી મગધમાંજ થઈ ગયા. મહાભારતના સમયમાં અહિં જરાસંધ નામનો બળવાન રાજા થઈ ગયો. એ મગધનો તેમજ ચેદિનો એટલે બુંદેલખંડનો રાજા હતો. એનેજ લીધે શ્રીકૃષ્ણ મથુરા છોડી યાદવો સાથે દ્વારકા ગયા હતા. એને કૌરવોની સહાયતા હતી; પરંતુ કુરુક્ષેત્રના મોટા સંગ્રામની પહેલાં ભીમસેને એના પ્રાણ લીધા હતા. બિંબસાર નામના મગધ દેશના રાજાના સમયમાં મહાવીર સ્વામીએ અને ગૌતમ બુદ્ધે જૈન અને બૌદ્ધ ધર્મનો ઉપદેશ કર્યો હતો. એના પુત્ર અજાતશત્રુએ એને મારી નાખી ગાદી મેળવી. કહે છે કે બુદ્ધ એને મળ્યા હતા અને એણે તેમના મોં આગળ પોતાનાં પાપ કબૂલ્યાં હતાં. એણે પાટલિ આગળ એક કિલ્લો બાંધ્યો હતો, ત્યાં પાટલિપુત્ર (હાલનું પટના) નામનું સુંદર શહેર વસ્યું હતું.

**નન્દ : ચન્દ્રગુપ્ત**—ઇ. સ. પૂ. આશરે ૫૦૦માં બિંબસાર કે અજાતશત્રુના રાજ્યમાં ઇરાની લોકોના રાજા દરાયસે પંજાબ પર ચડાઈ મોકલી હતી. અજાતશત્રુની પછી કેટલાક રાજા થઈ ગયા. એ વંશનો છેલ્લો રાજા મહાપદ્મ નન્દ હતો. એને આઠ ભાઈ હતા, તે પણ નન્દ નામથીજ ઓળખાતા હતા. આ પ્રમાણે નવ નન્દ થયા હતા અને તેમનો વંશ નન્દવંશ કહેવાતો. તેમની પાસે ઘણી સંપત્તિ હતી. તેનું રાજ્ય મોટું હતું. તેને ચન્દ્રગુપ્ત નામે અનૌરસ પુત્ર હતો. રાજ્યમાં જુલમ કરવાથી નન્દ રાજા ઘણો અપ્રિય થયો હતો અને ચન્દ્રગુપ્તને રાજ્ય છોડી નાસી જવું પડયું હતું. તેણે સિકંદર બાદશાહને મગધ પર ચડાઈ કરવા કહ્યું હતું. નન્દ રાજાએ ચાણક્ય નામના વિદ્વાન્ બ્રાહ્મણનો તિરસ્કાર કર્યો હતો; તેથી તને ગાદી પરથી ઉઠાડી ન મૂકું ત્યાંસુધી મારે શિખાબંધન કરવું નહિ, એમ કહી ચાણક્યે પોતાની ચોટલી છૂટી રાખી હતી. એ સમર્થ અને બુદ્ધિશાલી વિદ્વાન્‌ની સહાયતાથી ચન્દ્રગુપ્તે નન્દને હરાવી મગધનું રાજ્ય મેળવ્યું. સિકંદરે પંજાબમાં મૂકેલા ગ્રીક લશ્કરને હરાવી પ્રથમ પંજાબ સર કર્યું, અને પછી મગધ પ્રાન્ત જીતી લીધો. ચાણક્ય રાજનીતિમાં કુશળ હતો. ચન્દ્રગુપ્તની સત્તા રાજ્યમાં બરાબર ઝમાવવા માટે રાક્ષસ નામનો નન્દ રાજાનો બળવાન્ પ્રધાન, જે નન્દ રાજા તરફ ઘણોજ વફાદાર હતો, તેને ચાણક્યે બુદ્ધિબળથી ચન્દ્રગુપ્તનો પ્રધાન બનાવ્યો. આ હકીકત **मुद्राराक्षस** નામના વિશાખદત્ત કવિના રચેલા સંસ્કૃત નાટકમાં વર્ણવી છે. ચાણક્ય ઘણો વિદ્વાન્ હતો. તેણે નીતિ અને અર્થશાસ્ત્રના ગ્રન્થો રચ્યા છે. તેમાંના અર્થશાસ્ત્રના **अर्थसूत्र** નામના ગ્રન્થમાં તે સમયના રાજ્યવહીવટની ઘણી જાણવા જોગ હકીકત આપી છે.

**મૌર્ય ચન્દ્રગુપ્ત**—ચન્દ્રગુપ્તની માતાનું નામ મુરા હતું. તેથી તે અને તેનો વંશ મૌર્ય કહેવાતા. તેમ ઇ. સ. પૂ. ૩૨૧થી ઇ. સ. પૂ. ૨૯૭ સુધી ૨૪ વર્ષ રાજ્ય કીધું. તેના સમય પહેલાં ઉત્તર હિંદુસ્તાનમાં નાનાં નાનાં રાજ્યો હતાં. તે બધાં હવે તેની સત્તા નીચે આવ્યાં. એ રીતે આખા ઉત્તર હિંદુસ્તાનનો—અરબી સમુદ્રથી તે બંગાળાના ઉપસાગર સુધી નર્મદાના ઉત્તરના તમામ પ્રદેશોનો—તે રાજા થયો.

**મેગેસ્થનીસ**—સિકંદર બાદશાહનો સેલ્યુકસ નામનો એક સરદાર સિરિઆનો રાજા થયો હતો. તેણે ઇ. સ. પૂ. ૩૦૫માં હિંદુસ્તાન પર ચડાઈ કરી. તેણે સિંધુ નદી ઓળંગી; પરંતુ ચન્દ્રગુપ્તે તેને હરાવ્યો. તેથી તેને પાછું હઠવું પડયું અને હાલ જેને બલુચિસ્તાન અને અફઘાનિસ્તાન કહે છે તે મુલક ચન્દ્રગુપ્તના હાથમાં આવ્યો. સેલ્યુકસે ચન્દ્રગુપ્ત સાથે સલાહ કરી અને થોડો વખત રહીને મેગેસ્થનીસ નામના એલચીને મગધની રાજધાની પાટલિપુત્રમાં મોકલ્યો. તે ત્યાં લાંબો વખત રહ્યો અને દેશની ભૂગોળ, ઉપજ, અને સંસ્થાઓ વિષે તેણે જે જે જોયું તે બધું તેણે લખી કાઢયું. તેનું પુસ્તક નાશ પામ્યું છે, તોપણ ઘણાં પુસ્તકોમાં તેમાંના થોડા થોડા ઉતારા રહ્યા છે, તેથી તેના પુસ્તક વિષે આપણને ખ્યાલ આવે છે.

**રાજ્ય વહીવટ**—ચન્દ્રગુપ્તે સેનાનાં ચાર અંગમાં–હાથી, ઘોડેસવાર, રથ, અને પાયદળમાં–વધારો કર્યો અને એ રીતે પોતાનું બળ વધારી ઉત્તરનાં બધાં નાનાં રાજ્યોને તાબે કીધાં. તેના સમયમાં રાજ્યવહીવટ કેવા પ્રકારનો હતો અને પ્રજા કેવી સુધરેલી હતી તે નીચેના ટૂકા વર્ણન પરથી સમજાશેઃ—

તેની રાજધાની પાટલિપુત્ર ગંગા ને શોણ નદીના કિનારા આગળ હાલ જ્યાં પટના આવેલું છે ત્યાં આવી હતી. તે શહેર મોટું હતું; તે ૯ માઇલ લાંબું અને ૧½ માઇલ પહોળું હતું. તેને ફરતો મોટો કોટ હતો, તેને ૬૪ દરવાજા હતા. શહેરની આસપાસ મોટી ઊંડી ખાડી હતી. એક મોટા બાગમાં વચ્ચે વિશાળ રાજમહેલ હતો. દરબાર ખૂબ દબદબાથી ભરાતો હતો. રાજાની પાસે મોટું જથુ લશ્કર હતું. સિપાઇઓને સારો પગાર મળતો.

લશ્કરનો વહીવટ કરવા એક મોટી કચેરી હતી, તેમાં પાંચ પાંચ સભ્યોની છ પંચાયત હતી, તે દરેકના હાથ નીચે લશ્કરનાં જુદાં જુદાં ખાતાં હતાં.

મુલ્ક વહીવટ પણ એવીજ સારી રીતે ચાલતો હતો. પાટલિપુત્રનો વહીવટ ૩૦ સભ્યોનું બનેલું સુધરાઈ ખાતું ચલાવતું હતું. લશ્કરની પેઠે

એના પણ પાંચ સભ્યોની બનેલી ૭ પંચાયતોમાં વિભાગ કરેલા હતા. તેના હાથમાં જુદાં જુદાં ખાતાં હતાં. એક પંચાયત ઉદ્યોગ અને કળા પર દેખરેખ રાખતી, બીજી પરદેશીઓ પર, ત્રીજી શહેરનાં જન્મમરણ પર, ચોથી વેપારરોજગાર પર, પાંચમી શહેરની કારીગરી પર, અને છઠ્ઠી વેપારીવર્ગ પર. બીજાં શહેરોનો કારભાર પણ એજ પ્રમાણે ચાલતો હતો. પરદેશીઓ સાથે કેવી રીતે વર્તવું તે વિષે ઘણા નિયમો હતા, તે પરથી જણાય છે કે એ રાજ્યને પર રાજ્યો સાથે ઘણો સંબંધ હતો.

જુદા જુદા પ્રાન્તો પર સુબાઓ રાજ્ય કરતા હતા અને તે ઘણે ભાગે રાજકુટુંબના હતા. તેમાંનો એક પુષ્યગુપ્ત હતો, તે કાઠીઆવાડ અને ગુજરાતનો સુબો હતો. તેણે ગિરનારની પાસે સુદર્શન તળાવ બાંધ્યું છે. ૫૦૦ વર્ષ રહીને રુદ્રદામન્ નામના રાજાએ એ તળાવ સમરાવ્યું અને ગિરનાર પર એક શિલાલેખ કોતરાવ્યો, તેમાં આ બધી હકીકત લખેલી છે.

**પ્રજાની સ્થિતિ**—તે સમયના હિંદુઓ સત્યવાદી અને બહાદુર હતા અને સ્ત્રીઓ સાધ્વી અને પવિત્ર હતી. ચોરનો ભય નહોતો. ખેતરોને નહેરથી પાણી પૂરૂં પાડવામાં આવતું અને જંગલો પર તેમજ રસ્તાઓ પર દેખરેખ રાખવા માટે એક ખાતું હતું. જમીનવેરો અને પાણીવેરો લેવાતો અને તે ઉપરાંત માલ પર જકાત પણ લેવામાં આવતી. ફોજદારી કાયદાઓનો સખ્ત અમલ થતો. ચોરીઓ ભાગ્યેજ થતી અને થતી ત્યારે ચોરોને ભારે શિક્ષા કરવામાં આવતી.

**બિંદુસાર**—ચન્દ્રગુપ્ત ઇ. સ. પૂ. ૨૯૭માં મરણ પામ્યો. તેનો પુત્ર બિંદુસાર પણ તેના જેવોજ બહાદુર હતો. તેના વખતમાં દક્ષિણ પ્રાન્ત જીતી લેવામાં આવ્યો હતો. તેણે ૨૫ વર્ષ રાજ્ય કર્યું.

# પ્રકરણ ૧૧મું

## મગધનું રાજ્યઃ અશોક અને તેના પછીનો સમય

**અશોક**—ઇ. સ. પૂ. ૨૭૨માં અશોક રાજા થયો. પિતાના મરણ વખતે તે ઉજ્જનમાં સુબો હતો. પ્રથમ તે વાયવ્ય પ્રાન્ત, જેમાં અફ્ગાનિસ્તાન, કાશ્મીર, અને પંજાબનો સમાવેશ થતો હતો, તેનો સુબો હતો. એ પ્રાન્તની રાજધાની તક્ષશિલા હતી. તેમાં એક મોટી પાઠશાલા હતી. તેમાં દૂરથી વિદ્યાર્થીઓ ભણવા આવતા. પછી તે સિંધ, ગુજરાત, અને રજપુતસંસ્થાન મળીને થયલા પશ્ચિમ હિંદુસ્તાનનો સુબો હતો. તેની રાજધાની ઉજ્જન હતી. અશોકને પિતાના મરણ પછી ચારેક વર્ષ રહીને રાજ્યાભિષેક થયો હતો. ત્યારપછી આઠેક વર્ષે તેણે મહાનદી અને ગોદાવરીની વચ્ચે આવેલો કલિંગ પ્રાન્ત જીતી લીધો. પરંતુ લડાઇમાં નાશ થતો જોઈ તેના દયાળુ હૃદય પર ઘણી અસર થઈ. આ તેની પહેલી અને છેલ્લી જીત હતી. તેણે સંગ્રામમાં જય મેળવવો છોડી દીધો અને ધાર્મિક જીવનથી અને નીતિના નિયમોથી લોકો પર ચિરન્તન વિજય મેળવ્યો. હવેથી હું કોઈ પણ વખત યુદ્ધ કરીશ નહિ એવી પ્રતિજ્ઞા કરી તેણે યુદ્ધથી થયલા વિનાશ માટે પોતાનો પશ્ચાત્તાપ એક શિલાલેખ પર કોતરાવ્યો.

**બૌદ્ધ ધર્મનો સ્વીકાર અને ઉપદેશ**—આ સમયે તેણે બૌદ્ધ ધર્મ સ્વીકાર્યો. બાકીની જિંદગીમાં સર્વત્ર ધર્મનો ઉપદેશ કરવો એજ તેણે પોતાનું કર્તવ્યું માન્યું. તેણે રાજ્યમાં બૌદ્ધ ધર્મ દાખલ કર્યો અને બીજા દેશોમાં ધર્મનો ઉપદેશ કરવા સાધુઓ મોકલ્યા. ઉત્તરમાં હિમાલયની સીમા પર તેમજ તિબેટમાં અને દક્ષિણમાં છેક સિલોન સુધી તેમજ સિરિઆ, ઈજિપ્ત, અને માસિડોનિઆમાં તેણે ઉપદેશકો મોકલ્યા. તેના ઉત્સાહ અને ઉદ્યોગને લીધે બૌદ્ધ ધર્મ દુનિયાના ત્રીજા ભાગનો ધર્મ થયો.

**અશોકના શિલાલેખ**—પ્રજાએ કેવી રીતે નીતિ પાળવી તેને માટે તેણે ચૌદ નિયમો શિલા પર કોતરાવ્યા કે તે હમેશ કાયમ રહે. આ શિલાલેખોને ૨,૦૦૦થી વધારે વર્ષ થઈ ગયાં છે, પણ હજી તે

વાંચી શકાય છે. આ પ્રમાણે તેણે બૌદ્ધ ધર્મનો ફેલાવો કરવા માટે પોતાના રાજ્યના જુદા જુદા ભાગોમાં શિલાલેખોમાં બૌદ્ધ ધર્મના સિદ્ધાન્તો કોતરાવ્યા છે. એવા શિલાલેખો, ઓરિસા, મ્હૈસૂર, પંજાબ, અને મુંબઈ ઈલાકામાં કિનારાના પ્રદેશમાં માલમ પડે છે. તે સંસ્કૃતમાં નથી, પણ તે સમયે ચાલતી પાલી ને પ્રાકૃત ભાષામાં છે કે લોકો તે વાંચી શકે. હાલ યુરોપના વિદ્વાનોએ એ શિલાલેખોને ઉકેલ્યા એનું ભાષાન્તર અંગ્રેજીમાં છપાવ્યું છે.–'માબાપની આજ્ઞા માનવી, પ્રાણિમાત્ર પર દયા દર્શાવવી, સત્ય બોલવું, આ ધર્મનાં આચરણ છે.' તે પાળવાંજ જોઈએ. એજ પ્રમાણે 'ગુરુ પ્રતિ શિષ્યે પૂજ્યભાવ દર્શાવવો અને સગાંવહાલાં સાથે યોગ્ય રીતે વર્તવું. ધર્મનું આ પ્રાચીન ધોરણ છે. એથી આયુષ્ય વધે છે અને મનુષ્યોએ એજ રીતે આચરવું જોઈએ'—શિલાલેખોમાં આવી આજ્ઞાઓ હતી.

**રાજ્યવહીવટ**—આ નિયમોનો અમલ થાય છે કે નહિ તે પર દેખરેખ રાખવા અશોકે અધિકારીઓ નીમ્યા હતા. રાજ્ય તરફથી પણ ધાર્મિક આચરણને પુષ્ટિ આપવા અનેક પ્રયત્નો કરવામાં આવતા. રસ્તાઓ પર મુસાફરોના સુખને માટે વડનાં ને આંબાનાં ઝાડો રોપવામાં આવ્યાં હતાં. પાણી પીવા માટે કુવાઓ ખોદાવ્યા હતા. ઉતારા માટે ધર્મશાળાઓ બાંધવામાં આવી હતી અને ગરીબ અને માંદા માણસો માટે દવાખાનાં ખોલવામાં આવ્યાં હતાં. કોઈ પણ ધર્મને નિંદવો નહિ એવી તેની સખ્ત આજ્ઞા હતી. હિંદુ ધર્મ તરફ પૂજ્યભાવ દર્શાવવામાં આવતો. પોતાના અધિકારીઓને યોગ્ય માર્ગે દોરવવા તે ત્રણત્રણ કે પાંચપાંચ વર્ષને અન્તે તેમની સભા કરતો. ગરીબ અને ઘરડાંનું હિત સંભાળવા ફોજદારી કાયદાની સખ્તાઈ ઓછી કરવા, અને પ્રાણીઓની હિંસા અટકાવવા તેણે ખાસ અધિકારીઓ નીમ્યા હતા.

**યાત્રાઃ પિયદસ્સી**—૨૩ વર્ષ રાજ્ય કર્યા પછી તેણે બૌદ્ધ ધર્મનાં પવિત્ર સ્થાનોમાં યાત્રા કરી. પ્રથમ તે પાટલિપુત્રથી ઉત્તર તરફ હિમાલયમાં ગયો અને જ્યાં માયાદેવીએ બુદ્ધને જન્મ આપ્યો હતો તે પવિત્ર તીર્થમાં તેણે એક સ્તંભ ઊભો કરાવ્યો. પછી તે કપિલવસ્તુ ગયો, પછી કોશલની

રાજધાની શ્રાવસ્તી જ્યાં બુદ્ધે ઘણું વર્ષ ઉપદેશ કર્યો હતો ત્યાં ગયો, પછી ગયામાં બોધિવૃક્ષ આગળ ગયો, અને છેવટે, નેપાળમાં કુશીનગર જ્યાં બુદ્ધ નિર્વાણ પામ્યા હતા ત્યાં ગયો.

રાજ્યને અન્તે તે સાધુ થયો અને 'પિયદસ્સી' (પ્રિયદર્શી) એવું નામ તેણે ધારણ કર્યું. શિલાલેખોમાં પોતે પોતાને માટે એજ નામ વાપર્યું છે.

**અલાહાબાદનો શિલાલેખ**—ત્રીસ વર્ષ રાજ્ય કર્યા પછી ઇ. સ. પૂ. ૨૪૨માં તેણે પ્રાણીઓની હિંસાની મના કરનારી સાત આજ્ઞા શિલાલેખોમાં કોતરાવી. અલાહાબાદના કિલ્લામાં એવો એક શિલાલેખ છે.

**રાજ્યવિસ્તાર**—અશોકના રાજયનો બહુ મોટો વિસ્તાર હતો. વાયવ્યમાં તે રાજ્ય છેક હિંદુકુશ પર્વત સુધી પહોંચ્યું હતું અને તેમાં અફગાનિસ્તાન, બલુચિસ્તાન, અને સિંધનો સમાવેશ થતો હતો. ઉત્તરમાં નેપાળ અને કાશ્મીર તેમાં આવ્યાં હતાં. તેણે કાશ્મીરનું નગર વસાવ્યું હતું. નેપાળમાં તેણે લલિતપટ્ટન નામનું શહેર સ્થાપ્યું હતું, તે ઘણો વખત રાજધાનીનું શહેર હતું. તેની એક પુત્રી ચારુમતી ભિક્ષુકી થઈ નેપાળમાં રહેતી હતી. પૂર્વ તરફ તેના રાજ્યમાં વંગ એટલે બંગાળા હતું. કલિંગ (ઓરિસા) પણ તેણે જીત્યું હતું. ગોદાવરી અને કૃષ્ણાની વચ્ચેનું આન્ધ્ર-તેલંગી રાજ્ય તેના રક્ષણ નીચે હતું. દક્ષિણમાં પલ્લાર નદી જે તામિલ રાજ્યની ઉત્તર સીમા હતી, તે તેના રાજ્યની હદ હતી. તેના શિલાલેખો પ્રમાણે તે સમયે દક્ષિણમાં ચાર સ્વતન્ત્ર રાજ્ય હતાં:-પૂર્વ તરફ પાંડય અને ચોલ અને પશ્ચિમ તરફ કેરલપુત્ર અને સત્યપુત્ર. મધ્ય ભાગો પર રાજા જાતે રાજ્ય કરતો હતો અને અન્યત્ર સુબાઓ રાજ્ય કરતા હતા. વાયવ્યમાં તક્ષશિલામાં, પૂર્વે કાલિંગમાં, પશ્ચિમે ગુજરાત, માળવા, અને કાઠીઆવાડમાં, અને દક્ષિણમાં સુબાઓનો કારભાર હતો.

**અશોકનું ચારિત્ર્ય**—અશોક રાજા ઘણો ઉદ્યોગી હતો. એ અને ચન્દ્રગુપ્ત બંને દિવસનો ઘણો ભાગ, રાજ્યકારભારના કામમાં ગાળતા—અશોક

કહેતો કે મેં પુષ્કળ કામ કર્યું છે એવો મને સંતોષ થતોજ નથી. ઘણું કરીને તેના શિલાલેખો બધા પોતેજ લખ્યા હતા; કેમકે તેમાં તે પોતાને વિષે જેવો નીડરતાથી લખે છે તેવું કોઈ અમલદાર તેને વિષે લખી શકે નહિ. પોતાની ફરજ વિષે તેના વિચારો ઘણાજ ઊંચા હતા. તેની એક આજ્ઞામાં તે લખે છે કે મારા ઉદ્યોગથી અને કામ કરવાની ત્વરાથી મને સંતોષ થતો નથી. પ્રજાના હિતને માટે મારે ઉદ્યોગ તો કરવોજ જોઈએ અને પ્રજાના સુખનું મૂળ મારા ઉદ્યોગ અને કામ કરવાની ત્વરામાં રહેલું છે. એથી વિશેષ પ્રજાનું કલ્યાણકર્તા બીજું કંઈ નથી. રાજા પોતે બૌદ્ધ ધર્મ પાળતો હતો; તોપણ અન્ય ધર્મો તરફ તે બહુ ઉદાર વૃત્તિથી જોતો હતો. પોતાની કેટલીક આજ્ઞાઓમાં તે બ્રાહ્મણો, જૈનો, અને બધા સાધુઓ પ્રતિ પૂજ્યભાવ દર્શાવવાનું ફરમાવે છે. એકંદર જોતાં હિંદુસ્તાનમાં જે રાજાઓ થઈ ગયા છે તેમાંના ઉત્તમ રાજાઓમાંનો તે એક હતો.

**પુષ્પમિત્ર**—ઇ. સ. પૂ. ૨૩૨ને આશરે અશોક રાજા મરણ પામ્યો હતો. તેના વંશજોમાં કોઈ બળવાન રાજા થયા નથી. ઇ. સ. પૂ. ૧૮૪ને સુમારે મૌર્યવંશના રાજાને મારીને તેનો પ્રધાન શુંગ વંશનો પુષ્પમિત્ર રાજા થયો.

**પતંજલિ**—પાણિનિના વ્યાકરણ પર 'મહાભાષ્ય' નામનો મોટો ટીકાગ્રન્થ રચનાર પતંજલિ આ પુષ્પમિત્ર રાજાના સમયમાં થઈ ગયા. એ મહાભાષ્યની શૈલી બહુજ સરળ અને તેમાં વ્યવહારના દૃષ્ટાન્તો ઠેકાણે ઠેકાણે આપેલા છે તેથી બહુ રસિક છે.

**મીનેન્ડર**—તુર્કસ્તાનમાં ઓક્સસ નદીની ખીણના પ્રદેશમાં બાકટ્રિઆ નામે મુલક છે. બલ્ખ તેની રાજધાની છે. એ પ્રાન્તના ગ્રીક લોકોએ અશોકના મરણ પછી અફગાનિસ્તાન, પંજાબ, સિંધ, અને સૌરાષ્ટ્ર (કાઠીઆવાડ) જીતી લીધાં. કાબુલ અને પંજાબના ગ્રીક રાજા મીનેન્ડરે ઇ. સ. પૂ. ૧૫૫ને સુમારે મગધ પર ચઢાઈ કરી; પરંતુ પુષ્પમિત્રે તેને હરાવ્યો. તેમજ કલિંગના રાજાએ પણ મગધ પર ચડાઈ કરી, તેને પણ પુષ્પમિત્રે હરાવ્યો.

**અગ્નિમિત્ર**—મગધ રાજ્યનો દક્ષિણનો અર્ધો ભાગ જે વિંધ્યાચળ સુધી ફેલાયો હતો તેના પર પુષ્પમિત્રનો પુત્ર અગ્નિમિત્ર સુબો હતો. એ અગ્નિમિત્ર વિષે મહાકવિ કાલિદાસે **માલવિકાગ્નિમિત્ર** નામનું નાટક રચ્યું છે. વિદર્ભના રાજાએ એના પ્રાન્ત પર હુમલો કર્યો હતો, તેને એણે હરાવ્યો હતો.

**પુષ્પમિત્ર અને અશ્વમેધ**—આમ બધી તરફથી જય મળવાથી પુષ્પમિત્રે અશ્વમેધ યજ્ઞ કર્યો હતો. એ યજ્ઞમાં અશ્વને છૂટો મૂકવામાં આવે છે અને જે રાજાને સામા થવું હોય તે અશ્વ બાંધી યુદ્ધ કરે છે. રામચંદ્રજીએ અને યુધિષ્ઠિરે એવો યજ્ઞ કર્યો હતો. પુષ્પમિત્રના યજ્ઞ પરથી એમ સમજાય છે કે ધીમે ધીમે બૌદ્ધ ધર્મનું જોર ઓછું થતું ગયું.

**કાણ્વાયન**—ઇ. સ. પૂ. ૧૧૭ને સુમારે શુંગ રાજ્યને કાણ્વોએ જીતી લીધું. કણ્વ ગોત્રનો વસુદેવ નામે બ્રાહ્મણ હતો, તેને પુરાણોમાં શુંગભૃત્ય (શુંગોનો સેવક) કહ્યો છે. તે પરથી સમજાય છે કે તે શુંગોનો પ્રધાન હશે. તેણે શુંગ રાજ્ય જીતી લીધું. ૪૫ વર્ષ સુધી તે અને તેના વંશજો કાણ્વો કે કાણ્વાયનોનું રાજ્ય કર્યું. ઇ. સ. પૂ. ૭૩ને સુમારે દક્ષિણના આન્ધ્ર રાજા શતકર્ણીએ તે જીતી લીધું. પછી ઇ. સ. ૩૨૦માં ગુપ્ત રાજ્ય થયું ત્યાંસુધી તેને વિષે કંઈ જાણવામાં આવ્યું નથી.

---

## પ્રકરણ ૧૨મું

## શક અને કુશાન : જાતકો

**શકટોળાં**—ઇ. સ. પૂ. ૧૫૦ વર્ષને સુમારે મધ્ય એશિઆનાં શક નામનાં ભટકતાં ટોળાં કંદહારની પશ્ચિમે સીસ્ટનમાં આવીને વસ્યાં અને તેમના નામ પરથી એ પ્રાન્તનું નામ પાછળથી શકસ્થાન પડયું. બીજાં શકટોળાંએ પંજાબ જીતી લીધું અને કેટલાંક ટોળાં સૌરાષ્ટ્રમાં તેમજ તક્ષશિલામાં અને મથુરામાં વસ્યાં. આ પ્રમાણે બાક્ટ્રિઅન ગ્રીક મીનેન્ડરના હાથમાં પશ્ચિમના જે પ્રાન્તો હતા તે બધા શક લોકોના હાથમાં આવ્યા. એ દરેક પ્રાન્ત પર સુબો રાજ્ય કરતો હતો તે સેટ્રપ-ક્ષત્રપ કહેવાતો હતો.

**કુશાન : કનિષ્ક**—વળી મધ્ય એશિઆનાં કુશાન નામનાં બીજાં ટોળાં કાબુલને માર્ગે હિંદુસ્તાનમાં આવ્યાં અને તેમણે સરહદ પરનાં બાક્ટ્રિઅન રાજ્ય જીતી લીધાં. એ કુશાન ટોળીનો કનિષ્ક રાજા બળવાન્ હતો. તે ઇ. સ. ૧૨૫ને સુમારે ગાદી પર આવ્યો અને તેણે ૨૫થી વધારે વર્ષ રાજ્ય કર્યું. તેની રાજધાની પુરુષપુર ( પેશાવર ) હતી અને ત્યાંથી તે કાબુલ, કાશ્મીર, અને નર્મદાની ઉત્તર સુધીના ઉત્તર હિંદુસ્તાનના ભાગ પર રાજ્ય કરતો હતો. હિંદુસ્તાનના કરતાં હિંદુસ્તાનની બહાર તેનું રાજ્ય વધારે વિશાળ હતું. તોપણ ઇતિહાસમાં તે હિંદુસ્તાનના રાજા તરીકે પ્રસિદ્ધ છે. રાજ્યના પાછલા ભાગમાં તેણે બૌદ્ધ ધર્મ સ્વીકાર્યો.

**ચરક :—અશ્વઘોષ**—આયુર્વેદમાં—વૈદકશાસ્ત્રમાં પણ આર્યોએ ઘણું સંશોધન કર્યું હતું. ચરક નામનો વિદ્વાન્ ગ્રન્થકાર કનિષ્કના રાજ્યમાં થઈ ગયો. એણે રોગો અને તેનાં કારણ વિષે ઉત્તમ ગ્રન્થ રચ્યો છે. હિંદુઓ પાસેથી અરબોએ અને અરબો પાસેથી યુરોપની પ્રજાઓએ આયુર્વેદનું જ્ઞાન મેળવ્યું.

અશ્વઘોષ નામનો કવિ પણ એજ સમયમાં થઈ ગયો. એણે **बुद्धचरित** રચ્યું છે.

**કનિષ્કના વંશજ**—તેના પછી તેના વંશજોએ રાજ્ય કર્યું, પરંતુ ઇ. સ. ૧૪૦ને સુમારે રાજ્ય છિન્નભિન્ન થઈ ગયું અને ત્યારથી તે ઇ. સ. ૩૨૦માં ગુપ્ત વંશ સ્થપાયો ત્યાંસુધી ઉત્તર હિંદુસ્તાનના ઇતિહાસ વિષે ભાગ્યેજ કંઈ પણ જાણવામાં આવ્યું છે.

**શક : વિક્રમ સંવત્**—ઇ. સ. પૂ. ૬૦માં પાર્થિઅન લોકોએ સિંધ પર હુમલો કર્યો. આથી શક લોકોને પોતાના રાજ્યના પૂર્વ પ્રાન્તોમાંથી લશ્કર બોલાવવું પડયું. આનો લાભ લઈ માળવાની લડાયક ટોળીઓ એકઠી થઈ અને શક ક્ષત્રપની સામા થઈ. પંજાબમાં કરોર આગળ મોટી લડાઈ થઈ, તેમાં શક લોકો હાર્યા. આ બનાવ ઇ. સ. પૂ. ૫૭માં બન્યો અને ત્યારથી માળવા સંવત્સર ચાલતો થયો, તે પાછળથી વિક્રમ સંવત્ તરીકે પ્રસિદ્ધ થયો છે.

માળવાના લોકોની પેઠે ગુજરાતના શક ક્ષત્રપો પણ પાર્થિઅન અને શક લોકોની વચ્ચે સિંધમાં ચાલતા વિગ્રહનો લાભ લઈ સ્વતન્ત્ર થયા. ઇ. સ. ૭૮માં આ બનાવ બન્યો અને શાલિવાહનનો શક પણ એજ સાલથી ચાલે છે. એ વિષે શાતવાહન વંશની હકીકતમાં આગળ સમજાશે.

**હીનયાન અને મહાયાન**—બુદ્ધના નિર્વાણ પામ્યા પછી આશરે ૨૦૦ વર્ષ રહીને બૌદ્ધ ધર્મનાં પ્રથમ પુસ્તક રચાયાં. એમાં બુદ્ધના ઉપદેશનું ખરૂં વર્ણન છે. એ માર્ગે ચાલનારાની સંખ્યા બહુ ઓછી હતી તેથી તેઓ હીનયાન તરીકે ઓળખાયા. તેઓ માત્ર દક્ષિણ હિંદુસ્તાનમાં સિલોન, બ્રહ્મદેશ, અને સિઆમમાંજ હતા. તેમના ગ્રન્થો પાલી કે માગધી નામની પ્રાકૃત ભાષામાં લખેલા છે. વાયવ્ય તરફના બૌદ્ધોએ એ ઉપદેશમાં લોકોની વૃત્તિને અનુકૂળ થવા સારૂ ઘણો ફેરફાર કર્યો. એ ભાગમાં ઇ. સ. પૂ. ૩૦૦ને સુમારેથી ગ્રીક, પાર્થિઅન, અને શક લોકો આવ્યા હતા; તેમના આચારવિચારો જુદા હતા. તેમને અનુકૂળ થવાને નાગાર્જુન નામના બૌદ્ધ સાધુએ દેવની પૂજા અને મોક્ષને માટે પ્રાર્થના કરવાની અને મૂર્તિપૂજાની પદ્ધતિ દાખલ કરી. જૂના બુદ્ધમતમાં કંઈ ઇશ્વિરની પ્રાર્થના કરવાની કે પાપ માટે ક્ષમા યાચવાની રીત નહોતી. આ માર્ગના બૌદ્ધોની સંખ્યા ઘણી હોવાથી તેઓ મહાયાન પંથના કહેવાયા. તેઓ બુદ્ધની તેમજ જે પવિત્ર બૌદ્ધ સાધુઓ નિર્વાણની સ્થિતિએ ન પહોંચ્યા હોય એવા બોધિસત્ત્વોની મૂર્તિઓ પૂજવા લાગ્યા. તેમના ગ્રન્થો સંસ્કૃત ભાષામાં લખેલા છે અને એ પંથના બૌદ્ધો ઉત્તર હિંદુસ્તાનમાં નેપાળ, તિબેટ, ચીન, મોંગોલિઆ, કોરિઆ, અને જાપાનમાં હતા. એ દેશોની જુદી જુદી ભાષામાં એ ગ્રન્થોનાં ભાષાન્તર થયાં છે.

**જાતકો**—એ સમયના લોકોના ધાર્મિક આચારવિચારોની તેમજ તેમના જીવનની હકીકત બૌદ્ધ જાતકોમાંથી મળી આવે છે. સિદ્ધાર્થ તરીકે બુદ્ધનો અવતાર થયો તે પહેલાં તેમના ૫૫૦ અવતાર થઈ ગયા હતા. એ અવતારો વિષે જાતકોમાં હકીકત આપેલી છે. એ જાતકો તાડપત્ર પર લખેલાં હતાં. શિલાની કોતરણીમાં જાતકોમાં વર્ણવેલી વાર્તાનાં ચિત્રો

દર્શાવેલાં છે. એ શિલાની કોતરણી ચાર પ્રકારનાં બાંધકામમાં જોવામાં આવે છે અને ઇ. સ. ૨૫૦થી ઇ. સ. ૮૦૦ સુધીમાં એ બાંધકામો થયાં છેઃ–(૧) સ્તંભો; (૨) દેવડીઓ; (૩) ચૈત્ય; (૪) વિહાર.

**સ્તંભો**—અશોકે પોતાના રાજ્યને અન્તે પત્થરના સ્તંભો સ્થપાવ્યા હતા. એ પર તેણે નીતિના નિયમો કોતરાવ્યા હતા. એવો એક સ્તંભ હાલ અલાહાબાદના કિલ્લામાં છે.

**દેવડીઓ**—બુદ્ધના શબને અગ્નિદાહ કર્યા પછી તેની રાખ, દાંત, હાડકાં, વગેરે અવશેષને ઘણાં પવિત્ર માની બૈદ્ધોએ તે પર દેવડીઓ બંધાવી હતી. તેની આસપાસ સુંદર કોતરણીવાળા પત્થરના કઠેરા અને દરવાજા હતા. એવી દેવડીઓ મધ્ય હિંદુસ્તાનમાં ગ્વાલિઅરના રાજ્યમાં, ભોપાળ જિલ્લામાં સાંચીમાં, તેમજ ગાંધારમાં (પૂર્વ અફગાનિસ્તાન અને વાયવ્ય પ્રાન્તમાં) ઘણી માલમ પડે છે. કઠેરા અને દરવાજાની કોતરણીમાં પાછળના બાંધકામની મૂર્તિઓ જોવામાં આવે છે.

**ચૈત્યો**—ચૈત્યો એટલે શિલામાંથી કોતરી કાઢેલાં સભાગૃહો. પ્રથમ ચૈત્ય ઇ. સ. પૂ. ૨૫૦માં અશોકે રાજગૃહમાં બાંધ્યું હતું. ત્યાંથી તે (ઇ. સ. ૮૦૦) બુદ્ધધર્મનો હિંદુસ્તાનમાંથી નાશ થયો ત્યાંસુધી ચૈત્યો બંધાયાં હતાં. ઉત્તમ ચૈત્યો મુંબઈ ઇલાકામાં અજન્તા (મુંબઈની પાસે), ઇલોરા (ઔરંગાબાદમાં), અને મુંબઈ અને પુનાની વચ્ચે કાર્લીની ગુફામાં છે.

**વિહારો**—બિહાર પ્રાન્તમાં એટલા બધા વિહાર એટલે બૌદ્ધ મઠો હતા કે તે પરથી એ પ્રાન્તનું નામ વિહાર–બિહાર પડ્યું છે. એ મઠોમાં દિવાલો પર ચૂનો ઢોળી તે પર સુંદર ચિત્રો કાઢેલાં હોય છે. એ ચિત્રો બુદ્ધનાં કે તેમનાં શિષ્યોનાં તેમજ દરેક જાતનાં પ્રાણીનાં, મહોલ્લાઓ, શહેરો, સંઘો, વરઘોડાનાં, અને તે સમયના દરેક પ્રકારના જીવનનાં હોય છે. એ વિહારોમાં ઊંડાં ભાંયરાં હોય છે, તેમાં બૈદ્ધ સાધુઓએ એકાન્ત વિચારમાં અને અભ્યાસમાં પોતાનાં જીવન નિર્ગમન કર્યાં છે.

---

# પ્રકરણ ૧૩મું

## ગુપ્ત વંશ

**૧લો ચન્દ્રગુપ્ત**—અગાઉ કહી ગયા છીએ કે ઇ. સ. ૭૩માં કાણ્વાયન વંશની પડતી થયા પછી પ્રાચીન મહાન્ મગધ રાજ્ય છેક નાનું થઈ ગયું હતું અને તેને તાબે માત્ર મગધ કે બિહાર પ્રાન્તજ રહ્યો હતો. લગભગ ૩૦૦ વર્ષ પછી પાછું મગધ રાજ્ય પ્રબળ થયું. ઇ. સ.ના ૪થા સૈકાને સુમારે ૧લા ચન્દ્રગુપ્ત નામના પાટલિપુત્રના રાજાએ મગધમાં ગુપ્ત વંશ સ્થાપ્યો. તિરહુતમાં વૈશાલીની બળવાન લિચ્છવી ટોળીની એક કુંવરી જોડે ચન્દ્રગુપ્ત પરણ્યો, તેથી તે પોતાનું રાજ્ય ગંગાને કિનારે કિનારે અલાહાબાદ સુધી વધારી શક્યો. ઇ. સ. ૩૧૯–૨૦માં તેણે ગુપ્ત સંવત્સર સ્થાપ્યો.

**સમુદ્રગુપ્ત**—તેનો પુત્ર સમુદ્રગુપ્ત રાજ્યનો ખરો સ્થાપક હતો. રાજ્યની શરૂઆતમાં તેણે પંજાબ સિવાય તમામ હિંદુસ્તાન જીતી લીધું. પછી તેણે દક્ષિણ પર ચડાઈ કરી. ઓરિસાના તાબેના મુલકમાં થઈને તે મદ્રાસની ઉત્તરે નેલોર સુધી ગયો અને ખાનદેશમાં થઈ પાછો ફર્યો. આ દેશોના રાજાઓને તેણે વશ કીધા, પણ તેમના મુલક લઈ લીધા નહિ. પછી તેણે પોતાની સત્તા દર્શાવવા અશ્વમેધ યજ્ઞ કર્યો. તે માત્ર વીર પુરુષ નહોતો; તે વિદ્વાન અને કળાકુશળ પણ હતો. આસરે છસેંએક વર્ષ પર અશોકનું મોટું રાજ્ય થઈ ગયું. ત્યારપછી આવું મોટું રાજ્ય હિંદુસ્તાનમાં બીજું કોઈ થયું નહોતું. હુગલીથી સતલજ અને ચંબલ સુધી અને હિમાલયથી નર્મદા સુધી તેનું રાજ્ય ફેલાયલું હતું. તે રાજા ગાયનમાં ઘણો કુશળ હતો. ચાંદોમાં તેને વીણા વગાડતો ચિત્ર્યો છે. તેણે ઇ. સ. ૩૨૫થી ઇ. સ. ૨૭૫ સુધી રાજ્ય કર્યું.

**૨જો ચન્દ્રગુપ્ત**—તેના પછી ૨જો ચન્દ્રગુપ્ત ગાદીએ આવ્યો. તેણે માળવા અને ગુજરાત જીતી લીધાં. સૌરાષ્ટ્રના શક રાજાઓ જેઓ ક્ષત્રપ કહેવાતા તેમને તેણે હરાવ્યા અને ગુજરાતમાં પોતાની સત્તા સ્થાપી. શક

રાજાઓએ ગુજરાતમાં ૪૦૦ વર્ષ રાજ્ય કર્યું હતું અને તેઓ પશ્ચિમ ક્ષત્રપો કહેવાય છે. તેમની સાથે બાર વર્ષ (ઇ. સ. ૩૮૮થી ઇ. સ. ૪૦૦ સુધી) લડાઈ ચાલી. આખરે, રુદ્રસિંહ ક્ષત્રપ તદ્દન હાર પામ્યો અને ગુજરાતમાં ગુપ્ત રાજાઓની સત્તા સ્થપાઈ.

**વિક્રમાદિત્ય**—તમે ઉજ્જનના વિક્રમાદિત્ય વિષે ઘણી વાતો જાણતા હશો કે તે પરદુઃખભંજક હતો ને નગરચર્ચા જોવા નિકળતો. પરંતુ વિક્રમ નામનો કોઈ રાજા ઉજ્જનમાં થયો નથી. રજો ચંદ્રગુપ્ત તેજ ઘણું કરીને વિક્રમાદિત્ય કહેવાતો હતો. તેણે ઇ. સ. ૩૭૫થી ઇ. સ. ૪૧૩ સુધી રાજ્ય કીધું. તેણે પાટલિપુત્રમાંથી રાજધાની ખસેડી અયોધ્યામાં કૌશામ્બીમાં કરી.

**વિક્રમસંવત્સર**—ઇ. સ. પૂ. ૫૬–૫૭થી વિક્રમના નામથી સંવત્ ચાલે છે. પરંતુ ઉજ્જનમાં એ સમયે વિક્રમ નામનો કોઈ રાજા નહોતો. ઘણું કરીને, માળવામાં પ્રથમ માલવ શક ચાલતો હતો, તે ઉજ્જનમાં ખગોળવેત્તાઓએ સ્થાપ્યો હતો. ઇ. સ. ૩૫૦માં રજા ચન્દ્રગુપ્તે માળવા જીતી લીધું હતું. એ ચન્દ્રગુપ્ત વિક્રમાદિત્યના નામ ઉપરથી પાછળથી માલવસંવત્સર વિક્રમસંવત્સર તરીકે પ્રસિદ્ધ થયો છે. સંવત્ એટલે વર્ષ. એજ પ્રમાણે ગુપ્ત સંવત્સર પાછળથી વલભી સંવત્સર તરીકે અને શક સંવત્સર શાલિવાહન સંવત્સર તરીકે પ્રસિદ્ધ થયા છે.

**ફા હાયન: તેણે આપેલી હકીકત**—ચીનનો પ્રસિદ્ધ બૌદ્ધ યાત્રાળુ ફા હાયન બુદ્ધધર્મની જન્મભૂમિ હિંદુસ્તાનમાં યાત્રાને અર્થે આવ્યો હતો, તે ઇ. સ. ૩૯૯થી ઇ. સ. ૪૧૩ સુધી હિંદુસ્તાનમાં રહ્યો હતો. બૌદ્ધ પુસ્તકો, મૂર્તિઓ, અને અવશેષ શોધવા સારૂ તે આવ્યો હતો. તે રજા ચન્દ્રગુપ્તના રાજ્યમાં છ વર્ષ રહ્યો હતો અને જે જે જોયું તે તેણે પોતાના પુસ્તકમાં આપ્યું છે. ગુપ્ત વંશની ઘણી હકીકત વિષે અને દેશની સ્થિતિ વિષે તેના પુસ્તકમાંથી આપણને ઘણું જાણવાનું મળે છે. દેશ આબાદ હતો. લોકો સુખી હતા. રાજ્યવ્યવસ્થા સારી હતી. પાટલિપુત્ર હજી આબાદીમાં હતું. તેમાં ઘણી ધર્માદા સંસ્થાઓ હતી અને ગરીબ લોકોને મફત દવા મળે એવું દવાખાનું હતું. ચીની મુસાફર કહે છે કે મેં

ઠેકાણે ઠેકાણે વિહારો જોયા, તેમાં હજારો સાધુઓને અન્ન, વસ્ત્ર, સૂવાની પથારીઓ, તથા સાદડીઓ આપવામાં આવતાં. માણસો અને પશુઓ માટે પુષ્કળ દવાખાનાં હતા, તેમાં હોશિયાર દાક્તરો હતા અને મફત દવા આપવામાં આવતી. ફોજદારી કાયદા નરમ હતા. લોકોને તેનો સંતાપ નહોતો. ગુપ્ત રાજાઓ વૈષ્ણવમાર્ગી હતા. બુદ્ધ ધર્મનું જોર ઓછું થયું હતું; પરંતુ હજી તે જતો રહ્યો નહોતો. રાજાઓ તરફથી બૌદ્ધ તરફ કોઈ પણ રીતનો જુલમ નહોતો.

**હૂણ લોકો**—આ બળવાન્ રાજાની પછીના રાજાના વખતમાં મધ્ય એશિઆમાંથી હૂણ લોકો હિંદુસ્તાનમાં ઊતરી આવ્યા. તેમાંના બીજા ગુપ્ત રાજા સ્કન્દગુપ્તના સમયમાં ઇ. સ. ૪૮૦ને સુમારે તેમણે ગુપ્ત રાજ્યને છિન્નભિન્ન કરી નાખ્યું. થોડો સમય ઉત્તર હિંદુસ્તાન હૂણ લોકોની સત્તામાં રહ્યું. હૂણ રાજ્ય પશ્ચિમે છેક ઇરાનથી પૂર્વે ચિનાઈ તુર્કસ્તાનના ખોતાન સુધી ફેલાયલું હતું. મિહિરગુલ નામનો હૂણ સરદાર ઘણો જુલમી હતો, તેને નરસિંહ બાલાદિત્ય નામના ગુપ્ત રાજાએ અને માળવાના રાજા યશોધર્માએ ઇ. સ. ૫૨૮માં હરાવ્યો અને કાશ્મીરમાં હાંકી કાઢ્યો. હૂણ લોકો પંજાબ અને રજપુતાનામાં મોટી સંખ્યામાં વસ્યા હતા.

**દેશની સ્થિતિ**—ગુપ્ત રાજાનો સમય હિંદુસ્તાનમાં ઘણી આબાદીનો સમય હતો. એમાં બળવાન્ રાજાઓની સારી વ્યવસ્થાથી સાહિત્ય અને કળાની સારી અભિવૃદ્ધિ થઈ હતી. રાજાઓ ભવ્ય દરબારો ભરતા અને તેમાં વિદ્વાન્ પુરુષોને એકઠા કરી વિદ્યાને ઉત્તેજન આપતા.

**સાહિત્ય**—કવિકુલગુરુ કાલિદાસ એ સમયમાં થઈ ગયા એમ એક પક્ષના વિદ્વાનો માને છે. સંસ્કૃત કવિઓમાં એ અગ્ર સ્થાન ભોગવે છે. તેમજ દુનિયાના કવિઓમાં પણ એમનું સ્થાન ઘણું ઊંચું છે. એમનું **रघुवंश** એ કાવ્ય પંચ મહાકાવ્યોમાંનું એક છે. એમાં રઘુકુળના રાજાઓ—દિલીપ, રઘુ, અજ, દશરથ, રામ વગેરેનો વૃત્તાન્ત છે. **मेघदूत** નામના સુંદર નાના કાવ્યમાં એક યક્ષ શાપને લીધે પોતાની પ્રિયાથી જુદો પડે છે, તે મેઘ સાથે પ્રિયાને સંદેશો કહાવે છે. **अभिज्ञानशकुन्तला** નામનું નાટક

ઘણુંજ ઉત્તમ છે. એમાં દુષ્યન્ત રાજા અને શકુન્તલાની હકીકત છે. **कुमारसंभव** નામે કાવ્યમાં કુમારસ્વામીની ઉત્પત્તિ વર્ણવી છે. **विक्रमोर्वशीय** નાટકમાં પુરૂરવસ્ અને ઉર્વશીની હકીકત છે. **मालविकाग्निमित्र** નાટકમાં શુંગ વંશના અગ્નિમિત્ર રાજાની વાત છે. **ऋतुसंहार** નામના નાના કાવ્યમાં છએ ઋતુઓનું–ગ્રીષ્મ, વર્ષા, શરદ્, હેમન્ત, શિશિર, અને વસન્તનું–ઉત્તમ વર્ણન છે. પ્રાસાદિક, સરલ ભાષા અને ઉત્તમ ભાવો માટે કાલિદાસનાં કાવ્ય ઉત્તમ ગણાય છે.

**બાંધકામ**—આ સમયનું કોતરણીકામ અને ચિત્રકામ ઘણું ઉત્તમ ગણાય છે. મુસલમાનોના વખતમાં એ બાંધકામોનો નાશ થયો હતો.

**સિક્કાઓ: દાનપત્રો**—સમુદ્રગુપ્ત અને રજા ચન્દ્રગુપ્તના સમયના સિક્કાઓ પર ઘણું કલાકામ દેખાય છે. સમુદ્રગુપ્ત ગાયનમાં કુશળ હતો અને એના સિક્કાઓ પર વીણા વગાડતા રાજાનું ચિત્ર છે. ગુપ્ત રાજાઓ પોતે પરમ ભાગવત એટલે વૈષ્ણવ છે એમ સિક્કાઓ પર દર્શાવતા.

મંદિરોના અને દેવમૂર્તિની પૂજાના નિભાવને માટે રાજાઓ બ્રાહ્મણોને જે જમીન આપતા તેનું દાનપત્ર તામ્રપત્ર પર લખવાનો રિવાજ આજ સમયમાં થયો.

**આર્યભટ્ટ**—આર્યભટ્ટ નામનો ખગોળવેત્તા એજ સમયમાં થઈ ગયો. તે ઇ. સ. ૪૭૬માં જન્મ્યો હતો.

**પ્રાકૃત ભાષા**—બૌદ્ધ ધર્મનું જોર ઓછું થતું હતું. પુસ્તકોમાં અને શિલાલેખોમાં પ્રાકૃત ભાષાને બદલે સંસ્કૃત ભાષા વિશેષ વપરાતી થઈ, એ બ્રાહ્મણધર્મના વધતા જતા પ્રભાવની નિશાની છે.

# પ્રકરણ ૧૪મું

## હર્ષવર્ધન

**ગુપ્ત રાજ્યનો નાશ: હર્ષવર્ધન**—ગુપ્ત વંશનું રાજ્ય છિન્નભિન્ન થયું ત્યારે પ્રભાકર વર્ધમાન નામનો જમના અને સતલજની વચ્ચેના પ્રદેશનો સુબો સ્વતન્ત્ર થયો. તેની મા ગુપ્ત વંશની હતી. તે સૂર્યનો પૂજક હતો. તેની રાજધાની સ્થાણ્વીશ્વરમાં ( થાનેશ્વરમાં ) હતી. તેણે પંજાબની ઉત્તરમાં હૂણુ લોકોને હરાવ્યા તેમજ પશ્ચિમ રજપુતાનામાં ગુર્જર રાજ્ય, જેની રાજધાની ભિન્નમાલ હતી, તે પણ જીતી લીધું. તેની પછી તેનો પુત્ર રાજ્યવર્ધન અને રાજ્યવર્ધનની પછી તેનો નાનો ભાઈ હર્ષ ઇ. સ. ૬૦૬માં ગાદીએ આવ્યો. એજ વર્ષથી હર્ષ રાજાને નામે શક ચાલુ થયો. તેણે ૪૨ વર્ષ રાજ્ય કર્યું.

**વૈર અને વિજય**—હર્ષ રાજાની બેન રાજ્યશ્રી કનોજના રાજા ગ્રહવર્મા સાથે પરણી હતી. ગ્રહવર્માને માળવાના રાજાએ મારી નાખ્યો. બંગાળાના રાજાએ પછી દગાફટકાથી રાજ્યવર્ધનને મારી નાખ્યો. રાજ્યશ્રીને કેદ કરવામાં આવી. પરંતુ તે નાસી ગઈ અને વિંધ્યાચળના અરણ્યમાં ભટકતી હતી ત્યાં તેને દિવાકરમિત્ર નામના બૌદ્ધ આચાર્યે આશ્રમ આપ્યો.

ગાદીએ આવ્યા પછી હર્ષનું પહેલું કામ પોતાનાં ભાઈબેનનું વેર લેવાનું હતું. માળવાના રાજાને હરાવી તે પોતાની બેનને મળ્યો. પછી તેણે પોતાનું રાજ્ય વધારવા પ્રયત્ન કર્યો. પાંચ વર્ષમાં તેણે સિંધુ નદી સુધીનો વાયવ્ય તરફનો સર્વ પ્રદેશ જીતી લીધો. બીજાં થોડાં વર્ષમાં ગંગા નદીની ખીણુનો બધો —દેશ તેણે તાબે કર્યો અને નેપાળ પણ જીતી લીધું. કામરૂપના ( આસામના ) રાજા કુમારે તેની મૈત્રી શોધી હતી અને ગુજરાતનો વલભી રાજા તેના ખંડીઆ રાજાઓમાં હતો. તેણે પોતાની રાજધાની કાન્યકુબ્જમાં ( કનોજમાં ) કરી હતી. આ પ્રમાણે તે આખા ઉત્તર હિંદુસ્તાનનો રાજા હતો અને પશ્ચિમમાં સૌરાષ્ટ્ર અને ગુજરાત અને પૂર્વમાં આસામ અને બંગાળા સુધી તેની સત્તા હતી.

**પ્રયાગનો ધાર્મિક સમાજ**—તેના રાજ્યમાં સર્વત્ર શાન્તિ હતી, તેની ખુશાલીમાં તેણે ઇ. સ. ૬૪૪માં એક મોટો ધાર્મિક સમાજ પ્રયાગમાં એકઠો કર્યો હતો. તેમાં બધા રાજાઓ તથા બૌદ્ધ અને બ્રાહ્મણ ધર્મના પંડિતો એકઠા થયા હતા.

**સાહિત્ય**—હર્ષ રાજા જેમ એક વીર યોદ્ધો હતો, તેમ સાહિત્યનો પ્રેમી અને ઉત્તેજક હતો. તે જાતે કવિ હતો. તેણે **रत्नावली** અને **नागानन्द** નામની સુંદર નાટિકાઓ રચી છે. જયદેવ કવિએ **प्रसन्नराघव** નામના પોતાના નાટકમાં કવિતાને કામિની તરીકે વર્ણવી છે અને હર્ષને કવિતાકામિનીનો હર્ષ કહ્યો છે. સુપ્રસિદ્ધ બાણ કવિએ હર્ષ રાજાનો વૃત્તાન્ત **हर्षचरित्र** નામની આખ્યાયિકામાં લખ્યો છે. બાણ કવિનો એથી પણ વિશેષ પ્રસિદ્ધ ગ્રન્થ **कादम्बरी** નામની નવલકથા છે. એ કથાનું હાલ નાટક પણ ભજવાય છે. સંસ્કૃત સાહિત્ય ઘણું કેળવાયું. ભર્તૃહરિ નામનો વિદ્વાન્ કવિ એજ સમયમાં થઈ ગયો. એનાં શતકો–**नीति, वैराग्य, शृङ्गार**–સુપ્રસિદ્ધ છે. એણે **वाक्यपदीय** નામનો વ્યાકરણનો શાસ્ત્રીય ગ્રન્થ રચ્યો છે, તે વિદ્વત્તાથી અને ફિલસુફીથી ભરપૂર છે. કવિ, વૈયાકરણ, અને ફિલસુફ, એ ત્રણે ગુણો જેનામાં મળેલા હોય એવા ભર્તૃહરિ જેવા વિદ્વાનો વિરલ છે.

**ધર્મ પ્રત્યે ઉદારતા**–હર્ષ રાજાના સમયમાં બૌદ્ધ, જૈન, અને બ્રાહ્મણ ધર્મ ત્રણે ચાલતા હતા. રાજા જાતે યુદ્ધની યાત્રાએ નીકળતા પહેલાં શિવની પૂજા કરતો. તેને બૌદ્ધ ધર્મ તરફ પ્રેમ હતો. પાંચ પાંચ વર્ષે તે સર્વ ધર્મના પંડિતોની સભા કરી વાદવિવાદ કરાવતો અને તેમને પુષ્કળ દક્ષિણા આપતો.

**હ્યૂ એન સેંગે કરેલું દેશની સ્થિતિનું વર્ણન**—હ્યૂ એન સંગ નામના ચીના મુસાફરે હર્ષના સમયમાં હિંદની યાત્રા કરી હતી. તેણે એ રાજાના રાજ્ય અને તે સમયે દેશની સ્થિતિ વિષે બહુ હકીકત લખી છે. તે ઇ. સ. ૬૩૦માં હિંદુસ્તાન આવ્યો અને પંદર વર્ષ રહી તેણે દેશનો દરેક ભાગ જોયો. આશરે ૨૦૦ વર્ષ પર ફા હાયન આવ્યો હતો, તેણે દેશની હકીકત લખી છે તેના કરતાં હ્યૂ એન સેંગે ઘણી વિગતવાર હકીકત લખી છે.

દરેક સ્થળે તેણે બ્રાહ્મણ ધર્મ અને બૌદ્ધ ધર્મને સાથે સાથે ફેલાયલા જોયા. ઓરિસા, કાશ્મીર, અને હિંદુસ્તાનના દક્ષિણ ભાગોમાં બૌદ્ધ ધર્મનું બળ વિશેષ હતું. અન્ય સ્થળે બ્રાહ્મણ ધર્મ પ્રધાન હતો.

**હર્ષનું ચારિત્ર્ય**—હર્ષ રાજા સતત ઉદ્યમમાંજ નિમગ્ન રહેતો. તે ન્યાયીનું સન્માન કરતો અને અન્યાયીને યોગ્ય શાસન કરતો. તે રાજ્યમાં ફરતો રહેતો. તેના વખતમાં પ્રજા સુખી હતી. કરનો બોજો બહુ નહોતો. ગુનાહ ઘણા થોડા થતા. પરંતુ ફા હાયનની યાત્રાને સમયે રસ્તા જેવા નિર્ભય હતા તેવા આ સમયે નહોતા. હ્યૂ એન સંગને રસ્તામાં અટકાવીને લૂટવામાં આવ્યો હતો.

---

# પ્રકરણ ૧૫મું

## રજપૂતસમયઃ ગુજરાતઃ માળવાઃ દક્ષિણ

**પાલવંશ**—હર્ષવર્ધન રાજા ઇ. સ. ૬૪૭માં મરણ પામ્યો, ત્યાર-પછી આ રાજ્ય છિન્નભિન્ન થઈ ગયું. ઉત્તરના એ મહારાજ્યની સત્તામાંથી આરંભમાં ગુજરાત, પંજાબ, અને સિંધ છટકી ગયાં. એ સિવાયનો બાકીનો ભાગ આસરે સો વર્ષ ગુપ્ત વંશના રાજાઓના હાથમાં રહ્યો. આખરે બંગાળા અને બિહારમાં પાલ નામના વંશનું રાજ્ય થયું.

**રજપૂતસમય**—ઉત્તરમહારાજ્યની પડતી થવાથી ઈ. સ.ના ૮મા ને ૯મા સૈકામાં ઉત્તરમાં નવાં નવાં રજપૂત રાજ્ય ઊભાં થયાં અને હર્ષના મરણથી આરંભીને મુસલમાન લોકોએ હિંદુસ્તાન જીત્યું ત્યાંસુધીનો સમય રજપૂતસમય કહી શકાય.

**યશોવર્ધન અને સાહિત્ય**—તે સમયના જૈન ગ્રન્થો પરથી જણાય છે કે ઇ. સ. ૭૮૨માં બે મોટાં રજપૂત રાજ્યો હતાં. એકની રાજધાની કનોજ અને બીજાની ઉજ્જન હતી. જમના નદી એ બે રાજ્યોની વચ્ચે આવેલી હતી. કનોજના રાજ્યમાં ઇ. સ. ૭૩૧માં યશોવર્ધન રાજા રાજ્ય કરતો હતો. એ વિદ્યાને સારૂં ઉત્તેજન આપતો. ભવભૂતિ નામનો મોટો સંસ્કૃત કવિ એના રાજ્યમાં થઈ ગયો. એણે ત્રણ નાટકો

રચ્યાં છે, તેમાં બેમાં વસ્તુ 'રામાયણ'નું છે અને ત્રીજામાં વસ્તુ કવિકલ્પિત હોવાથી તે પ્રકરણ કહેવાય છે. એ 'માલતીમાધવ' નામના પ્રકરણમાં કવિએ માલતી ને માધવ વચ્ચેનો પ્રેમ વર્ણવ્યો છે. એમાં શૃંગાર રસ પ્રધાન છે. એ ગુજરાતની રંગભૂમિ પર ભજવાય છે. 'ઉત્તરરામચરિત' એ કવિનું ઉત્તમ નાટક છે. એમાં રાવણને માર્યા પછીની હકીકત છે. એમાં કરુણરસ પ્રધાન છે અને એ રસની જમાવટ કવિએ ઉત્તમ રીતે કરી છે. યશોવર્માએ બંગાળા જીત્યું તેની હકીકત વાક્પતિરાજ નામના 'ગૌડવહ' નામના કાવ્યમાં આપી છે. આ રાજ્યની સત્તા વધવાથી એને કાશ્મીરના લલિતાદિત્ય રાજા સાથે લડાઈ થઈ અને તેમાં એ હાર્યો. લલિતાદિત્યના પૌત્ર જયાપીડે ઇ. સ. ૭૮૦માં એના વંશનો ઉચ્છેદ કર્યો. એ જયાપીડ રાજાના સમયમાં વામન નામના અલંકારશાસ્ત્રીએ સૂત્રોના રૂપમાં અલંકારગ્રન્થ રચ્યો છે. કનોજનું રાજ્ય ૯મા સૈકામાં માળવાના ગુર્જર રાજ્યને તાબે થયું.

**માળવાનું રાજ્ય**—કનોજના રાજ્યની પડતી થયા પછી માળવાનું રાજ્ય પ્રબળ થયું. ઇ. સ. ૭૮૩માં એમાં વત્સરાજ રાજા હતો. એજ સમયે દક્ષિણમાં રાષ્ટ્રકૂટ રાજાઓ બળવાન્ હતા અને તેમની સાથે માળવાના રાજ્યને વખતે વખતે લડાઈ થતી. ૧લા ભોજરાજાએ ઇ. સ. ૮૪૨થી ઇ. સ. ૮૮૫ સુધી માળવામાં રાજ્ય કીધું. એણે કનોજનું રાજ્ય જીતી લીધું અને ઉજ્જનમાંથી રાજધાની ખસેડી કનોજમાં કરી. એ રાજા ને એના વંશજો પ્રતિહારી (પડિહાર) વંશના રજપૂત હતા એમ એક શિલાલેખમાં છે. ભોજ રાજાનો પુત્ર મહેન્દ્રપાલ વિદ્યાવ્યસની હતો. રાજશેખર નામનો કવિ એ રાજાનો ગુરુ હતો. એ કવિએ **बालरामायण** નામનું નાટક સંસ્કૃતમાં રચ્યું છે. ત્યારપછી એ રાજ્યની પડતી થઈ.

અગીઆરમા સૈકામાં ભોજ નામનો પ્રસિદ્ધ રાજા થયો. તે ધારા (હાલ ધાર) નગરીમાં રહેતો. તે વિદ્યાવ્યસની હતો અને તે વિદ્વાનોને બહુ ઉત્તેજન આપતો. એ ઉત્તેજનની હકીકત **भोजप्रबन्ध** નામના ગ્રન્થમાં મળી આવે છે. એમાં જુદે જુદે સમયે થઈ ગયલા કવિઓને પણ એજ સમયમાં થઈ ગયલા તરીકે વર્ણવ્યા છે. એમાંની હકીકત ઐતિહાસિક ને

પ્રમાણભૂત નથી; પરંતુ ભોજ રાજા વિદ્વાનોને બહુ ઉત્તેજન આપતો એ વાત નિર્વિવાદ છે.

**ગુજ્જરો**—ગુર્જર-ગુજ્જર લોકો હૂણ લોકોની સાથે હિંદુસ્તાનમાં આવ્યા. મધ્ય એશિઆમાંથી આવી તેઓ પંજાબ અને રજપુતાનામાં વસ્યા. પંજાબનો એક ભાગ એ ટોળીના નામ પરથી ગુજરાત અને ગુજરાનવાલા કહેવાય છે. રજપુતાનામાં તેમની રાજધાની ભિન્નમાલ હતી. ત્યાંથી તેઓ માળવામાં ગયા. આપણા પ્રાન્તનું નામ એ લોકો પરથી ઇ. સ.ના ૧૨મા સૈકાથી પ્રસિદ્ધ થયું છે. તે પહેલાં આપણા પ્રાન્તનો ઉત્તર ભાગ આનર્ત અને દક્ષિણ ભાગ લાટ કહેવાતો. ૯મા સૈકાના એક લેખમાં ગુજરાતને 'ગુર્જરત્રા' કહ્યું છે. ગુજ્જરો મારવાડમાંથી લાટમાં આવ્યા અને છેક ખાનદેશ સુધી ફેલાયા. સાબરમતી, નર્મદા, અને તાપી નદીના કાંપથી ગુજરાત પ્રાન્ત ઘણો રસાળ છે, તેથી પરદેશીઓનું લક્ષ એ તરફ પ્રાચીન સમયથી ગયું હતું. પશ્ચિમ ભાગનો દરિયાઈ વેપાર એ પ્રાન્તમાં હતો. સુરત, ભૃગુકચ્છ ( ભરૂઅચ્છ-ભરૂચ ), અને ખંભાત એ મુખ્ય બંદરો હતાં.

**ગુજરાતનો ઇતિહાસ**—ઇ. સ. પૂ. ૩જા સૈકામાં ગુજરાત મૌર્ય સામ્રાજ્યનો એક ભાગ હતો. મૌર્ય રાજ્યની પડતી થયે સૌરાષ્ટ્ર ને આનર્તના કેટલાક પ્રદેશમાં બાક્ટ્રિઅન ગ્રીક લોકોની સત્તા હતી. અને ઇ. સ.ના ૧લા સૈકામાં ગુજરાત ને માળવામાં શક લોકોનું રાજ્ય થયું. એ રાજાઓ ક્ષત્રપ કહેવાતા. ઇ. સ. ૧૨૬માં દક્ષિણના આન્ધ્ર રાજાએ નહપાન નામના ગુજરાતના ક્ષત્રપને હરાવી તેની સત્તાનો નાશ કર્યો અને ગુજરાતમાં પોતાનો સુબો બેસાડયો. તેના વંશજો મહાક્ષત્રપો કહેવાતા. તેઓ હિંદુ ધર્મ પાળતા અને સરકારી કાગળોમાં સંસ્કૃત ભાષા વાપરતા. રુદ્રદામન્ નામના બળવાન્ મહાક્ષત્રપે ( ઇ. સ. ૧૪૫-ઈ. સ. ૧૫૮ ) સિંધુ, કચ્છ, અને કોંકણ જીતી પોતાનું રાજ્ય વધાર્યું અને ગિરનાર આગળ સુદર્શન તળાવ સમરાવી તેમાં પ્રસિદ્ધ લેખ કોતરાવ્યો. ઇ. સ.ના ૪થા સૈકાના અન્ત સુધી મહાક્ષત્રપોની સત્તા રહી. પછી ગુજરાત, માળવા, અને કચ્છ ગુપ્ત રાજાઓના હાથમાં આવ્યાં અને તેમના અધિકાર નીચે ૧૫૦ વર્ષ રહ્યાં. હૂણ લોકોની

ચડાઇથી ગુપ્ત રાજ્ય છિન્નભિન્ન થયું ત્યારે ગુજરાતમાં ગુર્જર ટોળીઓ વસી. ૬ઠ્ઠા સૈકામાં ગુપ્ત રાજાઓએ સેનાપતિ તરીકે નીમેલા ભટ્ટાર્કે કાઠીઆવાડમાં વલભીમાં ( વલામાં ) એક વંશ સ્થાપ્યો હતો. એ વલભીવંશ કહેવાયો. એની સત્તા ઇ. સ. ૭૬૦ સુધી રહી. વલભી રાજાઓ શિવમાર્ગી હતા અને બૌદ્ધો અને જૈનો તરફ દયાભાવ દર્શાવતા. ઇ. સ. ૭૬૦માં અરબોએ વલભીને લૂટી લીધું ને તેનો નાશ કીધો.

પછી દક્ષિણના રાષ્ટ્રકૂટ રાજાઓ ગુજરાતના કેટલાક ભાગના ધણી થયા અને તેમની સત્તા ઇ. સ.ના ૧૦મા સૈકા સુધી ચાલી. ઉત્તરમાં અણહિલવાડ પાટણમાં ચાવડા વંશના રજપૂતોનું રાજ્ય સ્થપાયું. સોળંકી કે ચાલુક્ય વંશના રજપૂતોએ ચાવડાને ને રાષ્ટ્રકૂટ બંને રાજ્યોને વશ કર્યાં અને ૧૩મા સૈકા સુધી ગુજરાત પર રાજ્ય કર્યું. ત્યારપછી તે વાઘેલા રજપુતોના હાથમાં ગયું અને તેમની પાસેથી ઇ. સ. ૧૨૯૬ને સુમારે મુસલમાનોએ એ રાજ્ય જીતી લીધું.

**દક્ષિણ પ્રાન્ત: શાતવાહન**—ઇ. સ. પૂ. ૭મા સૈકા પછી આર્ય લોકો દક્ષિણમાં ગયા. દક્ષિણનો અર્થ નર્મદા અને કૃષ્ણા નદીની વચ્ચેનો પ્રદેશ સમજવો. તેઓ પ્રથમ વિદર્ભ અને કલિંગમાં વસ્યા ઇ. સ. પૂ. ૩જા સૈકામાં દક્ષિણ પ્રાન્ત મૌર્ય સામ્રાજ્યનો ભાગ હતો. અશોકના મરણ પછી એ પ્રાન્ત સ્વતન્ત્ર થયો અને એમાં આન્ધ્ર રાજ્ય થયું. એ આન્ધ્ર રાજાઓ શાતવાહન કુળના હતા. તેમની સત્તા ઇ. સ. પૂ. ૨૦૩થી તે ઇ. સ. ૨૨૬ સુધી, લગભગ ૪૦૦ વર્ષ, ચાલી. પ્રતિષ્ઠાન–પૈઠાન એ રાજ્યની રાજધાનીનું શહેર હતું.

**શાલિવાહન શક**—શાતવાહન–શાલિવાહનના નામથી શક ચાલે છે. ઇ. સ. ૧૧મા સૈકાનાં તામ્રપત્રોમાં એ સંવત્સરને 'શકનૃપતિકાલ' એટલે શક રાજાનો કાળ કહ્યો છે. એનું ટૂંકું રૂપ 'શકકાલ' થયું અને છેવટે 'શક' વપરાતું થયું. મૂળ અર્થ જતો રહી 'શક'નો અર્થ સંવત્સર થયો. એ શકને શાલિવાહન નામના, દન્તકથા પ્રમાણે મનાતા, મોટા રાજાના નામ સાથે જોડવામાં આવ્યો. એ શાલિવાહન તે પુલુમાયી

રાજા, જેણે દેશને શક લોકોના ભયમાંથી મુક્ત કર્યો. આ પ્રમાણે મૂળ શક લોકોનો સંવત્સર શાલિવાહનના નામ સાથે જોડાઈ તેના નામથી પ્રસિદ્ધ થયો.

**ચાલુક્ય રાજ્ય**—આન્ધ્ર રાજાઓની પડતી થયા પછી ઇ. સ. ૨૨૬ને સુમારે ચાલુક્ય રજપૂતોનું રાજ્ય થયું. એ વંશનો સર્વથી વિશેષ બળવાન્ રાજા રજો પુલકેશી હતો (ઇ. સ. ૬૦૮–૬૪૨). હર્ષ રાજાને તેણે દક્ષિણ પ્રાન્ત તાબે કરતાં અટકાવ્યો હતો. હ્યૂ એન સેંગે એ રાજ્યની મુલાકાત લીધી હતી. તે વર્ણવે છે કે રાજા ઉદાર ને પરોપકારી હતો; પ્રજા વફાદાર હતી; અને વિદ્યાની કદર થતી હતી. ઇ. સ. ૬૪૨માં કાંચીના પાલવ રાજાએ એનો અન્ત આણ્યો. પૂર્વ તરફ પૂર્વ ચાલુક્યોનું રાજ્ય ગોદાવરી અને કૃષ્ણાની વચ્ચે વેંગીમાં હતું. એ રાજ્ય લગભગ ૪૦૦ વર્ષ ચાલ્યું. પછી તે દક્ષિણના ચોલ રાજ્ય સાથે મળી ગયું.

**રાષ્ટ્રકૂટોનું રાજ્ય**—ઇ. સ.ના આઠમા સૈકાના મધ્ય ભાગમાં દક્ષિણમાં રાષ્ટ્રકૂટ રજપૂતોનું રાજ્ય થયું. તેની રાજધાની પ્રથમ નાશક અને માન્યખેતમાં (નિઝામના રાજ્યમાં માલખેડમાં) થઈ. એ વંશ ઘણો બળવાન્ હતો. ઇ. સ ના ૯મા ને ૧૦મા સૈકાના મુસલમાન ગ્રન્થકારોએ એને મોટું રાજ્ય ગણ્યું છે. નવમા સૈકામાં અમોઘવર્ષ નામના રાજાએ ૬૦થી વધારે વર્ષ રાજ્ય કીધું. દુનિયાના ચાર બાદશાહમાંનો તે એક ગણાતો હતો. બગદાદનો ખલિફા, ચીનનો બાદશાહ, કૉન્સ્ટૅન્ટિનોપલનો (રૂમનો) બાદશાહ, અને અમોઘવર્ષ, એ ચાર મોટા બાદશાહ હતા. રાજ્યની સમૃદ્ધિ વેપારને લીધે હતી અને એ વેપાર સિંધના અરબ રાજ્યકર્તાઓ સાથે ચાલતો હતો.

**ચોલ અને પાંડ્ય**—દક્ષિણ હિંદુસ્તાનમા ચોલ અને પાંડ્ય રાજ્યો હતાં. ચોલ રાજાઓ શિવમાર્ગી હતા અને એમાંના કેટલાકે જૈનો પર જુલમ ગુજાર્યો કહેવાય છે. પાંડ્ય રાજ્યની રાજધાની મદુરા હતી.

**ધર્મની પરિસ્થિતિ—**

**કુમારિલભટ્ટ**—અશોકના સમય પછી બૌદ્ધ ધર્મમાં ધીમે ધીમે સળો પેઠો. મઠોમાં અનાચાર થવા માંડ્યો. વેદ તરફ લોકોને અશ્રદ્ધા

ઉત્પન્ન થવાથી વર્ણાશ્રમના ધર્મો લુપ્ત થવા માંડ્યા. અનેક પ્રકારના વેદબાહ્ય માર્ગો પ્રચલિત થયા. બ્રાહ્મણોએ એ સમયનો લાભ લઈ બ્રાહ્મણધર્મનું પુનઃ સ્થાપન કરવા માંડયું. એ સમયે ઇ. સ.ના ૮મા સૈકામાં કુમારિલભટ્ટ નામના સમર્થ મીમાંસકનો જન્મ થયો. એમની જન્મભૂમિ આસામમાં હતી. કર્મ, ઉપાસના, અને જ્ઞાન, એ ત્રણ વેદનાં કાંડમાંથી એમણે કર્મકાંડની મહત્તા પ્રતિપાદન કરી.

**શંકરાચાર્ય**—પછી થોડો સમય રહીને શ્રીમચ્છંકરાચાર્યનો જન્મ થયો. તે આચાર્યશ્રીએ પાખંડમાર્ગોનો નાશ કરી વેદધર્મનો ઉદ્ધાર કર્યો. તેમનો જન્મ મલબાર પ્રાન્તમાં કાલડી ગામમાં થયો હતો. તેમના પિતાનું નામ શિવગુરુ અને માતાનું નામ સતી હતું. બાળપણથી તેમનામાં અલૌકિક બુદ્ધિનાં લક્ષણ જણાયાં. તેઓ નવ વર્ષના થયા ત્યારે તેમના પિતા મરણ પામ્યા. પાંચમે વર્ષે માતાએ તેમને ઉપનયન સંસ્કાર કર્યો અને તેમને ગુરુને ત્યાં ભણવા મોકલ્યા. સંપૂર્ણ વિદ્યા સંપાદન કરી તેઓ થોડા સમયમાં પોતાને ઘેર પાછા ફર્યા અને માતાની સંમતિ લઈ નર્મદાકિનારે ગોવિન્દાચાર્યની પાસેથી તેમણે દીક્ષા લીધી. પછી તેઓ કાશીમાં જઈને વસ્યા. ત્યાં તેમના જ્ઞાનથી આકર્ષાઈ અનેક શિષ્યો તેમની પાસે આવતા. પછી તેઓ દિગ્વિજય કરવા નિકળ્યા. માહિષ્મતીમાં મંડનમિશ્ર નામના કર્મકાંડના પ્રસિદ્ધ હિમાયતી જોડે તેમને વાદવિવાદ થયો. એ વિવાદમાં મધ્યસ્થનું સ્થળ મંડનમિશ્રની પત્ની ભારતીએ લીધું. ભારતી ઘણી વિદ્વાન્ હતી. તે વખતે સ્ત્રીઓમાં વિદ્યાનો ઘણો પ્રચાર હતો. આ પ્રમાણે સ્થળે સ્થળે તેમણે વાદીઓનો પરાભવ કર્યો. તે સમયે અનેક પાંખડી પંથો ચાલતા હતા. કેટલાક બંને ભુજ પર શિવલિંગનાં ચિહ્ન કરતા; નાભિ, હૃદય, કપાળ, વગેરે સ્થળે પણ કરતા. કેટલાક સૂર્યસેવકો હતા, કપાળે, છાતીએ, વગેરે ઠેકાણે ડામ દેવડાવી સૂર્યનાં ચિહ્ન પડાવતા. કેટલાક વામમાર્ગીઓ અને શાકતો—શક્તિના ઉપાસકો હતા, તે સુરાપાન ને દુરાચાર કરતા. આ બધા વેદબાહ્ય માર્ગોનું ઉન્મૂલન કરવાનું કામ આચાર્યશ્રીને ઘણુંજ સહેલું હતું. આવા અનાચાર છોડી દઈ પચાયતન

દેવતાનું-શિવ, વિષ્ણુ, ગણપતિ, શક્તિ, અને સૂર્યનું-પૂજન કરવા તેમણે ઉપદેશ કર્યો. દિગ્વિજય કરી તેમણે ચાર મઠ સ્થાપ્યાઃ—નીલગિરિમાં શૃંગેરી મઠ, જગન્નાથપુરીમાં ગોવર્ધનમઠ, બદરિકાશ્રમમાં જ્યોતિર્મઠ, અને દ્વારકામાં શારદામઠ. ધર્મનો ઉપદેશ કરવા ત્યાં તેમણે શિષ્યો મૂક્યા. હિંદુસ્તાન એ જન્મભૂમિમાંથી વેદબાહ્ય બૌદ્ધ ધર્મનો બહિષ્કાર થયો અને બ્રાહ્મણધર્મનો પુનઃ વિજય થયો, એનું માન શ્રીમચ્છંકરાચાર્યને ઘટે છે. તેમણે **બ્રહ્મસૂત્ર**, ઉપનિષદો, અને ગીતા પર ભાષ્ય રચ્યાં છે અને અન્ય ગ્રન્થો પણ રચ્યા છે. તેઓ જ્ઞાનમાર્ગનું પ્રતિપાદન કરતા; પરંતુ કર્મમાર્ગ અને ભક્તિમાર્ગનું ઉચ્છેદન કરતા નહોતા. શરીર અને મનને એકાગ્ર કરવા કર્મની જરૂર છે. મન એકાગ્ર થયા વિના જ્ઞાન પ્રાપ્ત થતું નથી. આ પ્રમાણે કર્મ, ભક્તિ, અને જ્ઞાન, એ ક્રમવાર પગથીઆં છે. તેમણે અધિકાર પ્રમાણે જ્ઞાન આપ્યું છે. **भज गोविन्दम्** આદિ સ્તોત્રો રચી તેમણે સામાન્ય મનુષ્યોને ભક્તિમાર્ગમાં પ્રવર્તાવ્યા છે. પરંતુ કર્મ અને ભક્તિ એ સાધનરૂપ છે, મોક્ષ તો જ્ઞાનથીજ છે, બ્રહ્મ એ જ્ઞાનસ્વરૂપ છે, અને એ સ્વરૂપનું સમ્યગ્દર્શન એજ મોક્ષ છે, એ ઉપનિષદોનું રહસ્ય તેમણે ભાષ્યગ્રન્થોથી સમજાવ્યું. આચાર્યશ્રીનો ઉપદેશ વ્યાપક હતો અને દૃષ્ટિ ઉદાર હતી. તેમના અનુયાયીઓની સંખ્યા હિંદુસ્તાનમાં સેંકડે ૭૫ ટકાથી ઓછી નથી. આવાં જ્ઞાન અને ઉદાર દૃષ્ટિને લીધે તેમણે જગદ્‌ગુરુની યોગ્ય પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી છે.

---

## પ્રકરણ ૧૬મું

# સુલતાન મહમૂદ ને તેની સવારીઓઃ તે સમયનાં હિંદુ રાજ્યો

**મુહમ્મદ પેગંબર**—હિંદુસ્તાનની કુલ વસ્તીમાં એ તૃતીયાંશ હિંદુ અને એક પંચમાંશ મુસલમાન છે. એ મુસલમાન ધર્મના સ્થાપક મુહમ્મદ ઇ. સ. ૫૭૦માં મક્કામાં જન્મ્યા હતા. તેઓ એક ગરીબ અરબ વેપારીના પુત્ર હતા. તેમના પિતા તેમની બાલ્યાવસ્થામાં મરણ પામ્યા. પચીસ વર્ષની ઉમરે તેઓ ખડીજા નામની એક તવંગર

વિધવાને પરણ્યા અને તેનાથી તેમને ફાતમા નામની પુત્રી થઈ. બાળપણથીજ તેને એકાન્તવાસમાં ઇશ્વરનું ધ્યાન ધરવાની ટેવ પડી. મક્કાની પાસેના ડુંગરમાં એવી રીતે ધ્યાન ધરતાં એક સમયે તેમને ઇશ્વર તરફથી સંદેશો પહોંચાડવાની અને નવો ધર્મ સ્થાપવાની પ્રેરણા થઈ. એ ઉપરથી તેમણે એવો બોધ કરવા માંડ્યો કે ઇશ્વર એકજ છે, અલ્લા એ ઇશ્વર છે, અને મુહમ્મદ તેનો પેગંબર છે. અરબો મૂર્તિપૂજક હતા. તેઓ મુહમ્મદની સામા થયા અને મુહમ્મદને મદીના નાસી જવું પડ્યું (ઇ. સ. ૬૨૨). મુસલમાનો એજ વર્ષથી પોતાની સાલ ગણે છે અને તેને હિજરા (નાસી જવું) કહે છે. મદીનામાં તેમને વિજય મળ્યો. ત્યાંના લોકોએ તેમનો બોધ સ્વીકાર્યો. ધીમે ધીમે એ ધર્મનું જોર વધતું ગયું. તેથી તેઓ મક્કા પાછા ગયા અને ત્યાંના લોકોને તેમણે વશ કર્યા. તેઓ ઇ. સ. ૬૩૨માં મદીનામાં મરણ પામ્યા અને ત્યાં તેમની કબર છે. ધર્મના ઉપદેશથી અરબોમાં સંપ અને શુરાતન પ્રકટ્યાં. આથી મુહમ્મદ પેગંબરના મરણ પછીનાં એંસીએક વર્ષમાં મુસલમાનોએ ઇરાન, સિરિઆ, ઇજિપ્ટ, અને સ્પેન સુધી યુરોપનો ભાગ, એટલા પ્રદેશ જીતી લીધા. આટ્લાંટિક મહાસાગરથી તે છેક સિંધુ નદી સુધીના પ્રદેશમાં બગદાદના ખલીફાની સત્તાની નીચે સૅરેસન લોકોનું–મુસલમાનોનું રાજ્ય થયું હતું. અલ્લાની ઇચ્છાને આધીન થવું એ મુસલમાન ધર્મનો મુખ્ય સિદ્ધાન્ત છે. ‘મુસલમાન’ શબ્દનો અર્થજ અલ્લાની ઇચ્છાને તાબે થનાર થાય છે. મુસલમાનો એકજ ઇશ્વરને માને છે અને તે અલ્લાને. મૂર્તિપૂજાને તેઓ ધિક્કારે છે અને મૂર્તિપૂજકોને કાફર ગણે છે. તેમના ધર્મ પ્રમાણે મુખ્ય ફરજ ચાર છેઃ—૧. દરરોજ બંદગી કરવી; ૨. ખેરાત કરવી; ૩. રમઝાન મહીનામાં ઉપવાસ કરવો; અને ૪. મક્કાની હજ્જ (યાત્રા) કરવી.

**મુહમ્મદ બિન કાસિમ**—હિંદુસ્તાન પર પહેલી ચડાઈ મુહમ્મદ બિન કાસિમે ઇ. સ. ૭૧૧માં કરી. તેણે સિંધના રાજાને હરાવ્યો અને કેટલાંક શહેર લૂટ્યાં. પણ ઇ. સ. ૭૬૦માં મુસલમાનોને હિંદુસ્તાનમાંથી કાઢી મૂકવામાં આવ્યા.

**મહમૂદની સવારીઓ**—ઇ. સ.ના ૧૦મા સૈકાને અન્તે મુસલમાનોએ વાયવ્ય કોણને માર્ગે હિંદુસ્તાન પર ચડાઈ કરવા માંડી. પહેલી ચડાઈ ઇ. સ. ૯૭૭માં ગઝનીના સુબા સબુક્તિગીને પંજાબ પર કરી. તે વખત પંજાબનો રાજા જયપાળ હતો. જયપાળ હાર્યો અને પેશાવર અને કાબુલ વચ્ચેનો ભાગ મુસલમાનોના હાથમાં ગયો. ઇ. સ. ૯૯૭માં સબુક્તિગીનની ગાદીએ તેનો પુત્ર મહમૂદ બેઠો. સુલતાન પદ મેળવનાર એ પહેલોજ મુસલમાન સરદાર હતો. એણે હિંદુસ્તાનના મૂર્તિપૂજકોની સામા ધર્મની લડાઈ લડવાની પ્રતિજ્ઞા લીધી. એ પ્રમાણે એણે હિંદુસ્તાન પર સત્તર ચડાઈ કરી, ઠેકાણે ઠેકાણે હિંદુ દહેરાંનો નાશ કર્યો, મૂર્તિનું ખંડન કર્યું અને પુષ્કળ દ્રવ્ય લૂટયું. એણે લાહોરના જયપાળ અને તેના પુત્ર આનન્દપાળને હરાવી પુષ્કળ દ્રવ્ય લૂટી લીધું અને પેશાવર પ્રાન્ત તાબે કીધો. આનન્દપાળે ઉજ્જન, ગ્વાલિઅર, કનોજ, અને અજમેરના રાજાઓની મદદ મેળવી મોટું લશ્કર એકઠું કર્યું હતું. પેશાવરના મેદાનમાં લડાઈ થઈ. તેમાં મુસલમાનો હારવાની તૈયારીમાં હતા, એટલામાં આનન્દપાળનો હાથી ઉન્મત્ત થઈ રણક્ષેત્રમાંથી નાસી ગયો. સેનાપતિને ન દીઠો એટલે તમામ હિંદુ લશ્કરે નાસવા માંડયું. મુસલમાનોએ ઘણાનો નાશ કર્યો અને નગરકોટના કિલ્લામાંથી પુષ્કળ ખજાનો લૂટી લીધો.

**કનોજ પર સવારી**—મહમૂદે બારમી સવારી કનોજ પર કરી (ઈ. સ. ૧૦૧૮). હરદત્ત રાજા તાબે થયો. પછી તેણે મથુરાનું પવિત્ર શહેર લૂટયું અને તેનાં દહેરાં બાળી મૂકવાનો પોતાના માણસોને હુકમ કર્યો. ઇ. સ. ૧૦૧૯માં તેણે કનોજ લૂટયું અને ત્યાંનાં દહેરાંનો નાશ કર્યો.

**સોમનાથ પર સવારી**—મૂર્તિખંડક મહમૂદની છેલ્લી સવારી પ્રભાસ પાટણ પર હતી. એ સવારી તેણે ઇ. સ. ૧૦૨૪માં કરી. ઇ. સ. ૧૦૨૩માં ગઝનીમાંથી નીકળી મુલતાન, અજમેર, અને અણહિલવાડમાં થઈને તે ઈ. સ. ૧૦૨૪માં પ્રભાસ પાટણ આવ્યો. ત્યાંના મજબૂત કિલ્લાનો તેણે નાશ કર્યો અને સોમનાથ મહાદેવના પવિત્ર જ્યોતિર્લિંગના કકડે કકડા કર્યા અને ત્યાંના કીમતી દરવાજાને ગઝની લઈ જઈ ત્યાંની

મોટી મસીદના ઉમરાને ઠેકાણે મૂક્યા કે તે મુસલમાનોના પગ તળે કચરાય. આથી મહમૂદ મૂર્તિના ખંડન કરનાર તરીકે પ્રસિદ્ધ થયો.

**શાહનામા**—મહમૂદે આટલી બધી સવારી કરી હિંદુસ્તાનમાંથી પુષ્કળ દ્રવ્ય લૂટી મૂર્તિઓનો નાશ કર્યો; પરંતુ તેણે માત્ર પંજાબ પ્રાન્તજ પોતાની સત્તામાં રાખ્યો. તે ફારસી કવિઓને ઉત્તેજન આપતો. પ્રસિદ્ધ કવિ ફિર્દુસીએ શાહનામા નામનું ફારસી કાવ્ય રચ્યું હતું. તેને મહમૂદ તરફથી સંતોષ મળ્યો નહોતો.

**આલ્બેરૂની**—આલ્બેરૂની નામનો વિદ્વાન્ ગણિતશાસ્ત્રી અને ખગોળવેત્તા તેની સાથે હિંદુસ્તાન આવ્યો હતો. તેણે દેશની હકીકત એક સુંદર પુસ્તકમાં અરબી ભાષામાં વર્ણવી છે. એ પુસ્તકનો અંગ્રેજીમાં તર્જુમો થયો છે.

**મહમૂદની સવારીનું પરિણામ**—ઉપર કહ્યા પ્રમાણે મહમૂદની સવારીનું ફળ બહુધા લૂટ અને મૂર્તિખંડનમાંજ સમાપ્ત થયું. માત્ર પંજાબ પ્રાન્તજ મુસલમાનોની સત્તામાં આવ્યો. ઈ. સ.ના ૮મા સૈકાથી ૧૨મા સૈકા સુધી સિંધ અને પંજાબ સિવાય બીજા ભાગોમાં મુસલમાનો વસ્યા નહિ. ૧૨મા સૈકાની છેવટ સુધી તેમણે હિંદુસ્તાનમાં જાથુ રાજ્ય મેળવવાનો પ્રયત્ન કર્યો નહિ. ઉત્તરનાં હિંદુ રાજ્યો ત્યાંસુધી અખંડિત રહ્યાં.

**ઉત્તરનાં પાંચ રાજ્ય**—૧૨મા સૈકામાં ઉત્તરનાં મુખ્ય પાંચ રાજ્ય હતાંઃ-૧. કનોજમાં ગહરવારોનું; ૨. દિલ્હીમાં તોમારોનું; ૩. અજમેરમાં ચોહાણોનું; ૪. બિહાર અને બંગાળામાં પાલ અને સેનોનું; અને ૫. ગુજરાતમાં વાઘેલાનું.

**રાઠોડો**—ગહરવારો પાછળથી રાઠોડ તરીકે પ્રસિદ્ધ થયા. એ રાજાઓ બળવાન હતા. રાજા જયચંદ્ર એ વંશનો છેલ્લો રાજા હતો.

૨. **તોમાર**—અર્વાચીન દિલ્હી શહેર હિંદુસ્તાનની રાજધાનીનું શહેર છે. એ ૧૦મા સૈકાને અન્તે સ્થાપવામાં આવ્યું હતું. ૧૧મા સૈકાના મધ્ય ભાગમાં તોમાર સરદાર અનંગપાળે એમાં સુંદર મકાનો અને દહેરાં બાંધી એની શોભામાં વૃદ્ધિ કરી હતી.

૩. **ચોહાણો**—દિલ્હીમાં તોમારોનું રાજ્ય એક સૈકો રહ્યું. પછી અજમેરના ચોહાણ રાજા વીસલદેવે એ રાજ્ય જીતી લીધું. અજમેર રાજ્ય આ રીતે પ્રબળ થયું. પૃથ્વીરાજ એ વીસલદેવનો ભત્રીજો હતો. પૃથ્વીરાજની સત્તાથી કનોજના જયચન્દ્રની તેના પર અદેખાઈ થઈ. તેણે રાજસૂય યજ્ઞ કર્યો. પૃથ્વીરાજ તે યજ્ઞમાં ગયો નહિ, તેથી જયચન્દ્રે પોતાની પુત્રી સંયુક્તાનો સ્વયંવર કર્યો તેમાં તેને બોલાવ્યો નહિ, એટલુંજ નહિ પણ તેનું અપમાન કરવા તેનું માટીનું પૂતળું દરવાન તરીકે દરવાજે ઊભું કર્યું. સંયુક્તા પૃથ્વીરાજને ચહાતી હતી. તેણે તે માટીના પૂતળાને વરમાળા પહેરાવી અને અગાઉના સંકેત પ્રમાણે પૃથ્વીરાજે સંયુક્તાનું હરણ કર્યું. પૃથ્વીરાજ ઘણો બહાદુર હતો. એ મુસલમાનોની સામા બહાદુરીથી લડ્યો હતો.

૪. **પાલ અને સેન રાજાઓ**—હર્ષ રાજાની સત્તામાં બંગાળાનો ઘણો ભાગ આવ્યો હતો. એના મરણ પછી ઇ. સ.ના ૮મા સૈકામાં પાલ રાજાઓએ બંગાળા અને બિહારમાં પોતાની સત્તા સ્થાપી. એમાં ધર્મપાલ નામનો રાજા ઘણો બળવાન્ હતો. એણે કનોજમાં એક રાજાને ઉઠાડી બીજાને બેસાડ્યો. પાલ રાજાઓ બૌદ્ધ હતા. એમની સત્તા લગભગ સાડી ચારસેં વર્ષ પહોંચી. ૧૨મા સૈકાના આરંભમાં સેન વંશના રાજાઓ બળવાન્ થયા. તેમણે પાલ રાજાઓની સત્તા ઓછી કરી. બિહાર પ્રાન્તના ઉત્તર ભાગમાં તેમની સત્તા થઈ. પાલ રાજાઓની રાજધાની મોંગીર અને સેન રાજાઓની નદીઆ (નવદ્વીપ) હતી. સેન રાજાઓ બ્રાહ્મણધર્મ પાળતા હતા. ૧૨મા સૈકાને અન્તે બંને રાજ્યો મુસલમાનોના હાથમાં ગયાં.

૫. **સોલંકીઓ**—ઇ. સ.ના ૧૨મા સૈકામાં ગુજરાતમાં ચાલુક્ય (સોલંકી) વંશનું રાજ્ય હતું. તેમાં સિદ્ધરાજ, કુમારપાલ, વગેરે શૂરા રાજાઓ થઇ ગયા. તેમાં છેલ્લાની સત્તા પૂર્વમાં છેક ગંગા નદીના કિનારા સુધી ફેલાયલી હતી. એ સૈકાને અન્તે ચાલુક્ય વંશના રાજાઓ પાસે ગુજરાતની ગાદી વાઘેલા રજપૂતોના હાથમાં ગઈ. એ વંશના વીરધવલ રાજાએ મુસલમાનોના હુમલાથી બહાદુરીથી પાછો વાળ્યો હતો.

**સાહિત્ય**—ઘણાં હિંદુ રાજાઓએ સાહિત્યને પુષ્ટિ આપી હતી. કનોજના પડિહાર રાજાઓના દરબારમાં રાજશેખર કવિને ઉત્તેજન મળ્યું હતું. એણે **बालरामायण** નાટક રચ્યું છે, એ વાત અગાઉ કહી છે. માળવામાં ધારા નગરીનો ભોજરાજા જાતે સાહિત્યમાં પ્રવીણ હતો અને એની સભામાં ઘણા વિદ્વાનોને પોષણ મળતું હતું. દિલ્હીનો તોમાર રાજા વીસલદેવ કવિ હતો અને કવિઓને પોષતો. કાશ્મીરમાં શ્રીનગરના પ્રધાનના પુત્ર કલ્હણે **राजतरङ्गिणी** નામનું ઐતિહાસિક કાવ્ય રચ્યું છે, તેમાં કાશ્મીરના રાજાઓનો ઇતિહાસ છે. કાવ્યશાસ્ત્રી મમ્મટ પણ એજ સમયમાં ૧૧મા સૈકામાં કાશ્મીરમાં થઈ ગયો અને એનો **काव्यप्रकाश** ગ્રન્થ અલંકાર, રસ, આદિ કાવ્યવિષયોનો ધુરંધર ગ્રન્થ ગણાય છે. બંગાળામાં મુસલમાનોની સત્તા થતા પહેલાં જયદેવ કવિ થઈ ગયો, તેણે **गीतगोविन्द** નામનું સુંદર સંગીતકાવ્ય રચ્યું છે, તેમાં શ્રીકૃષ્ણ અને રાધાનો પ્રેમ વર્ણવ્યો છે.

**ચંદરાસો**—એજ સમયમાં ભાટોએ દેશી ભાષામાં કવિતો રચ્યાં છે; તેમાં ચંદબિહારીનો 'ચંદરાસો' હિંદી ભાષામાં વીરરસની ઝમાવટ માટે સુપ્રસિદ્ધ છે. એમાં પૃથ્વીરાજ અને બીજા રજપૂત વીરોનાં શુરાતન ગાયાં છે.

---

## પ્રકરણ ૧૭મું

## ગુલામ વંશથી લોદી વંશ સુધી

**મુહમ્મદ ઘોરી**—ગઝનીના સુલતાન મહમૂદે હિંદુસ્તાન પર છેલ્લી સવારી સોમનાથ પર ઇ. સ. ૧૦૨૪માં કરી, ત્યારપછી લગભગ ૧૫૦ વર્ષ લગણ મુસલમાનોએ હિંદુસ્તાન જીતવાનો પ્રયાસ કર્યો નહિ. મહમૂદની સવારીથી માત્ર પંજાબ અને સિંધજ મુસલમાન લોકોના હાથમાં આવ્યાં હતાં અને ત્યાં તેના સુબાઓ રાજ્ય કરતા હતા. અફગાનિસ્તાનમાં હિરાતના અગ્નિકોણના પહાડોમાં ઘોર નામનો પ્રાન્ત છે, તેના સુબા મુહમ્મદે

ઈ. સ. ૧૧૮૬–૮૭માં સબુક્તિગીનના વારસ ખુશરૂ પાસેથી પંજાબ અને સિંધ જીતી લીધાં. તેનો લોભ એટલેથીજ તૃપ્ત થયો નહિ. તેણે બીજા પ્રાન્તો જીતવાનો પ્રયાસ કર્યો. આથી રજપૂત રાજાઓ સંપ કરી સામા થયા અને તેમના સરદાર પૃથ્વીરાજ ચોહાણે તેને થાનેશ્વર આગળ હરાવી ઘાયલ કર્યો (ઇ. સ. ૧૧૯૧). પણ આથી તે હિંમત હાર્યો નહિ. બીજે વર્ષે તેણે ફરી રજપૂત સામે ચડાઈ કરી. આ વખતે પૃથ્વીરાજ હાર્યો અને કેદ પકડાયો. તેને મારી નાખવામાં આવ્યો. અજમેર લુટાયું અને લોકોની કતલ થઈ. જેઓ જીવતા રહ્યા તેમને ગુલામ કરવામાં આવ્યા. ઇ. સ. ૧૧૯૩માં દિલ્હી, કનોજ, અને કાશી મુસલમાનોના હાથમાં ગયાં. ત્રણ વર્ષ રહીને ગ્વાલિઅર તાબે થયું. ઇ. સ. ૧૧૯૭માં અણહિલવાડ પણ વશ થયું અને ઇ. સ. ૧૨૦૩માં કલિંજરનો મજબૂત કિલ્લો મુસલમાનોએ હસ્તગત કર્યો. આ પ્રમાણે ઉત્તર હિંદુસ્તાનનો ઘણો ભાગ મુસલમાનોના કબજામાં આવ્યો. આ બધી જીત મેળવવામાં તુર્કસ્તાનના વતની મલિક કુત્બ–ઉદ–દીન નામના સરદારે મુહમ્મદ ઘોરીને મદદ કરી હતી. ઘોરીએ તેને ગુલામ તરીકે પકડી ઉછેર્યો હતો. ઇ. સ. ૧૨૦૬માં મુહમ્મદ ઘોરીના મરણ પામ્યા પછી તેના વારસ તરફથી કુત્બ–ઉદ–દીનને સુલતાનનો ખિતાબ આપવામાં આવ્યો હતો અને તે ઉત્તર હિંદુસ્તાનનો સ્વતન્ત્ર બાદશાહ બન્યો હતો.

**રજપૂતો વીરો : પરાધીનતાનું કારણ**—આ પ્રમાણે હિંદુસ્તાનમાં મુસલમાની રાજ્ય ઇ. સ.ના ૧૩મા સૈકામાં સ્થપાયું. પૃથ્વીરાજ, જયચન્દ્ર, વગેરે રજપૂત વીરો બહાદુર હતા. તેઓ લડાઇમાં કદી પાછી પાની કરતા નહિ. પોતાના સ્વામી અને પુત્રો લડાઇમાં જતા ત્યારે રજપુતાણીઓ તેમનામાં શુરાતન પ્રેરતી. નાસીને પાછા ફરતાં તેમને લાજ લાગતી. એવા બાયલાઓને નગરમાં દાખલ થતા અટકાવવા રજપુતાણીઓએ દરવાજા બંધ કર્યાના દાખલા મળી આવે છે. જે પ્રજામાં સ્ત્રીઓમાં આવા ઊંચા પ્રકારનું સ્ત્રીત્વ હોય તે પ્રજા બળવાન હોય એમાં શી નવાઈ? રજપૂતોએ યુદ્ધમાં કદી પાછી પાની કરી નથી. તેઓ કદી મરણથી બીધા નથી.

જીવીશું તો રાજ્ય અને કીર્તિ પામીશું અને રણક્ષેત્રમાં લડતાં મરીશું તો સ્વર્ગે જઈશું, એવી શ્રદ્ધા તેમનામાં દૃઢ હતી. રજપૂત સ્ત્રીઓ પોતાનું પતિવ્રતાપણું જાળવવા માટે અત્યન્ત કાળજી રાખતી હતી. તેઓ સ્વામી સાથે યુદ્ધમાં કપાઈ મરવાનું અથવા તો તેમના મરણ પછી ચિતા ખડકી બળી મરવાનું પસંદ કરતી, પરંતુ શત્રુના હાથમાં જતી નહિ. જે સમયે સ્ત્રીઓ આવી કર્તવ્યનિષ્ઠ અને શૂરી હતી તે સમયે પ્રજા બળવાન્ હોય એમાં શી નવાઈ? પરંતુ ઈર્ષ્યા અને કુસંપને લીધે રજપૂતોનું શૂરાતન વ્યર્થ નીવડ્યું અને તેઓ મુસલમાનથી પરાજય પામ્યા. પૃથ્વીરાજ અને જયચન્દ્રની વચ્ચેની લડાઈ ઈર્ષ્યાને લીધેજ હતી અને એવીજ લડાઈથી કુસંપનાં અને તેને પરિણામે દેશની અવનતિનાં બીજ વવાયાં અને છેવટે દેશ અપકૃષ્ટ પરાધીન સ્થિતિમાં આવ્યો.

**ગુલામ વંશ**—ઈ. સ. ૧૨૦૬થી કુત્બ-ઉદ-દીન ઈબાક હિંદુસ્તાનનો સ્વતંત્ર બાદશાહ થયો. એ ગુલામ હતો ત્યારે એણે દિલ્હીમાં કુત્બ નામની મોટી મસીદ બાંધી અને એના જમાઈ સુલતાન ઇલ્તુમિશે (અલ્તમશે) પ્રસિદ્ધ કુત્બમિનાર બાંધ્યો. એ મિનારો અને મસીદ કુત્બી કહેવાય છે. તેનું કારણ તેમાં કુત્બ-ઉદ-દીન ઊશી નામના સાધુ ફકીરની કબર છે તે છે.

**મુહમ્મદ બખ્તિયાર**—કુત્બ-ઉદ-દીન ઇબાકને બખ્તિયારના પુત્ર ઇખ્તિયાર-ઉદ-દીન મુહમ્મદની સારી મદદ હતી. એ સરદાર ઇતિહાસમાં મુહમ્મદ બખ્તિયાર તરીકે પ્રસિદ્ધ છે. ઈ. સ. ૧૧૯૭માં એણે બહાદુર ચડાઇથી બિહાર પ્રાન્ત જીતી લીધો અને બૌદ્ધ મઠોનો નાશ કર્યો. આ રીતે બૌદ્ધ ધર્મનું જે કંઈ ચિહ્ન તેની જન્મભૂમિમાં અવશિષ્ટ રહ્યું હતું તે પણ નાશ પામ્યું.

બિહાર જીત્યા પછી બે વરસ રહીને મુસલમાનોએ બંગાળા જીતી લીધું. માત્ર ૧૮ ઘોડેસવારની ટુકડીથી સેન રાજા નદીઓની (નવદ્વીપની) રાજધાની છોડી ગયો અને બંગાળા મુસલમાનોના હાથમાં આવ્યું.

**મોંગલ લોકો**—અલ્તમશના વખતથી મોંગલ લોકોનાં ટોળેટોળાં વખતે વખતે હિંદુસ્તાન પર ચડાઈ કરતાં હતાં. એ લોકો મધ્ય એશિઆનાં

મેદાનોમાં વસતા હતા. ચિંધીઝખાન નામના સરદારના હાથ નીચે એ ભટકતાં ટોળાંએ મોંગોલિઆ, ઉત્તર ચીન, અને તુર્કસ્તાન જીતી લીધાં. તેઓ ખીવ, બુખારા, સમરકંદ, અને મર્વ શહેરો પર તૂટી પડયાં, અફઘાનિસ્તાન પર ફરી વળ્યાં, અને પેશાવર લગણુ ધસ્યાં. અહિંથી ચિંધીઝખાન પાછો ફર્યો.

**રઝિયાત-ઉદ-દીન અને ગ્યાસુદ્દીન**—ગુલામવંશના બાદશાહોમાં રઝિયાત-ઉદ-દીન નામની બેગમે સાડા ત્રણ વર્ષ રાજ્ય કર્યું. બેગમ ઘણી ડાહી અને ન્યાયી હતી અને વિદ્વાનોને ઉત્તેજન આપતી; પરંતુ કેટલાક ઉમરાવો સ્ત્રીના હાથમાં રાજ્યસત્તા ખમી શકયા નહિ, તેથી તેમણે તેની સામા બંડ કરી તેને ગાદી પરથી ઉઠાડી મૂકી.

સુલતાન ગ્યાસુદ્દીન નામના બાદશાહે ફારસી વિદ્યાને બહુ ઉત્તેજન આપ્યું. અમીર ખુશરૂ કવિ હતો, તેને એણે આશ્રય આપ્યો. એના સમયમાં પણ મોંગલ લોકો હિંદુસ્તાન પર ચડી આવ્યા અને તેમની સાથે લડાઇમાં બાદશાહનો કુંવર મરણ પામ્યો.

છેલ્લો બાદશાહ કૈકોબાદ નાલાયક અને નિર્બળ હતો, તેથી ખિલજી ટોળીના કેટલાક તુર્ક સરદારોએ તેને ગાદી પરથી ઉઠાડી મૂકી જલાલુદ્દીન ખિલજીને ગાદી પર બેસાડયો. એ પ્રમાણે ઇ. સ. ૧૨૯૦માં ગુલામ વંશનો છેડો આવ્યો.

**ખિલજી વંશઃ જલાલુદ્દીન**—જલાલુદ્દીન ગાદીએ બેઠો ત્યારે તે ઘરડો હતો, તેથી લડાઇનું કામ તેણે પોતાના ભત્રીજા અલાઉદ્દીનને સોંપ્યું. તેના રાજ્યમાં પણ મોંગલ લોકોનાં ટોળાં હિંદુસ્તાન પર ચડી આવ્યાં તેને તેણે હિંદુસ્તાનમાંથી હાંકી કાઢયાં અને જેઓ શરણે આવ્યા તેમને મુસલમાન બનાવ્યા અને દિલ્હીમાં વસાવ્યા. તેમના રહેવાનું સ્થળ મુગલપુર તરીકે ઓળખાયું.

**દક્ષિણ પર ચડાઇ**—મુસલમાનોએ અત્યાર સુધી દક્ષિણ પર ચડાઈ કરી નહોતી. ઇ. સ. ૧૨૯૪માં અલાઉદ્દીન વરાડ અને ખાનદેશમાં દાખલ થઈ દેવગિરિના યાદવ રાજા રામચન્દ્રદેવને હરાવ્યો અને ઇલિચપુર

તાબે કરવાની જરૂર પાડી. ત્યાંથી પુષ્કળ દ્રવ્ય લૂટી અલાઉદ્દીન દિલ્હી ગયો. ઇ. સ. ૧૨૯૬માં તેણે પોતાના પર વિશ્વાસ રાખતા કાકાનું ખૂન કર્યું.

**ખૂની અલાઉદ્દીન**—ખૂની અલાઉદ્દીને લાંચ આપી સરદારોને પોતાના પક્ષમાં લીધા, કાકાનાં છોકરાંને મારી નાખ્યા, અને રાજ્યમાં પોતાનું બળ બરાબર ઝમાવ્યું. એના રાજ્યમાં મોંગલો પાંચ વાર ચડી આવ્યા; પરંતુ તેમને દરેક વખત હાંકી કાઢવામાં આવ્યા. છેલ્લી વાર એણે એવી સજ્જડ થાપ મારી કે હિંદુસ્તાન જીતવાનો તેમનો લોભ જતો રહ્યો.

**મલિક કાફૂર**—ગાદી પર બેસતાં પહેલાં અલાઉદ્દીનની નજર દક્ષિણ તરફ ગઈ હતી. તેણે પોતાના સરદાર મલિક કાફૂરને દક્ષિણ જીતવા મોકલ્યો. કાફૂરે દેવગિરિના યાદવ રાજાને તેમજ મ્હૈસૂરના હિંદુ રાજાને હરાવ્યા અને છેક દક્ષિણનાં તામિલ રાજ્યોને પણ વશ કર્યાં. મલબાર કિનારા પર મુસલમાન સુબાઓ નિમાયા.

રજપુતાનામાં રણથંભોર અને ચિતોડના મજબૂત કિલ્લાઓ પણ તેને સ્વાધીન થયા.

**ખૂનીની દશા**—ખૂનીનું પાપી હૃદય હમેશ શંકાશીલ રહે છે. અલાઉદ્દીનની પણ તેવીજ દશા થઈ. મરણસમયે તેને મલિક કાફૂર સિવાય બીજા બધા ઉમરાવો પર શક રહ્યો. તે ઇ. સ. ૧૩૧૬માં મરણ પામ્યો. તે ખૂની, ઝનુની, અને ગર્વિષ્ઠ હતો. પોતે બીજો સિકંદર છે એમ તે કહેવડાવવા ઇચ્છતો હતો.

**ખિલજી વંશનો અન્ત**—એની પછીનો બાદશાહ નબળો હતો. તેણે ખુશરૂખાન નામના મુસલમાન થયેલા હિંદુને બધો રાજ્યકારભાર સોંપ્યો; પરંતુ ખુશરૂમાં જોઈતી શક્તિ નહોતી. તેને પંજાબના સુબા ગાઝીખાન તઘલખના પુત્રે મારી નાખ્યો. અમીરોએ પછી ગાઝીખાનને ગાદી સોંપી અને તે ગ્યાસુદ્દીન તઘલખનું નામ ધારણ કરી ગાદીએ બેઠો. આ રીતે ઇ. સ. ૧૩૨૦માં ખિલજી વંશનો અન્ત આવ્યો.

**તઘલખ વંશ**—(ઇ. સ. ૧૩૨૦–ઇ. સ. ૧૪૧૪)—

**ગ્યાસુદ્દીન તઘલખ**—ગ્યાસુદ્દીન એ એક તુર્ક ગુલામનો પુત્ર હતો. તેની માતા જાટ જાતની હિંદવાણી હતી. બંગાળામાં જે મુસલમાન સુબા સ્વતન્ત્ર રાજા તરીકે રાજ્ય કરતા હતા તેમને તેણે તાબે કર્યા.

**મુહમ્મદ તઘલખ**—તેની પછી તેનો પુત્ર મુહમ્મદ રજો ગાદીએ બેઠો. તેણે ૨૬ વર્ષ રાજ્ય કીધું. ઘણા પ્રાન્તો સ્વતન્ત્ર થયા હતા, તે પર તેણે પોતાની સત્તા ઝમાવી. તોપણ તે એક પ્રાન્તને કબજામાં લેતો કે બીજો તેના કબજામાંથી છટકી જતો. આ પ્રમાણે તેને શાન્તિ મળી નહિ.

**ગાંડાઈ**—બાદશાહ ઘણો બુદ્ધિશાળી અને દૃઢ વિચારનો હતો; પરંતુ તેનામાં વિરુદ્ધ લક્ષણ હતાં. તેનામાં એક પ્રકારની ગાંડાઈ હતી. એવી ગાંડાઇનો આવેશમાં તેણે પોતાની રાજધાની દિલ્હીથી ખસેડી દેવગિરિમાં કીધી અને શહેરનું નામ દોલતાબાદ પાડયું, તેણે રાજ્ય વધારવાના ગાંડા ગાંડા વિચાર કીધા. તેણે ઇરાન અને ચીન જીતવાનો મનસુબો કર્યો અને તેનું મોટું લશ્કર હિમાલયમાં થઈને ગયું, તેમાં ઘણા માણસો નાશ પામ્યા. આવી ખર્ચાળ યોજનાના પૈસા પૂરા પાડવા તેણે તાંબાપિત્તળના સિક્કા દાખલ કર્યા.

આરંભમાં તેણે દક્ષિણ જીત્યું હતું; પરંતુ તેનું રાજ્ય પૂરૂં થતા પહેલાં બંગાળા તેમજ દક્ષિણ સ્વતન્ત્ર થયાં હતાં. જ્યારે તે મરણ પામ્યો ત્યારે અયોધ્યા, ગુજરાત, અને સિંધમાં બળવા થયા હતા.

**લક્ષણ**—તે જાતે વિદ્વાન્ હતો. તે અરબી અને ફારસીમાં તેમજ ગણિત અને ન્યાયશાસ્ત્ર અને ગ્રીક ફિલસુફીમાં કાબેલ હતો. તે દારૂના વ્યસનમાંથી મુક્ત હતો; પરંતુ તે નિર્દય, લોભી, અને જંગલી સ્વભાવનો હતો.

**ફિરોઝશાહ**—એની પછી એનો પિતરાઈ ફિરોઝશાહ ગાદીએ આવ્યો. તે નમ્ર અને પવિત્ર બાદશાહે રાજ્ય વધારવાના પ્રયત્ન કરવાને બદલે જે મુલકો તેના તાબામાં આવ્યા હતા, તેમાં સારી વ્યવસ્થા દાખલ કરવાના પ્રયત્ન કર્યા. આ હેતુથી તેણે કેટલાક જુલમી કરો રદ કર્યા. તેણે દિલ્હીની પાસે ફિરોઝાબાદ નામનું નવું શહેર વસાવ્યું. તેણે જમના અને

સતલજ નદીઓમાંથી મોટી નહેરો બંધાવી ખેતરોમાં પાણી પૂરૂં પાડયું. તેણે નવાં શહેરો, ધર્મશાળાઓ, વિદ્યાલયો, અને જાહેર મકાનો બંધાવ્યાં. પરંતુ તે ધર્માંધ હતો. જે હિંદુઓ મુસલમાન થયા તેમને તેણે જિઝ્યા વેરામાંથી–મુસલમાન ન હોય તેમના પર માથાદીઠ લેવાતા વેરામાંથી– મુક્ત કર્યા.

**રાજ્યની પડતી**—નમ્ર સ્વભાવને લીધે તેણે આખા પ્રાન્તો અમીરને બક્ષિશ કીધા. આને પરિણામે ઇ. સ. ૧૩૮૮માં એના મરણ પછી રાજ્યની પડતી થઈ. એની પછીના રાજાઓથી અયોધ્યા, માળવા, ગુજરાત, અને દિલ્હીની પશ્ચિમના પ્રાન્તો જળવાયા નહિ, તેથી એ બધા એક પછી એક સ્વતંત્ર થયા. આથી બાદશાહના હાથમાં દિલ્હીની આસપાસનોજ મુલક રહ્યો.

**તીમૂરની લડાઈ**—ઇ. સ. ૧૩૯૮ને અન્તે મધ્ય એશિઆમાંથી આવી લંગડા તીમૂરે હિંદુસ્તાન પર ચઢાઈ કરી. તે મુલતાન થઈ દિલ્હીની પાસે ફિરોઝાબાદ સુધી જઈ પહોંચ્યો. તે જ્યાં ગયો ત્યાં લૂટફાટ ને કતલ કરતો ગયો. તે વખતે દિલ્હીનો નામનો બાદશાહ મહમૂદ તઘલખ હતો.



**સૈયદ વંશ**—ઇ. સ. ૧૪૧૪માં મુલતાનના સુબા ખિઝરખાને દિલ્હી જીતી સૈયદ વંશ સ્થાપ્યો. એ વંશના ચારે રાજા ઘણા નબળા હતા. ઇ. સ. ૧૪૫૧માં લાહોરના અફઘાન સુબા બુહલોલ લોદીએ એ વંશનો અન્ત આણ્યો.

**લોદી વંશ**—બુહલાલ લોદી અફઘાન એટલે પઠાણ હતો. એ પહેલો પઠાણ બાદશાહ હતો. એની પહેલાંના બધા બાદશાહો તુર્ક હતા. એણે જુવાનપુરનું (હાલના અયોધ્યાનું) રાજ્ય જીતી લીધું.

**સિકંદર લોદી**—એની પછી સિકંદર લોદી ગાદીએ આવ્યો. તેણે બિહાર પ્રાન્ત જીત્યો. તેણે ઘણાં દહેરાં અને મૂર્તિનો નાશ કર્યો.

**ઇબ્રાહીમ લોદી**—તેની પછી ઇબ્રાહીમ લોદી ગાદીએ આવ્યો. તેને અમીરો સાથે બનતું નહોતું, તેથી તેઓ વારંવાર બંડ કરતા અને બાદશાહ તેમને નિર્દય રીતે શિક્ષા કરતો હતો. છેવટે, પંજાબના સુબા દોલતખાન લોદીએ કાબુલના બાદશાહ બાબરની મદદ માગી. હિંદુસ્તાન પર ચડાઈ કરવાની મળેલી આ તકનો બાબરે ખુશીથી લાભ લીધો. ઇ. સ. ૧૫૨૬માં દિલ્હીની ઉત્તરે, કુરુક્ષેત્રની પાસે પાણિપતના મેદાનમાં ઇબ્રાહીમ લોદી અને બાબરની વચ્ચે લડાઈ થઈ, તેમાં ઇબ્રાહીમ લોદી મરણ પામ્યો અને હિંદુસ્તાનનું રાજ્ય બાબરના હાથમાં ગયું.

---

## પ્રકરણ ૧૮મું

## તુર્ક અમલમાં દેશની સ્થિતિ

**તુર્ક રાજ્યઃ દેશની સ્થિતિ**—તુર્ક અમલમાં પ્રજા કેવી સ્થિતિમાં હતી? બાદશાહની મરજી પ્રમાણે રાજ્યકારભાર ચાલતો હતો. બાદશાહ દયાળુ અને ન્યાયી હોય તો કારભાર સારો ચાલતો અને પ્રજા સુખી થતી; અને બાદશાહ અન્યાયી અને જુલમી હોય તો પ્રજા દુઃખી થતી. પરંતુ હિંદુ અને મુસલમાનો વચ્ચે સામાન્ય રાજકારભારમાં કંઈ ભેદ દર્શાવવામાં આવતો નહોતો, હિંદુઓના પર માથાદીઠ જિજ્યા વેરો હતો અને જેઓ

મુસલમાન થતા તેઓ એ વેરામાંથી મુક્ત થતા. આથી કેટલાંક રાજકુળો મુસલમાન થયાં. હિંદુઓ તરફ તિરસ્કાર દર્શાવવામાં આવતો; પરંતુ તેમની સાથે શત્રુની પેઠે વર્તવામાં આવતું નહોતું. ઘણા હિંદુઓને નોકરીમાં રાખ્યા હતા અને તેઓ રાજ્યના મહેસૂલ અને હિસાબી ખાતામાં ઊંચી પદવી પર ચડતા. હિંદુઓના સામાજિક રિવાજોમાં મુસલમાનો તરફથી કંઈ વિક્ષેપ નાખવામાં આવ્યો નહોતો. દીવાની કામોના ફેંસલા કાજી આપતા; પરંતુ ફોજદારી કામોનો ચુકાદો હિંદુઓના રિવાજો અને બાદશાહની મરજીને આધારે થયલા સામાન્ય કાયદા પ્રમાણે અપાતો. જુલ્મી બાદશાહોનો જુલમ રાજ્યતન્ત્રમાં ભાગ લેતા અમીરઉમરાવો પરજ હતો, સામાન્ય પ્રજા પર નહોતો. સામાન્ય પ્રજા સુખી હતી અને દેશ આબાદ હતો, તે મુસલમાનોએ બાંધેલાં જાહેર મકાનો, નહેરો, પૂલો, ધર્મશાળાઓ, અને ઇસ્પિતાલોથી જણાતું હતું.

**વિજયનગરનું રાજ્ય**—બંગાળા, જુઆનપુર, માળવા, અને ગુજરાતમાં મુસલમાન સુબાઓ સ્વતન્ત્ર થઈ ગયા હતા. છેક દક્ષિણમાં એક મોટું હિંદુ રાજ્ય વિજયનગરનું હતું. હરિહર ૧લો અને બુક્ક એ બે પહેલા રાજાઓ હતા. એ રાજ્ય એવું બળવાન્ થયું કે મુસલમાનોને પાંડ્ય રાજ્યની રાજધાની મદુરામાંથી હાંકી કાઢવામાં આવ્યા અને ચોલ રાજ્ય પણ જીતી લેવામાં આવ્યું. માધવાચાર્ય અને સાયણાચાર્ય એ બંને ભાઈઓ વિજયનગરના દરબારમાં પ્રધાન હતા (ઇ. સ. ૧૩૫૦ને આશરે). માધવાચાર્યે શ્રીમચ્છંકરાચાર્યનું જીવનચરિત્ર લખ્યું છે, તેમજ બધાં દર્શનો વિષે ટૂંકામાં હકીકત લખી છે. સાયણાચાર્યે વેદ પર ભાષ્ય રચ્યું છે. વિજયનગર બહુ મોટું અને આબાદ શહેર હતું. તેને સાત કિલ્લા હતા અને તેને ફરતા સાત કોટ હતા. હાલ એ પ્રાચીન ખંડીઅરો હમ્પી આગળ જોવામાં આવે છે.

**રામાનુજાચાર્ય**—શ્રીમચ્છંકરાચાર્યની પેઠે ધર્મના મોટા ઉપદેશકો રામાનુજાચાર્ય, મધ્વાચાર્ય, અને વલ્લભાચાર્ય પણ દક્ષિણમાં જન્મ્યા હતા. શંકરાચાર્યે પોતાના સમયની પરિસ્થિતિને અનુસરતું જ્ઞાન સામાન્ય

લોકોમાં ફેલાવ્યું હતું, અનેક પાખંડ પંથોનું ઉચ્છેદન કર્યું હતું; અને વેદમાર્ગનું સમર્થન કર્યું હતું. ઊંચી કોટિના જિજ્ઞાસુઓ માટે તેમણે વેદાન્તગ્રન્થો પર ભાષ્યો રચ્યાં હતાં. જગત્ મિથ્યા છે, બ્રહ્મજ સત્ય છે, અને તે બ્રહ્મ તે આત્મા છે, એવો કેવલ અદ્વૈતમાર્ગ તેમણે પ્રવર્તાવ્યો હતો. કર્મથી શરીર અને મન શુદ્ધ થાય છે; ભક્તિથી એકાગ્રતા થઈ જ્ઞાન સુગમ થાય છે; પરંતુ જ્ઞાનથીજ મોક્ષ થાય છે, જ્ઞાન એજ મોક્ષ છે, એવો ઊંચી કોટિનો જ્ઞાનમાર્ગનો સિદ્ધાન્ત તેમણે ઉપદેશ્યો હતો. રામાનુજાચાર્યે સરળ ભક્તિમાર્ગનો ઉપદેશ કર્યો. એમનો જન્મ ઇ. સ. ૧૦૧૭માં ત્રિચિનોપોલી જિલ્લામાં ભૂતપૂરીમાં થયો હતો. એમના મતમાં ચિત્ (જીવ), અચિત્ (જડ), અને ઇશ્વર એ ત્રણ તત્ત્વ છે. ચિત્ અને અચિત્ ઇશ્વરનાં શરીર છે. એઓ જગત્‌ને મિથ્યા માનતા નથી.

**મધ્વાચાર્ય**—મધ્વાચાર્યનો જન્મ ઇ. સ. ૧૧૯૯માં કર્ણાટકમાં ઉડીપી ગામમાં થયો હતો. એ પણ ભક્તિમાર્ગના ઉપદેશક હતા. જગત્ સત્ય છે અને જીવ અને ઇશ્વર ભિન્ન છે એવો એમનો મત હતો, તેથી એઓ દ્વૈતવાદી કહેવાય છે.

**વલ્લભાચાર્ય**—શ્રીમદ્‌વલ્લભાચાર્યનો જન્મ ઇ. સ. ૧૪૭૯માં ચંપકારણ્યમાં થયો હતો. એમના પિતાનું નિવાસસ્થાન કૃષ્ણા અને ગોદાવરી વચ્ચેના આન્ધ્ર પ્રદેશમાં કાંકરવ ગામમાં હતું. એમનાં માબાપ કાશીયાત્રા નીકળ્યાં હતા ત્યારે પ્રવાસમાં એમનો જન્મ થયો હતો. એમણે પણ ભક્તિમાર્ગનો ઉપદેશ કર્યો છે. શ્રીકૃષ્ણની ભક્તિ કરવાથી વૈકુંઠ મળે છે અને એજ મોક્ષ છે, એવો એમનો મત હતો. એમનો માર્ગ પુષ્ટિમાર્ગ કહેવાય છે. સોયમાં દોરો પોરવાય છે તેમ ઇશ્વરમાં મનનું એકાગ્રતાથી જવું ને લીન થવું તે પુષ્ટિ. આ પ્રમાણે ભક્તિ ને સેવા કરવાથી મોક્ષ પ્રાપ્ત થાય છે, એવો એમનો મત છે.

**રામાનન્દ અને કબીર**—ઇ. સ.ના ચૌદમા સૈકામાં ઉત્તરમાં રામાનન્દે પણ ભક્તિનો ઉપદેશ કર્યો કે રામને ભજવાથી મોક્ષ પ્રાપ્ત થાય છે. રામાનન્દના એક શિષ્ય કબીરે હિંદુ ને મુસલમાન બંનેને રુચે એવો નીતિમાર્ગનો ઉપદેશ કર્યો. કબીરપંથ ઉત્તર હિંદુસ્તાનમાં ઘણો પ્રિય

થઈ પડ્યો અને તેનાં ભજન આપણે ત્યાં પણ લોકો પ્રેમથી ગાય છે ને સાંભળે છે.

**ચૈતન્ય**—વળી ઇ. સ.ના પંદરમા સૈકામાં ચૈતન્યે બંગાળામાં ભક્તિમાર્ગ ચલાવ્યો. એઓ નદીઆમાં (નવદ્વીપમાં) જન્મ્યા હતા. પશુને યજ્ઞમાં બળિદાન આપવાની, માંસ ખાવાની, અને મદ્યસેવન કરવાની રીતને એમણે પુષ્કળ વખોડી કાઢી.

**ઉર્દૂ ભાષા**—રાજ્યના અમલદારો અને પ્રજાની વચ્ચે વ્યવહાર સારુ ઉર્દૂ ભાષા દાખલ થઈ રાજકર્તાની ભાષા તુર્કી કે ફારસી હતી. દિલ્હી ને ઉપલા દોઆબની ભાષા હિંદી હતી. એમાં ફારસી અને અરબી ભાષાના શબ્દો દાખલ થયા એટલે એ ભાષા ઉર્દૂ થઈ. 'ઉર્દૂ' એ મૂળ તુર્કી શબ્દ છે અને એનો અર્થ છાવણી થાય છે. એ શબ્દ મુખ્યત્વે મુસલમાન બાદશાહોની છાવણીને લાગુ પાડવામાં આવતો. તેમની છાવણી એજ તેમનો દરબાર હતો. આ પ્રમાણે ઉર્દૂ એટલે દરબારમાં બોલાતી પશ્ચિમ હિંદી.

**હિંદુ રાજ્યની પડતીનાં કારણ**—મુસલમાનોની સંખ્યા થોડી હતી તોપણ તેમણે હિંદુ લશ્કર પર વિજય મેળવ્યો અને છેવટે તેઓ હિંદુસ્તાનના ધણી થયા, તેનાં કારણ કેટલાંક અગાઉ બતાવ્યાં છે. તે નીચે પ્રમાણે છેઃ—

૧. ચડાઈ કરનારાઓ ઠંડા દેશોમાંથી આવ્યા, તેથી એકંદર તેઓ ગરમ દેશમાં વસતા હિંદુઓ કરતાં શરીરે સુદૃઢ અને વધારે મજબૂત તથા સહનશીલ હતા.
૨. તેમનાં બખ્તર વધારે સારાં હતાં.
૩. હિંદુઓનાં લડવાનાં સાધનોમાં હાથીઓ મુખ્ય હતા; પરંતુ શત્રુના ઘોડેસવારોની ચપળતા આગળ હાથીઓ અન્તરાયરૂપ થઈ પડતા હતા.
૪. મુખ્ય કારણ રજપૂતો વચ્ચેની ઈર્ષ્યા. આને લીધે તેમનામાં કુસંપને લીધે તેમનું બળ નિરર્થક નિવડયું.

# પ્રકરણ ૧૯મું

## મુગલ રાજ્યઃ બાબર તથા હુમાયું

**તીમૂર અને બાબર**—ઇ. સ. ૧૩૯૮માં તીમૂરે હિંદુસ્તાન પર ચડાઈ કરી હતી; પરંતુ તેણે કોઈ પણ મુલક પોતાના કબજામાં લીધો નહોતો. એક મોટું રાજ્ય સ્થાપવાનું કામ તો તેના વંશજને માથે સર્જેલું હતું. બાબર એ તીમૂરવંશનો છઠ્ઠો પુરુષ હતો. 'બાબર' શબ્દનો અર્થ સિંહ થાય છે. ખરેખર, તે સિંહ જેવો બળવાન હતો. તેનું મૂળ રાજ્ય મધ્ય એશિઆમાં ખોકન્ડ નામના નાના પ્રાન્તમાં હતું. તેણે

બાબર

સમરકંદ અને કાબુલ જીતી લીધાં. પંજાબના સુબા દોલતખાન લોદીએ પોતાના વૈરી ઇબ્રાહીમ લોદીને હરાવવા તેની મદદ માગી, તેથી તે ઇ. સ. ૧૫૨૬માં પોતાના પુત્ર હુમાયું સાથે હિંદુસ્તાન આવ્યો. તેણે પાણિપતની લડાઇમાં ઇબ્રાહીમને માર્યો. બાબરના લશ્કર કરતાં ઇબ્રાહીમનું લશ્કર બહુ મોટું હતું, છતાં તે હાર્યો, તેનાં બે કારણ હતાં. એક તો એ કે હિંદુઓની રીત પ્રમાણે બાદશાહે જીતવાનો આધાર હાથી પર રાખ્યો હતો; પણ ચાલાક ઘોડેસવારો આગળ હાથીઓ અડચણકર્તા થઈ પડયા. પાણિપતના મેદાનમાં ઘણી લડાઈઓ થઈ હતી, તેમાંની આ પહેલી હતી. આ લડાઈ મોટી હતી; કેમકે એને પરિણામે હિંદુસ્તાનનું રાજ્ય મુગલ લોકોના હાથમાં આવ્યું.

**ફત્તેહપુર સિક્રી**—મેવાડનો રજપૂત રાજા રાણા સંગ બાબરની સામો થયો. ઘણા રજપૂત સરદારો તેની કુમકે આવ્યા અને તેનું લશ્કર બાબરના લશ્કરના કરતાં ઘણું મોટું હતું; પરંતુ જે યુક્તિથી બાબર ઇબ્રાહીમ લોદીની સામા ફાવ્યો હતો તેજ યુક્તિથી તે સંગની સામા પણ ફાવ્યો. ફત્તેહપુર સિક્રી આગળ લડાઈ થઈ (ઇ. સ. ૧૫૨૭), તેમાં રજપૂતો હાર્યા. પછી બાબરે બિહાર પ્રાન્ત જીતી લીધો; પણ રાજ્યતન્ત્રમાં તે પદ્ધતિ ને વ્યવસ્થા દાખલ કરે તે પહેલાં તે મરણ પામ્યો (ઇ. સ. ૧૫૩૦).

**ચારિત્ર્ય**—બાબર માત્ર લડવૈયો નહોતો. તેને વિદ્યાનો શોખ હતો અને તે હમેશ પોતાની પાસે વિદ્વાનોને રાખતો. તેણે પોતાના જીવનચરિત્રની નોંધ પોતાને હાથે લખી છે, તેમાં પોતાના સદ્‌ગુણ ને દુર્ગુણ, ડહાપણ ને મૂર્ખાઈ, બરાબર વર્ણવ્યાં છે. તેના શરીરનો બાંધો મજબૂત હતો. તે પોતાની નોંધમાં લખે છે કે ઘડપણમાં મારૂં શરીર નબળું પડી ગયું હતું ત્યારે મેં બે દિવસમાં ૧૬૦ માઇલ સવારી કરી હતી અને એજ મુસાફરીમાં બે વાર ગંગા નદી તરી ગયો હતો તેમજ રસ્તામાં આવેલી બીજી નદીઓ પણ તરી ગયો હતો. તેનો પુત્ર હુમાયું ભયંકર માંદગીથી સપડાયો. તેને જીવવાની આશા નહોતી. તે સમયે તેણે તેના ખાટલાની પ્રદક્ષિણા કરી ઇશ્વરની બંદગી કરી કે અલ્લા, એનો મંદવાડ મને આપ અને એને સાજો કર. સંજોગના બળે હુમાયું સાજો થયો અને થોડા વખત પછી બાબર મરણ પામ્યો. આ વાત બાબરે પોતાની નોંધના છેવટના ભાગમાં આપી છે. તેને કુદરત પર ઘણો પ્રેમ હતો. તે ઘણો હેતાળ હતો. પ્રથમ તેને દારૂ પીવાનું જબરૂં વ્યસન હતું; પરંતુ રાણા સંગની સાથે ભારે યુદ્ધ કરવાનો પ્રસંગ આવ્યો ત્યારે તેણે દારૂના પ્યાલા પોતાને હાથે ભાંગી નાખ્યા. ત્યારપછી તેણે કદી દારૂ પીધો નથી.

**હુમાયું**—(ઇ. સ. ૧૫૩૦–ઇ. સ. ૧૫૫૬)—બાબરને ચાર પુત્ર હતા. તેમાં સહુથી મોટો હુમાયું હતો. ગાદીએ આવ્યા પછી તરત તેને


હુમાયું

પંજાબ અને કાબુલનાં રાજ્ય પોતાના ભાઈ કામરાનને આપી દેવાં પડયાં. તેના બે મોટા શત્રુ હતા:—એક ગુજરાતનો બાદશાહ બહાદુરશાહ અને બીજો બિહારનો સુબો શેરખાન. તેણે બહાદુરશાહને હરાવ્યો; પરંતુ તેને પૂરેપૂરો નરમ પાડતા પહેલાં તેને શેરખાનની સામા થવા પાછું ફરવું પડયું. તે પાછો ફર્યો કે તરતજ બહાદરશાહે પોતાનો મુલક પાછો મેળવ્યો.

ગંગા નદીને દક્ષિણ કિનારે ચુનાર નામનો અગત્યનો કિલ્લો હતો. એ મજબૂત કિલ્લો શેરખાન નામના અફગાનના કબજામાં હતો. હુમાયુંએ ધાર્યું હોત તો એ કિલ્લો સહેલથી જીતી શકત. પણ શેરખાને તેને છેતર્યો. તેણે પોતાના છોકરાને લશ્કર સાથે હુમાયુંના હાથ નીચે લડવા મોકલ્યો. આથી હુમાયુંએ ચુનારનો કિલ્લો શેરખાનના કબજામાં રહેવા દીધો. થોડા વખતમાં તેને માલમ પડયું કે શેરખાને બંગાળા જીતી લીધું છે. તેને ચુનારનો કિલ્લો જીતવો પડયો. તેમ કરતાં છ મહીના વહી ગયા. પછી તે બંગાળામાં પેઠો, પણ તે વખત ચોમાસું બેસી ગયું હતું. તેના લશ્કરનો ઘણો ભાગ તાવ ને મરડાથી મરણ પામ્યો. તેને આગ્રા પાછા ફરવું પડયું; પણ શેરખાન તેની પાછળ પડયો અને તેને કનોજ આગળ હરાવ્યો (ઇ. સ. ૧૫૪૦). હુમાયુંને રાજ્ય છોડી નાસી જવું પડયું અને શેરખાન શેરશાહનો ખિતાબ ધારણ કરી દિલ્હીની ગાદીએ આવ્યો.

**શેરશાહ** ( ઈ. સ. ૧૫૪૦–૧૫૪૫ )—શેરશાહ અફગાન લોકોની સુર ટોળીનો હતો. પંજાબ, બિહાર, મારવાડ, ચિતોડ, અને બંગાળા તેના કબજામાં હતાં. તે માત્ર લડવૈયો નહોતો. તેનામાં ઉત્તમ રાજ્યકર્તાના ગુણો હતા. હિંદુ રાજાઓની પેઠે તેણે મોટી સડકો બંધાવી, રસ્તે ઝાડ વવાવ્યાં, અને મુસાફરોના સુખને સારૂ ઠેકાણે ઠેકાણે વિસામાઓ બંધાવ્યા. તેણે ગુનેગારોને ભારે શિક્ષા કરી ગુનાહ નાબૂદ કીધા. તેનો ન્યાય સર્વત્ર સમાન હતો. ખેડુતોની જમીનનું તેણે સારૂં રક્ષણ કર્યું. તેણે જમીનની માપણી કરાવી જમીનવેરાની મોટી પદ્ધતિની યોજના કરી અને એજ યોજનાને આધારે અકબર બાદશાહના રાજ્યમાં રાજા ટોડરમલે પોતાની યોજના તૈયાર કરી. તેના મરણ પછી તેના પુત્રે નવ વર્ષ રાજ્ય કર્યું. ત્યારપછી રાજ્ય મુહમ્મદશાહ આદિલના હાથમાં ગયું. તે ઘણો નબળો હતો, તેણે પોતાનો રાજ્યકારભાર હેમુ નામના હિંદુ પ્રધાનને સોંપ્યો, તેથી અફગાન સરદારો નારાજ થયા. આથી તેના રાજ્યમાં અવ્યવસ્થા હતી. આ તકનો લાભ લઈ હુમાયુંએ પાછી ગાદી મેળવી.

**હુમાયુંએ મેળવેલું રાજ્ય**—હુમાયું શેરખાનથી નાસી પંજાબ અને કાબુલમાં થઈ ઇરાનના બાદશાહને શરણે ગયો. માર્ગમાં અમરકોટ આગળ તેના પુત્ર અકબરનો જન્મ થયો મુસલમાનોમાં શિઆ અને સુન્ની એવા બે પંથ છે. હુમાયું સુન્ની હતો અને ઇરાનનો બાદશાહ શિઆ હતો. હુમાયુંએ શિઆ પંથ સ્વીકારવાનું વચન આપવાથી બાદશાહે તેને મદદ કરી અને તે મદદથી તે દિલ્હીનું રાજ્ય પાછું મેળવી શક્યો. તેણે ઇ. સ. ૧૫૫૫માં દિલ્હીનો કબજો લીધો; પરંતુ ત્યારપછી થોડા મહીના રહીને તે મરણ પામ્યો.

**ચારિત્ર્ય**—બાબરની પેઠે હુમાયું પણ કેળવાયલો હતો અને તેને વિદ્યાનો શોખ હતો. તેને ગણિત અને ખગોળશાસ્ત્ર પર ખાસ પ્રેમ હતો. અફીણના વ્યસનથી તેની ચાલાકી અને શક્તિ બુટ્ટી થઈ ગઈ. રાજ્યવહીવટમાં તેની નબળાઈ જોવામાં આવતી, આ વ્યસનનું પરિણામ હતું.

# પ્રકરણ ૨૦મું

## અકબર ( ઇ. સ. ૧૫૫૬–૧૬૦૫ )

**પાણિપતની બીજી લડાઈ**—હુમાયું મરણ પામ્યો ત્યારે અકબરની ઉમર માત્ર ૧૩ વર્ષની હતી. પોતાના વિશ્વાસુ રક્ષક બહેરામખાનની સાથે તે તે વખતે પંજાબમાં હતો. મુહમ્મદશાહ આદિલનો વઝીર હેમુ અકબરની સામો થયો. એની વચ્ચે પ્રસિદ્ધ પાણિપતના મેદાનમાં લડાઈ થઈ ( ઇ. સ. ૧૫૫૬ ). એ મેદાનમાં આ બીજી લડાઈ હતી. હેમુ હાર્યો અને મરણ પામ્યો અને દિલ્હી ને આગ્રા અકબરના હાથમાં આવ્યાં.

**અકબર સ્વતન્ત્ર**—બહેરામખાન આપ-અખત્યારી હતો અને બાદશાહ પર ઘણી સત્તા ચલાવતો, તે સ્વતન્ત્ર મિજાજના અકબરથી ખમાયું નહિ. તેથી તેણે તેને લખ્યું કે "મને તમારી નિમકહલાલી અને પ્રામાણિકપણાની ખાતરી હતી, તેથી મેં તમને બધી રાજસત્તા સોંપી હતી અને હું મોજ મારતો હતો. હવે રાજસત્તા મેં મારા હાથમાં લેવાનો નિશ્ચય કર્યો છે અને ઘણો વખત થયાં તમારી ઇચ્છા મક્કે હજ્જ કરવાની છે તે પ્રમાણે તમે મક્કે હજ્જ કરવા જાઓ. તમારા પોષણને માટે હિંદુસ્તાનના પ્રગણામાંથી યોગ્ય જાગીર અલાયદી રાખવામાં આવશે, તેની ઉપજ તમારા મુખત્યારને આપવામાં આવશે." બહેરામ પ્રથમ તો શરણે થયો; પણ પછી તેણે બંડ કર્યું; તે હાર્યો અને પકડાયો, પરંતુ બાદશાહે તેને



અકબર

માફી બક્ષી. મક્કે જતાં રસ્તામાં ગુજરાતમાં પાટણમાં એક અફગાન, જેના બાપને તેના હુકમથી મારી નાખવામાં આવ્યો હતો, તેણે તેને મારી નાખ્યો. આ રીતે અકબર બહેરામખાનથી સ્વતન્ત્ર થયો.

**અકબર અને રજપૂતો**—ગાદી પર સ્થાપિત થયા પછી તેણે પોતાની સત્તા વધારવાનો અને દૃઢ કરવાનો નિશ્ચય કર્યો. આરંભમાં તેણે અલાહાબાદ, કાશી, અને લખનૌની આસપાસનો મુલક જીતી લીધો. પછી તેણે ચિતોડને ઘેરો ઘાલ્યો. મેવાડનો કિલ્લો ઘણો મજબૂત હતો. ઘેરો ચાર મહીના સુધી ચાલ્યો. એ લડાઈમાં અકબરે જાતે ભાગ લીધો. તેણે રજપૂત સરદાર જયમલ્લને માથામાં ઘાયલ કર્યો. આ પ્રમાણે સરદાર પડયો એટલે રજપૂત સ્ત્રીઓએ જોહાર કરી પ્રાણત્યાગ કર્યો અને રજપૂતો એકે એક કપાઈ મુઆ ત્યાંસુધી બહાદુરીથી લડ્યા. રાણો ઉદેસિંહ તે વખતે કિલ્લામાં નહોતો; તે આરાવલીના ડુંગરોમાં હતો. ત્યાં રહી મરણ પામતાં સુધી તેણે લડાઈ જારી રાખી. ચિતોડનો કિલ્લો અકબરના હાથમાં આવ્યો, ત્યારપછી તેણે રણથંભોરનો કિલ્લો જીતી લીધો. ઉદેસિંહનો પુત્ર પ્રતાપસિંહ ઘણો બહાદુર હતો. તેની નસેનસમાં શુરાતનનું લોહી વહેતું હતું.' તેણે લડાઈ જારી રાખી. તેણે એવું પણ લીધું કે જ્યાંસુધી હું ચિતોડ સર નહિ કરૂં ત્યાંસુધી મારા વડવાઓની પેઠે સોનારૂપાના થાળમાં હું જમીશ નહિ, મૂછના આંકડા વાળીશ નહિ, અને ઘાસનીજ પથારીમાં સૂઈશ. તેણે એ પણ પાળ્યું, પણ તે ચિતોડ જીતી શકયો નહિ. ઇ. સ. ૧૫૭૬માં હલદી ઘાટના યુદ્ધમાં તે અતિશય બહાદુરીથી લડ્યો, પરંતુ તે હાર્યો. તેનો ભાઈ શત્રુના પક્ષમાં હતો. તેણે તેને ઘોડો આપ્યો, તે પર તે નાસી ગયો. ઇ. સ. ૧૫૮૦માં તેણે ઉદેપુર સ્થાપી ત્યાં મેવાડની રાજધાની કરી.

આ પ્રમાણે અકબરે રજપૂતોને હરાવ્યા. તેમના શુરાતનથી ખુશ થઈ બાદશાહે તેમની સાથે લગ્નના સંબંધથી મૈત્રી દૃઢ કરી. તે પોતે બે રજપૂત સ્ત્રીઓને પરણ્યો, તેમાંની એક જયપુરની રાજકુંવરીથી તેને સલીમ પુત્ર થયો, તે તેની પછી ગાદીએ આવ્યો. સલીમ મોટો થયો એટલે તેણે તેને જોધબાઈ નામની રજપૂત રાજકુંવરી સાથે પરણાવ્યો.

**ગુજરાતનો ઇતિહાસ**—ત્યારપછી અકબરે ગુજરાત જીતી લીધું (ઇ. સ. ૧૫૭૨). ગુજરાત અને રજપુતાનાના દક્ષિણ ભાગને ઇ. સ. ૧૧૯૬માં સુલતાન મુહમ્મદ ઘોરીએ જીતી લીધાં હતાં ત્યારથી તે ઇ. સ. ૧૩૯૮માં તીમૂરે હિંદુસ્તાન પર ચડાઈ કરી ત્યાંસુધી ગુજરાત દિલ્હીના હાકેમોને થોડુંઘણું તાબે હતું. ત્યારપછી ત્યાંનો સુબો મુઝફ્ફરશાહ નામ ધારણ કરી સ્વતન્ત્ર થયો. તેના પૌત્ર અહમદશાહે ઇ. સ. ૧૪૧૧માં અમદાવાદ વસાવ્યું અને ત્યારથી ગુજરાતની ગાદી અણહિલવાડ પાટણમાંથી અમદાવાદમાં આવી. ગુજરાતના બાદશાહો માળવા અને પાસેનાં રાજ્યો સાથે ઘણી લડાઈઓ લડ્યા હતા. મહમૂદશાહ બેગડો (ઇ. સ. ૧૪૫૯–૧૫૧૧) ઘણો બળવાન્ હતો. તેણે મેવાડના રાણા સાથે લાંબી લડાઈ કરી હતી. તેના પૌત્ર બહાદુરશાહે માળવા તેમજ ચિતોડ જીતી લીધાં હતાં તે વખત ત્યાંનો નિર્બળ બાદશાહ મુઝફ્ફરશાહ ખેતરમાં સંતાઈ ગયો હતો. પછી અકબરે સુરત અને ભરૂચ જીતી લીધાં.

**અકબરનો વિજય**—આ પ્રમાણે રાજ્યને અઢારમે વર્ષે અકબર કાબુલ, પંજાબ, વાયવ્ય પ્રાન્ત, પશ્ચિમ હિંદુસ્તાન, અને મધ્ય હિંદુસ્તાનનો ધણી થયો હતો. હજી બંગાળા, બિહાર, અને ઓરિસા સ્વતન્ત્ર હતાં. તે દાઉદખાન નામના અફ્ગાનની સત્તા નીચે હતાં. અકબરે દાઉદને હરાવ્યો (ઇ. સ. ૧૫૭૪). તે ઓરિસામાં નાસી ગયો અને બે વરસ રહીને તેણે બંડ કર્યું, પરંતુ તેને પકડી મારી નાખવામાં આવ્યો ત્યારથી બંગાળા, બિહાર, અને ઓરિસા, દિલ્હીને તાબે થયાં.

ત્યારપછી અકબરે કાઠીઆવાડ, સિંધ, અને કાશ્મીર જીતી લીધાં. ઇ. સ. ૧૬૦૦માં તેણે ખાનદેશ જીતી લીધું. તેણે આસિરગઢનો મજબૂત કિલ્લો સર કર્યો.

**ચાંદબીબી**—ઇ. સ. ૧૫૯૫માં અકબરના બીજા પુત્ર મુરાદે અહમદનગરને ઘેરો ઘાલ્યો. પરંતુ ચાંદબીબી નામની બહાદુર બેગમે બખ્તર સજી કિલ્લાનું ઘણી બહાદુરીથી જાતે રક્ષણ કર્યું. આથી મુરાદને ઘેરો

ઉપાડવો પડયો. પરંતુ ઇ. સ. ૧૬૦૦માં ચાંદબીબીનું ખૂન થયું અને શાહજાદા દાનિયાલે અહમદનગરને પાછો ઘેરો ઘાલી તાબે કર્યું; પણ અહમદનગરના રાજ્યનો ઘણો ભાગ સ્વતન્ત્ર રહ્યો.

**સલીમનું બંડ**—રાજ્યના છેવટના ભાગમાં અકબરના પુત્ર સલીમે બંડ કર્યું; પણ બાદશાહે તેને માફી બક્ષી. તે ૬૩ વર્ષની ઉમરે ઇ. સ. ૧૬૦૫માં મરણ પામ્યો.

**અકબરની રાજરીતિ**—અશોક પછી અકબર મોટામાં મોટો બાદશાહ થઈ ગયો છે. રાજાના ધર્મ શા છે તે તે સારી પેઠે સમજતો હતો. માત્ર રાજ્યની વૃદ્ધિ કરવી એજ રાજધર્મ છે, એવા તેના સાંકડા વિચાર નહોતા. રાજ્યમાં સર્વત્ર સુલેહશાન્તિ ને વ્યવસ્થા સ્થાપવી અને ન્યાય અને ડહાપણથી હિંદુ અને મુસલમાનો પર સમાન દૃષ્ટિ રાખી સર્વ પ્રજાની પ્રીતિ સંપાદન કરવી એજ રાજધર્મ છે એમ તે સમજતો હતો અને એ વિચાર બરાબર અમલમાં આણી કવિ કાલિદાસે કહ્યું છે તેમ ‘राजा प्रकृतिरञ्जनात्’—પ્રજાનું મન રંજન કરવાથી રાજા થવાય છે, એમ તેણે રાજપદ સાર્થક કર્યું. તેણે નીચેનાં ડાહ્યાં કામોથી પ્રજાનું મન હરણ કર્યું :—

**૧. જિજ્યાવેરો માફ**—રાજ્યને નવમે વર્ષે, માત્ર ૨૨ વર્ષની ઉમરે તેણે મુસલમાન ન હોય તેવા લોકો પર મુકાતો જિજ્યાવેરો રદ્દ કર્યો. આ વેરો હિંદુ લોકો પરજ હતો અને તેમને હમેશ પરાધીન સ્થિતિ યાદ દેવડાવતો, તેથી ઘણોજ ત્રાસદાયક હતો. આ રીત તેણે હિંદુમુસલમાનનો ભેદ કાઢી નાખી પ્રજાનો પ્રેમ મેળવ્યો. પાછળથી તેણે યાત્રાઓ પર મુકાતા કરો રદ્દ કર્યા.

**૨. રજપૂતો સાથે લગ્નસંબંધ**—રજપૂતો સાથે લગ્નસંબંધ બાંધી તેણે તેમને દુશ્મનો મટાડી વફાદાર અને ગાઢ મિત્ર બનાવ્યા. ઉદેપુરના રજપુત રાજા સિવાય ઘણાખરા મોટા રજપૂત રાજાઓએ પોતાની કુંવરીઓને બાદશાહના કુટુંબમાં પરણાવી.

**૩. સઘળી કોમો પર સરખી નજર**—તેણે રાજ્યમાં મોટી જગાઓ પૂરવામાં હિંદુમુસલમાન વચ્ચે બિલકુલ ભેદ ગણ્યો નહિ. તેના મોટા વિશ્વાસુ અમલદારો તેમજ મિત્રો હિંદુ હતા. જયપુરના રાજા ભગવાનદાસ અને રાજા માનસિંગ તેના પક્ષમાં રહી રજપુતોની સામા લડ્યા. માનસિંગને પ્રથમ કાબુલના મોટા પ્રાન્તનો અને પછી બંગાળા પ્રાન્તનો સુબો બનાવ્યો હતો બાદશાહનો બીજો વિશ્વાસુ મિત્ર મહેશદાસ હતો. એ બ્રાહ્મણ હતો અને કાલ્પીનો વતની હતો. ઇતિહાસમાં એ રાજા બીરબલના નામથી સુપ્રસિદ્ધ છે. એની વિદ્વત્તા અને ડહાપણથી ભરપૂર વાર્તાઓ અને વચનો વંશપરંપરાથી અત્યારસુધી ચાલ્યાં આવ્યાં છે. ટોડરમલ, ભગવાનદાસ, માનસિંઘ, અને બીરબલ, એ બધા હિંદુ હતા અને અકબરે તેમને લશ્કરમાં ઊંચી સરદારીઓ અને દરબારમાં સત્તાવાળી જગાઓ આપી હતી. ટોડરમલે આયુર્વેદ પર સંસ્કૃતમાં ૭૧ પ્રકરણનો મોટો ગ્રન્થ રચ્યો છે. એ મહારાજાધિરાજ કહેવાતો. મિયાં તાનસેન એક મોટો ગવૈયો અને કવિ પણ અકબરનો આશ્રિત હતો.

**૪. પ્રજાનો વિશ્વાસ**—અકબરનો બીજા વિશ્વાસુ હિંદુ રાજા ટોડરમલ હતો, તે અયોધ્યાનો ક્ષત્રી હતો. તેણે મહેસૂલસંબંધી ઘણા સુધારા કર્યા. તેણે જમીનની વિગતવાર માપણી કરાવી તેમજ તેની સરકારી પેદાશ અને સરકારની મહેસૂલ નક્કી કરી. જમીનદારોએ કેટલો કર ભરવો તે પ્રથમ વરસો વરસ નક્કી કરવામાં આવતું; પણ પાછળથી દસ વરસ માટે જમાબંધી નક્કી કરવામાં આવી.

**૫. રાજ્યવહીવટ**—હાલ જેમ આપણા દેશમાં રાજ્યવહીવટને માટે બ્રિટિશ સામ્રાજ્યના વિભાગ કરી ઇલાકા કરવામાં આવ્યા છે અને ઇલાકાના વિભાગો, વિભાગોના જિલ્લા, અને જિલ્લાના તાલુકા, એમ ભાગ કરવામાં આવ્યા છે, તેમ અકબરે પોતાના રાજ્યના ૧૫ મોટા વિભાગ કીધા હતા, તે સુબા કહેવાતા. દિલ્હી, આગ્રા, અમદાવાદ, અલાહાબાદ, બંગાળા, વગેરે ૧૫ સુબા હતા. સુબાના નાના વિભાગો કર્યા હતા, તે

સરકાર ( જિલ્લા ) કહેવાતા અને સરકારના પેટા વિભાગ પ્રગણા કે મહાલ કહેવાતા. સુબાના હાકેમો ઘણે ભાગે રાજવંશના હતા. સુબાના અધિકારીઓને તેમજ તેમના હાથ નીચેના મોટા લશ્કરી અમલદારો જેઓ મનસબદાર કહેવાતા, તેમને જરૂર વખતે રાજાને લશ્કર પૂરૂં પાડવું પડતું. ફોજદાર નામના લશ્કરી અમલદારો પોલિસ અધિકારીનું કામ કરતા.

૬. **ડાહ્યા સલાહકાર**—અકબરના ડાહ્યા સલાહકારોમાંનો એક અબૂલ ફઝલ હતો. તે જમાનામાં તે ઘણોજ વિદ્વાન્ ગણાતો હતો. તેણે ' આઇન-ઇ-અકબરિ ' નામનું પુસ્તક રચ્યું છે, તેમાં અકબરના રાજ્યના દરબાર અને દરેક ખાતાને લગતા ધારાઓની હકીકત આપી છે. એ પુસ્તક તેણે લખેલા ' અકબરનામા ' નામના અકબરના રાજ્યના ઇતિહાસનો એક ભાગ છે.

૭. **વિદ્યાને ઉત્તેજન**—અકબર વિદ્યાને ઉત્તેજન આપતો. બાલ્યાવસ્થામાં તેણે ભણવા પર લક્ષ આપ્યું નહોતું અને છેવટ સુધી તેને લખતાંવાંચતાં આવડતું નહોતું, પરંતુ તે વિદ્વાનો પાસે ગ્રન્થો વંચાવી હમેશ સાંભળતો અને એ રીતે તેણે ઘણું જ્ઞાન સંપાદન કર્યું હતું. તેની સ્મરણશકિત ઘણી પ્રબળ હતી અને તેની બુદ્ધિ ઘણીજ તીવ્ર હતી. તે સાહિત્યની ખિલવણીને ઘણું ઉત્તેજન આપતો. અબૂલ ફૈઝી કવિ હતો અને તેની પાસે હસ્તલિખિત પુસ્તકોનો મોટો સંગ્રહ હતો. સંસ્કૃત ફિલસુફીનો અભ્યાસ કરનાર તે પહેલો મુસલમાન હતો. તેણે 'નલદમયન્તી'નો, ભાસ્કરાચાર્યનાં ' લીલાવતી ' અને ' બીજગણિત 'નો, તેમજ ' મહાભારત 'નો ફારસીમાં તર્જુમો કર્યો છે. અબૂલ કાદર બદાઉનિ એ એક ઇતિહાસકર્તા હતો.

**ધર્મવિચાર**—અકબરના ધર્મસંબંધી વિચારો પર તેના ગાઢા વિદ્વાન્ મિત્રો અબૂલ ફઝલ અને અબૂલ ફૈઝીના શિક્ષણની ઘણી અસર થઈ હતી. હિંદુ રાણીના સંસર્ગથી તેના મગજમાં હિંદુ ધર્મના વિચારો દાખલ થયા હતા. તે બધા ધર્મગુરુઓને એકઠા કરતો અને તેમની ધર્મચર્ચા સાંભળતો

**સામાજિક સુધારા**—અકબરે કેટલાક સામાજિક સુધારા પણ કર્યા. તેણે પશુયજ્ઞની તેમજ બાળલગ્નની મના કરી તેમજ જોરજુલમથી સતી કરવાનો રિવાજ અટકાવ્યો.

**ચારિત્ર્ય**—જે જેસુઇસ્ટ લેખકો અકબરના સંબંધમાં આવ્યા હતા તેમણે એનાં લક્ષણ વિષે બહુ સારી હકીકત આપી છે. ન્યાય કરવામાં તે ઘણોજ ઉત્સુક હતો. હિંદુસ્તાનના મોટામાં મોટા રાજકર્ત્તાઓમાંનો તે એક હતો અને તેનો મુકાબલો અશોકનીજ સાથે થઈ શકે. એ સિવાય તેની પહેલાં તેના જેવો રાજા થયો નથી. તે શરીરે ઘણો બળવાન્ હતો. તેની હિંમત અડગ હતી. તેની બુદ્ધિ અને ડહાપણ ઊંચી કોટિનાં હતાં. તે ઉદાર, આનન્દી, અને દયાળુ હતો. રાજ્યકારભારની મોટામાં મોટીથી નાનામાં નાની સુધી દરેક બાબત તે પોતે કરી જાણતો હતો. તે દરરોજ સવારે દરબાર ભરી જે જે અરજીઓ તેને કરવામાં આવી હોય તેનો જાતે નિકાલ કરતો. આ પ્રમાણે હલકામાં હલકા માણસને પણ ન્યાય મળતો હતો. સાંજે તે ખાનગી સભા ભરી તેમાં રાજ્યના સવાલો ચર્ચતો કે ધર્મસંબંધી વિષયો પર વાદવિવાદ ચલાવતો. શીઆળામાં તે રાજ્યના જુદા જુદા ભાગમાં મંત્રિમંડળ ને લશ્કર સાથે ફરવા નીકળતો ને ત્યાં જે અરજીઓ તેને આપવામાં આવતી તેનો પોતે નિકાલ કરતો. આ રીતે તે રાજ્યના જુદા જુદા ભાગના વહીવટથી વાકેફ રહેતો ને પ્રજાનું હિત સાધતો. પાછળથી તેને અફીણનું વ્યસન લાગવાથી તેની જિંદગી ટૂંકી થઈ હતી. બદાઉનિએ તેના ધર્મવિચારસંબંધી ઇતિહાસ લખ્યો છે. તે તેનામાં મિથ્યાભિમાનનો મોટો દોષ કાઢે છે. ફત્તેહપુર સિક્રીમાં તેણે ઘણાં સુંદર જાહેર મકાનો બંધાવ્યા હતાં. તેની રાજ્યનીતિથી મુગલ રાજ્યનો પાયો ઘણો દૃઢ થયો.

---

# પ્રકરણ ૨૧મું

## જહાંગીર ( ઇ. સ. ૧૬૦૫–૧૬૨૮ ) : શાહજહાન ( ઇ. સ. ૧૬૨૮–૧૬૫૮ )

**જહાંગીર અને ખુશરૂ**—અકબરના મરણ પછી તેનો પુત્ર જહાંગીર ગાદીએ બેઠો. અકબરના રાજ્યના પાછલા ભાગમાં જ્યારે સલીમે (જહાંગીરે) બળવો કર્યો હતો ત્યારે કેટલાક સત્તાધારી ઉમરાવોએ અકબરની પછી સલીમના પુત્ર ખુશરૂને ગાદીએ બેસાડવાનો વિચાર કર્યો હતો; પરંતુ બાદશાહે મરતી વખત સલીમને માફી બક્ષી અને પોતાની પાઘડી તેને માથે મૂકી હતી. આથી અકબરના મરણ પછી જહાંગીરને ગાદીએ આવતાં મુશીબત નડી નહિ. પણ ખુશરૂના કેટલાક પક્ષકાર હતા, તેમની મદદથી તેણે બંડ કર્યું અને લાહોર કબજે કર્યું. જહાંગીર જાતે તે બળવો શમાવવા ગયો અને જેવો ખુશરૂ ચિનાબ નદી ઓળંગતો હતો તેવો તેણે તેને પકડી લીધો. બળવાખોરોને સખ્ત શિક્ષા કરવામાં આવી. બાદશાહે પોતાની સ્મરણનોંધમાં લખ્યું છે કે જે બાગમાં હું રહેતો હતો ત્યાંથી તે લાહોર સુધી રસ્તાની બંને બાજુએ મેં ખુંટીઓ દટાવી અને બળવાખોરોને તે પર ફાંસી દીધી. ખુશરૂની આંખ ફોડી કેદ કરવામાં આવ્યો.



જહાંગીર

**જહાંગીરની ધારણાઓ**—જહાંગીર અકબરના જેવો શૂરો નહોતો; પરંતુ તે કંઈ નબળો નહોતો. તેની ઇચ્છા ઓક્સસ નદીની

પેલી તરફના પોતાના ઘરડાવરડાના મુલકો મેળવવાની અને દક્ષિણ જીતવાની હતી; પરંતુ તે એમાંથી તેની એકે ઇચ્છા સફળ થઈ નહિ. તેણે માત્ર કંદહાર જીત્યું. તેથી આગળ તેનું લશ્કર વધી શક્યું નહિ. દક્ષિણમાં મલિક અંબર નામના પ્રધાને અહમદનગર આગળ બાદશાહના લશ્કરને હરાવ્યું. થોડા વખત પછી અહમદનગર બાદશાહના કબજામાં આવ્યું. એથી વધારે વિજય તેનાથી મેળવી શકાયો નહિ.

**શાહજાદા ખુરમ**—મેવાડના રાજા અમરસિંગ અને તેના પુત્ર કરણને શાહજાદા ખુરમે હરાવ્યા. તેઓ શરણે થયા અને શાહજાદાએ તેમનો યોગ્ય સત્કાર કર્યો.

**નૂરજહાન**—જહાંગીર અકબરના જેવો ઉદ્યોગી અને નિયમશીલ નહોતો. તે આળસુ તથા વ્યસની અને મોજીલો હતો. તે પુષ્કળ દારૂ પીતો. મોટો થયો ત્યારે એ વ્યસન કંઇક ઓછું થયું, તે તેની બેગમ નૂરજહાનની સોબતથી હતું. તે ઇરાની સ્ત્રી હતી અને ઘણી ખૂબસુરત હતી, તેથી જહાંગીરે તેને પ્રથમ નૂરમહાલ ( રાજમહેલનું તેજ ) અને પછી નૂરજહાન ( દુનિયાનું તેજ ) એવું નામ આપ્યું હતું. સલીમની મરજી તેની સાથે પરણવાની હતી; પરંતુ અકબરને એ કામ પ્રતિષ્ઠાને હાનિકારક લાગ્યાથી તેણે તેને શેર અફગાન



નૂરજહાન

સાથે પરણાવી દીધી હતી. જહાંગીરે ગાદીએ આવ્યા પછી તેને બર્દવાનનો સુબો કર્યો. થોડા વખત પછી તેના પર બાદશાહની ઇતરાજી થઈ, તેથી તેણે તેને દરબારમાં બોલાવવા પોતાના ભાઈને મોકલ્યો. શર અફગાને તેને મારી નાખ્યો, તેથી બાદશાહના માણસે શર અફગાનને મારી નાખ્યો. આ મરણ પછી જહાંગીર મિહિર–ઉન–નિસા ( નૂરજહાન ) સાથે પરણ્યો. બેગમ ઘણી હોશિયાર હતી અને બાદશાહના પર તેની ઘણી સત્તા હતી. તે સભામાં બેસી અરજીઓનો નિકાલ કરતી. દરબારમાં પોતાના કુટુંબની સત્તા જારી રાખવા માટે તેણે પોતાની ભત્રીજી મુમતાઝ મહાલને બાદશાહના ત્રીજા શાહજાદા ખુરમ સાથે પરણાવી હતી.

પોતાના મોટા રાજ્યમાં જહાંગીરને દક્ષિણને માટે ચિંતા રાખવી પડી. ઘણી મુશીબતે અકબર અહમદનગરનો ઉત્તર ભાગજ જીતી શક્યો હતો. મલિક અંબર નામના એક રાજ્યના ઍબિસિનિઅન સરદારે ઔરંગાબાદમાં પોતાની સત્તા જમાવી હતી. તેણે ઇ. સ. ૧૬૧૦માં અહમદનગર જીતી લીધું. મુગલ લશ્કર તેની સામા ફાવી શક્યું નહિ, તેથી જહાંગીરે શાહજાદા ખુરમને તેની સામા મોકલ્યો. પરંતુ તેનાથી મલિક અંબરને વશ કરી શકાયો નહિ. મલિક અંબર ઇ. સ. ૧૬૨૯માં મરણ પામ્યો ત્યાંસુધી તેણે પોતાની સ્વતંત્રતા ટકાવી રાખી.

ઇ. સ. ૧૬૧૫માં ઇંગ્લંડના ૧લા જેમ્સ બાદશાહે સર થોમસ રોને હિંદુસ્તાનમાં એલચી તરીકે મોકલ્યો. તે સુરત બંદરે ઊતર્યો ને ત્યાંથી બરાનપુર થઈ, અજમેર ગયો. બાદશાહની સવારી ગુજરાત જતી હતી તેને તે અજમેરમાં મળ્યો. બાદશાહે તેને સારો આવકાર આપ્યો ને તે સવારી સાથે દક્ષિણ તરફ ગયો. તેનો હેતુ હિંદુસ્તાનમાં વેપાર કરતી ઇસ્ટ ઇંડિઆ કંપનિ માટે હક્ક મેળવવાનો હતો. તે બાદશાહના દરબારનો ભપકો જોઈ અચંબો પામ્યો. રાજ્યવહીવટની જોએલી હકીકત તેણે પોતાના પત્રોમાં ઇંગ્લંડ લખી જણાવી છે.

**મહાબતખાન**—મહાબતખાન નામે બહાદુર સરદાર હતો; તે અકબરના હાથ નીચે લડાઈ લડ્યો હતો અને બાદશાહના પર તેની ઘણી

સત્તા હતી, તેના પર નૂરજહાનની અદેખાઈ થઈ. આથી આત્મ-રક્ષણને અર્થે તે સરદારને બળવો કરવો પડયો અને જ્યારે જહાંગીર કાબુલ જતો હતો ત્યારે તેણે તેને પકડયો. લગભગ એક વર્ષ સુધી જહાંગીર મહાબતખાનના હાથમાં કેદી રહ્યો. પરંતુ નૂરજહાનની હિકમતથી થોડા વખતમાં બાદશાહ છૂટો થયો.

**મરકી**—હાલ જેવી ગાંઠીઆ તાવની મરકી ઇ. સ. ૧૮૯૬થી હિંદુસ્તાનમાં ચાલે છે તેવી મરકી આ રાજ્યના દસમા વર્ષમાં પંજાબમાં ફાટી નીકળી હતી અને ત્યાંથી દિલ્હી, કાશ્મીર, અમદાવાદ, વગેરે સ્થળે ફેલાઈ હતી. તે વખતે પણ ઉંદર મરતા હતા ને મરકી ફેલાતી હતી.

**જહાંગીરનું મરણ**—બાદશાહ ઊનાળો કાશ્મીરમાં ગાળતો અને તે પ્રદેશને તે 'નિરન્તર રહેતી વસન્ત ઋતુનો બાગ' કહેતો. ત્યાંથી પાછા ફરતાં ઇ. સ. ૧૬૨૭ના ઑકટોબરમાં તે માંદો પડયો અને મરણ પામ્યો.

**શાહજહાન ( ઈ. સ. ૧૬૨૮–૧૬૫૮ )**–જહાંગીર માંદો પડયો ત્યારે તેના બે છોકરા જીવતા હતા. શાહજાદો ખુરમ ( શાહજહાન ) મોટો હતો અને સહ્રિયાર નાનો હતો. શાહજહાન અસફખાનની છોકરી મુમતાઝ મહાલ સાથે પરણ્યો હતો. સસરાની મદદથી તેણે સહેલાઇથી ગાદી મેળવી અને પિતરાઈ ભાઈને મારી નાખ્યા. આ રીતે ગાદીનો માર્ગ નિર્ભય થવાથી તે ઇ. સ. ૧૬૨૮માં ગાદીએ બેઠો.

**શાહજહાનની જીત**—જહાંગીરની પેઠે એણે પણ એશિઆમાં પોતાના બાપદાદાનો મુલક મેળવવાને અને દક્ષિણ જીતવાનો પ્રયાસ કર્યો અને એમાં એને વધારે ફત્તેહ મળી. દક્ષિણનો સુબો ખાનજહાન લોદી અહમદનગરની સામા લડતો હતો. તે મલિક અંબરના છોકરાઓને મળી ગયો. બાદશાહે તેને હરાવ્યો ને મારી નાખ્યો. ત્યારપછી છ મહીના રહીને ઇ. સ. ૧૬૩૬માં અહમદનગરનું રાજ્ય જીતી લેવામાં આવ્યું, બિજાપુરના રાજ્યે અહમદનગરને મદદ કરી હતી તેને વશ કરવામાં આવ્યું ને બિજાપુરે ખંડણી આપવાનું કબૂલ કર્યું.

**દુકાળ**—ઇ. સ. ૧૬૩૦-૩૨માં ગુજરાત ને ખાનદેશમાં મોટો દુકાળ પડ્યો, તેથી ઘણાં માણસ મરણ પામ્યાં.

**ધર્માંધતા**—શાહજહાન ધર્મચુસ્ત હતો અને મૂર્તિઓ તરફ તિરસ્કારની દૃષ્ટિએ જોતો. રાજ્યમાં નવાં બંધાયલાં બધાં દહેરાંનો નાશ કરવા તેણે હુકમ કર્યો.

**દરબારી ઠાઠ**—બાદશાહ ભભકા અને દબદબાનો બહુ શોખીલો હતો. તેણે નવું દિલ્હી ( શાહજહાનાબાદ ) વસાવ્યું અને ત્યાં મોટી જુમા મસીદ બાંધી. વળી ત્યાં તેણે દીવાની આમ (જાહેર સભાગૃહ) અને દીવાની ખાસ (ખાનગી મુલાકાતનું દીવાનખાનું) બાંધ્યાં. તેણે સોના અને રત્નથી જડિત મયૂરાસન બનાવરાવ્યું. એ વિજયનગરના રાજાઓના મહેલમાં જે કીમતી તખ્તાસન હતું તેની નકલે બનાવવામાં આવ્યું હતું અને એની કિંમત ૬ કરોડ રૂપીઆ થઈ હતી. તેને બાદશાહે દીવાની આમમાં મૂક્યું.



તાજમહાલ

હાલ તે તહેરાનના શાહના મહેલમાં છે. આગ્રામાં તેણે મોતી મસ્જિદ અને તાજમહાલ બંધાવ્યાં. તેની પ્યારી બેગમ મુમતાઝની કબરને સ્થળે તાજમહાલ આવ્યો છે. દુનિયામાં એ એક સુંદરમાં સુંદર મકાન છે. બાદશાહના દરબારમાં પુષ્કળ ઠાઠ અને ભભકો હતો.

**શાહજહાન અને તેના પુત્રો**—શાહજહાનને ચાર પુત્ર હતાઃ-દારા શિકોહ, શુજા, ઔરંગઝેબ, અને મુરાદ. ઇ. સ. ૧૬૫૭માં બાદશાહ એકાએક માંદો પડ્યો. તેણે મોટા છોકરા દારાને ગાદી આપવા આગ્રામાં રાખ્યો અને બીજાઓને દૂરના પ્રાન્તના સુબા બનાવ્યા કે તેઓ લડે નહિ. પરંતુ તેની મુરાદ હાંસલ થઈ નહિ. મુરાદ અને ઔરંગઝેબે ભેગા થઈ દારાના લશ્કરને ઉજ્જન આગળ હરાવ્યું. ઔરંગઝેબ ઘણો યુક્તિબાજ હતો. તેણે મુરાદને કેદ કીધો અને મહેલનો કબજો લઈ ગાદી પર બેઠો. શાહજહાનને કેદ કરવામાં આવ્યો, ત્યાં તે ઇ. સ. ૧૬૬૬માં મરણ પામ્યો. દારા અને મુરાદને મારી નંખાવ્યા. શુજાએ બંગાળામાં સ્વતન્ત્ર રાજ્ય સ્થાપવા પ્રયત્ન કર્યો, પણ ઔરંગઝેબે તેને હરાવ્યો અને તે આરાકાન નાસી ગયો.

**પંડિત જગન્નાથ**—પંડિત જગન્નાથ એ ધુરંધર વિદ્વાન્ આ રાજ્યમાં થઈ ગયો. એણે गङ्गालहरी કાવ્ય અને रसगङ्गाधर નામનો કાવ્ય-શાસ્ત્ર પર પ્રૌઢ ગ્રન્થ રચ્યો છે.

**ચારિત્ર્ય**—શાહજહાન ઘાતકી, વિષયી, અને લોભી હતો. પ્રાન્તિક સુબાઓ અવ્યવસ્થા દાબી દેવા ઘણી કતલ કરતા, તેમને બાદશાહ અટકાવતો નહોતો. પાછલાં બારેક વર્ષ તેના કારભારમાં સુધારો થયો; કેમકે તે સમયે તેનો મુખ્ય પ્રધાન સાદુલ્લાખાન અલ્લામી હતો, તે ઘણો કાબેલ અને સમર્થ હતો. તેના રાજ્યમાં પ્રજા શાંતિમાં ને આબાદીમાં હતી. તે ચુસ્ત મુસલમાન હતો તોપણ અકબર બાદશાહની પેઠે મોટા અધિકારની જગા પૂરવામાં તે પણ હિંદુ ને મુસલમાનની વચ્ચે ભેદ ગણતો નહોતો. એકંદર તેનું રાજ્ય ન્યાયી હતું ને તેની પ્રજા તેને માન ને પ્રેમની દૃષ્ટિથી જોતી.

# પ્રકરણ ૨૨મું

## ઔરંગઝેબ (ઈ. સ. ૧૬૫૮–૧૭૦૭) : ભાગ ૧લો

**તરુણાવસ્થા**—તરુણાવસ્થામાં ઔરંગઝેબે શાહજહાનના રાજ્યકારભારમાં સારો ભાગ લીધો હતો. માત્ર અઢાર વર્ષની ઉમરે તેને દક્ષિણનો સુબો નીમવામાં આવ્યો હતો. એક વર્ષ રહી તે કારભાર છોડી સાધુ થયો હતો; પરંતુ થોડાજ વખતમાં પાછો સંસારી થયો અને ગુજરાતનો સુબો નિમાયો. તે બિજાપુર તાબે કરવામાં રોકાયો હતો ત્યારે તેને પિતાની માંદગીની ખબર થઈ. તેણે ત્રણે ભાઈનું કાંસળ કાઢી ગાદીનો માર્ગ કેવી રીતે સરળ કર્યો તે હકીકત પાછલા પ્રકરણમાં વર્ણવી છે.

**લક્ષણ અને રાજનીતિ**—તે ગાદીએ આવ્યો ત્યારે લગભગ ૪૦ વર્ષનો હતો. તેનો શરીરનો બાંધો મજબૂત હતો. તેનો સ્વભાવ દૃઢ હતો અને બુદ્ધિ તીવ્ર હતી. તેના કાગળો પરથી સિદ્ધ થાય છે કે તે ઉત્તમ લેખક હતો. તે રાજ્યકારભાર અને રાજનીતિમાં અતિપ્રવીણ હતો. ન્યાયાધીશ તરીકે તે ન્યાયી અને દયાળુ હતો અને લડવૈયા તરીકે તે વીર પુરુષ હતો. તેનો આચાર પવિત્ર સાધુના જેવો હતો. આટલા બધા સદ્‌ગુણ છતાં તેના રાજ્યમાં મુગલ રાજ્યની પડતીનાં બીજ વવાયાં, તેનું કારણ કે હિંદુઓ પ્રતિ તેની રાજ્યનીતિ અકબર કરતાં તદ્દન જુદા પ્રકારની હતી. તેના મનમાં હમેશ એજ વિચાર રહેતો કે



ઔરંગઝેબ

પવિત્ર મુસલમાન તરીકે મારી ફરજ સુન્ની મુસલમાન ધર્મ ફેલાવવાની, જેમ બને તેમ મૂર્તિનો નાશ કરવાની, અને તમામ મૂર્તિપૂજકો અને શિઆ મુસલમાનો નાસ્તિક છે તેમને બધી રીતે તોડી પાડવાની છે. તેની તમામ રાજ્યનીતિ આજ વિચારથી દોરાયલી હતી અને આજ કારણથી તેની સઘળી મુરાદો નિષ્ફળ થઈ.

**ક્રૂર કર્મનો બચાવ**—તેણે પોતાના બાપની સામા બંડ કર્યું અને તેને ગાદી પરથી ઉઠાડી કેદ કર્યો, તેમજ ભાઈઓનો નાશ કર્યો. આવા ઘોર અપરાધથી તેણે ગાદી મેળવી; પરંતુ પોતાના શિક્ષકને લખેલા પત્રમાં તેણે એવાં ક્રૂર કર્મનો બચાવ કર્યો છે. તેણે કહ્યું કે મેં મારા ભાઈઓનો નાશ ન કર્યો હોત તો તેઓમાંથી ગમે તે કોઈ ગાદી મેળવી મારો નાશ કરવા મથત અને તે સમયે મારે હાથમાં તરવાર લીધા વિના છૂટકો હતો ? હિંદુસ્તાનમાં લગભગ દરેક બાદશાહનાં છોકરાંની એવીજ દશા થઈ છે. તેણે આ રીતે પોતાનો બચાવ કર્યો; પરંતુ મરણસમયે પોતાના છોકરાઓને એવીજ રીત સામા થતા જોઈને અને પોતાની રાજનીતિ નિષ્ફળ થયલી જોઈને તેને પસ્તાવો થયા વિના રહ્યો નહિ, તે તેના તે સમયના પત્રો પરથી સ્પષ્ટ થાય છે. કર્મનું ફળ કોઈને મૂકતું નથી.

**મીર જુમ્લા**—રાજ્યના આરંભમાં આસામ અને આરાકાન પર ચડાઈ કરવામાં આવી. મીર જુમ્લાએ આસામ પર સવારી કરી; પરંતુ તેમાં તે ફાવ્યો નહિ. તેને પાછા ફરવું પડયું અને ત્યારપછી થોડા વખતમાં તે મરણ પામ્યો (ઇ. સ. ૧૬૬૩). તેના મરણ પછી બાદશાહનો કાકો શૈસ્તખાન બંગાળાનો સુબો થયો. તેણે આરાકાનનો થોડોક ભાગ જીતી લીધો.

**રાજ્યરીતિ : રજપૂતો**—રાજ્યનાં પહેલાં વીસ વર્ષ ઉત્તર હિંદુસ્તાનમાં તદ્દન શાંતિમાં ગયાં. ઇ. સ. ૧૬૭૨માં બાદશાહને પોતાની સત્તા બરાબર ઝામેલી માલમ પડી. ત્યારપછી તેણે પોતાની ધારેલી રાજ્યરીતિ અમલમાં મૂકવા માંડી. તેણે પ્રાન્તોના સુબાઓને હુકમ કર્યો કે તમારે નાસ્તિકોની શાળાઓ અને મંદિરોનો નાશ કરવો અને મૂર્તિપૂજા અટકાવવા સખ્ત ઉપાયો યોજવા. ગંગાકિનારે મંદિરોને ઠેકાણે મસીદો બંધાઈ. હજી પણ

કાશીમાં કાશીવિશ્વનાથ મહાદેવના મંદિર પાસે મસીદનો ભાગ જોવામાં આવે છે. તેણે હિંદુઓની કતલ કરી નથી; પરંતુ ધર્માંધપણાને લીધે તેણે હિંદુઓને ઘણો ત્રાસ આપ્યો. ઘણાઓને જોરજુલમથી મુસલમાન કીધા અને અકબરે રદ્દ કરેલો જિજ્યાવેરો તેણે હિંદુઓ પર ફરીથી મૂકયો. અકબરે હિંદુઓ અને મુસલમાન વચ્ચે ભેદ ગણ્યો નહોતો; પરંતુ સર્વને સરખા ગણી પ્રજાનો પ્રેમ જીત્યો હતો અને રાજ્યને દૃઢ કર્યું હતું. ઔરંગઝેબે સુન્ની પંથનો ધર્મ ફેલાવવો એજ પોતાનું કર્તવ્ય માન્યું હતું અને બધી રાજનીતિ એજ ઉદ્દેશ ચલાવી હતી. તેણે મારવાડના રજપૂત રાજા જસવંતસિંઘના બે કુમારને સુન્ની મુસલમાન તરીકે કેળવવા દિલ્હી બોલાવ્યા. આથી રજપૂતો ચિડવાયા. તેમણે જિજ્યાવેરો ભરવાની ના કહી અને કુમારોને સંતાડ્યા. આથી રજપૂતસંસ્થાન પર ચડાઈ કરવામાં આવી. ઉદેપુર (મેવાડ) અને જોધપુર (મારવાડ)ના રાજાઓ તેની સામા થયા. બાદશાહનો પુત્ર અકબર તેમની સાથે સામેલ થયો, પરંતુ બાદશાહની યુક્તિથી તેને દક્ષિણમાં નાસી જવું પડયું અને છેવટે તેને ઇરાનમાં દેશનિકાલ કરવામાં આવ્યો. એજ સમયમાં દક્ષિણમાં બાદશાહનો પ્રબળ શત્રુ ઊભો થયો હતો, તેથી તેને રજપૂતો સાથે સલાહ કરવી પડી. પણ રજપૂતોનાં ઉશ્કેરાયલાં મન કદી શાન્ત થયાં નહિ અને રાજ્યના અન્ત સુધી ત્યાં અશાન્તિજ રહી.

**મરાઠા: રજપૂતો સાથે સરખામણી**—ઔરંગઝેબ ગાદીએ આવ્યો તે પહેલાં તે દક્ષિણનો સુબો હતો અને ગોવળકોંડા અને બિજાપુર વશ કરવાની તૈયારીમાં હતો. પિતાની માંદગીની ખબરથી તેને દક્ષિણ છોડવું પડયું. બાદશાહ થયા પછી ઘણાં વર્ષ તેનાથી દક્ષિણ પર ધ્યાન અપાયું નહિ. એ દર્મિયાન ત્યાં એક નવી સત્તા ઝામી હતી અને તે મરાઠાઓની હતી. સાતપુડા પર્વતની દક્ષિણે અને વર્ડા નદીની પશ્ચિમે ગોવા સુધીના પશ્ચિમ ઘાટમાં આવેલા મહારાષ્ટ્ર પ્રાન્તમાં મરાઠાઓ વસતા હતા. ડુંગરી પ્રદેશના વતની હોવાથી તેઓ મજબૂત બાંધાના અને સહનશીલ તેમજ સાહસિક હતા. રજપૂત લોકોની રીત કરતાં તેમની રીત તદ્દન જુદીજ હતી. રજપૂતો ખુલ્લા મેદાનમાં બહાદુરીથી લડવાનું પસંદ કરતા અને

જિંદગી જોખમમાં હોય તોપણ કદી પાછી પાની કરતા નહિ. મરાઠાઓ શત્રુઓ પર એકાએક છાપો મારતા અને તેમને હઠાવી દેશ પર ફરી વળી લૂટફાટ કરતા અને દેશને બાળી મૂકી તેની પાયમાલી કરતા. શત્રુઓ હુમલો કરે ને ફાવટ ન આવે તો તેઓ પરિચિત ડુંગરોનાં કોતરોમાં ભરાઈ જતા. શિવાજી નામના વીર પુરુષના અધિકાર નીચે તેમની સત્તા પૂર જોમમાં ઝામી અને ઔરંગઝેબને મરણપર્યન્ત ત્રાસદાયક થઈ પડી.

**શિવાજી**—શિવાજી એ શાહજીનો પુત્ર હતો. તે ઇ. સ. ૧૬૨૭માં જન્મ્યો હતો. તેના પિતાએ તેને કેળવવા દાદાજી કોંડેવ નામના ગુરુને સોંપ્યો હતો. લખતાંવાંચતાં શિખવી પુસ્તકપાઠી કરવાને બદલે તેણે તેને વીર પુરુષને યોગ્ય કેળવણી આપી હતી. તેને ઘોડે બેસતાં, તલવાર ખેલતાં, ખંજર ને ભાલાનો ઉપયોગ કરતાં, ને પહેલવાનની પેઠે કુસ્તી કરતાં શિખવવામાં આવ્યું હતું. રામાયણ અને મહાભારતમાંથી વીર પુરુષોના ઇતિહાસ સંભળાવી તેનામાં દેશદાઝની લાગણી ને શૂરાતન પ્રેર્યાં હતાં. તે શિવ અને ભવાનીનો ભક્ત હતો અને તેને બ્રાહ્મણો માટે ઘણોજ પૂજ્યભાવ હતો. બાલ્યાવસ્થામાં તેણે અહમદનગરના રાજાના હાથ નીચે નોકરી કરી હતી. પછી તે બિજાપુરના રાજની સત્તા નીચે પુનાનો સુબો થયો. ઓગણીસ વર્ષની ઉમરે તેણે એક મરાઠા ટોળીના સરદાર થઈ પુરંધર અને બીજા કેટલાક ડુંગરી કિલ્લાઓ સર કર્યા. ઇ. સ. ૧૬૪૯થી ઇ. સ. ૧૬૫૯ સુધીમાં પુનાની દક્ષિણે આવેલો મોટો પ્રદેશ તેણે કબજે કર્યો. ઇ. સ. ૧૬૫૯માં બિજાપુરના રાજાએ તેની સામા અફઝલખાનના હાથ નીચે મોટું લશ્કર મોકલ્યું. શઠની સાથે શઠ પેઠે વર્તવું એ ન્યાયે તેણે બાંયની અંદર સંતાડેલા વાઘનખ વડે તેના પ્રાણ લીધા.* ત્રણ વર્ષ રહીને

* પ્રોફેસર જદુનાથ સરકાર 'શિવાજી અને તેનો સમય' નામના પોતાના ગ્રન્થમાં વર્ણવે છે કે હિંદુસ્તાનની તવારીખ લખનારામાંથી માત્ર ખફીખાનેજ શિવાજીએ અફઝલખાનની સામા દગો કરવામાં અગ્રેસર તરીકે વર્ણવ્યો છે. મિ. ગ્રાન્ટ ડફે એ ઇતિહાસ પર આધાર રાખ્યો છે અને તેની પછીના ઇતિહાસકારો તેને અનુસર્યા છે કે શિવાજી ખૂની હતો અને મરાઠાઓ સ્વભાવેજ દગાખોર હતા. આ રીતે કેટલેક અંશે ખોટું ચિત્ર અપાયું છે.



બિજાપુરના રાજાએ તેની સાથે સલાહ કરી અને તેણે જીતેલો મુલક તેના કબજામાં રહેવા દીધો.

**શૈસ્તખાન**—શિવાજીએ હવે મુગલ રાજ્યના મુલક પર હુમલા કરવા માંડ્યા, તેથી ઔરંગઝેબે તેની સામા શૈસ્તખાનને મોકલ્યો. તેણે પુનાનો કિલ્લો જીતી લઈ ત્યાં પોતાની છાવણી કરી. પરંતુ શિવાજીએ યુક્તિથી

શહેરમાં દાખલ થઈને તેની છાવણી પર છાપો માર્યો. જે ઘરમાં શૈસ્તખાનનો મુકામ હતો તેની બારીમાંથી કૂદકો મારી તે નાસી ગયો; પરંતુ જતાં જતાં શિવાજીએ તેની આંગળીઓ કાપી નાખી અને તેના વજીલ પુત્રની ત્યાંજ કતલ કરી નાખી.

**જસવન્તસિંઘ અને શિવાજી**—અત્યારસુધી બાદશાહ તેની તરફ તિરસ્કારની દૃષ્ટિથી જોતો અને તેને 'ડુંગરોનો કોળ' કહેતો હતો. પરંતુ હવે તેને માલમ પડયું કે તે સમર્થ વીર પુરુષ છે અને તેને તાબે નહિ કરવામાં આવે તો આખું રાજ્ય ડોલાવી નાખશે. આ ઉપરથી તેને વશ કરવા તેણે એક બહાદુર રજપૂત વીર જયપુરના રાજા જસવન્તસિંઘને મોકલ્યો. જસવન્તસિંઘ દેશથી વાકેફ હતો, તેથી તેણે શિવાજીને એક કિલ્લામાં ઘેર્યો અને તેનાં બૈરાંછોકરાં નાસી જઈ બીજા કિલ્લામાં ભરાયાં હતાં તેને પણ ઘેરો ઘાલ્યો. શિવાજીને લાગ્યું કે હવે તાબે થયા વિના છૂટકો નથી; તેથી તેણે જસવન્તસિંઘને કહાવ્યું કે મારી તરફ સારી રીતે વર્તશો તો હું શરણે થવા તૈયાર છું. જસવન્તસિંઘે વચન આપ્યું અને એ રજપૂત વીરના વચન ઉપર શિવાજીએ ભરોસો રાખ્યો. બંને પક્ષ વચ્ચે પુરંધર આગળ કોલકરાર થયા. શિવાજીએ કબૂલ કર્યું કે હું માત્ર બાર કિલ્લા મારા હાથમાં રાખીશ, બાકીના બાદશાહને સ્વાધીન કરીશ, અને મારા પુત્ર શંભાજી સાથે બાદશાહની નોકરી કરીશ. જસવન્તસિંઘે તેને વચન આપ્યું કે તમે બાદશાહના દરબારમાં જશો ત્યારે તેમને હિંદુ રાજા તરીકે માન આપવામાં આવશે, બાદશાહના લશ્કરમાં તમને માનવન્તો દરજ્જો આપશે, અને શંભાજીને ૫,૦૦૦ સિપાઈની સરદારી મળશે. વળી બિજાપુરના કેટલાક જિલ્લામાં તમને ચોથ (મહેસૂલનો ચોથો ભાગ) અને સિરદેશમુખી (બીજો દસમો ભાગ) લેવા દેવામાં આવશે.

ઔરંગઝેબને આ ખબર મળી ત્યારે તે ખુશ થયો અને તેણે શિવાજીને પોતાની પાસે બોલાવ્યો. નવ વર્ષના પોતાના પુત્ર શંભાજીને સાથે લઈને તે આગ્રા ગયો અને જસવન્તસિંઘે પોતાનો પુત્ર રામસિંઘ બાદશાહના દરબારમાં હતો તેને પત્ર લખ્યો કે શિવાજીને કોઈ પણ પ્રકારની ઇજા થાય નહિ.

# પ્રકરણ ૨૩મું

## ઔરંગઝેબ–ભાગ ૨જો

**શિવાજી બાદશાહના દરબારમાં : ઝેબ–ઉન–નિસા—** ઔરંગઝેબે દુશ્મનને દોસ્ત કરવાની ઉત્તમમાં ઉત્તમ તક ખોઈ. શિવાજીને દરબારમાં બોલાવી તેણે પોતાના કપટી સ્વભાવ પ્રમાણે તેનું અપમાન કર્યું. આવી સ્થિતિ જોઈ શિવાજીની આંખો લાલચોળ થઈ ગઈ અને તેણે બધા સાંભળે એવી રીતે પોતાનો ગુસ્સો ખુલ્લો કર્યો. બાદશાહે તેને દરબારમાંથી ચાલ્યા જવાનો હુકમ કર્યો; તેની દરકાર કર્યા વિના એક ગર્વિષ્ઠ વીર તરીકે તે ચાલ્યો ગયો. આ બહાદુરી જોઈ દરબારના બધા ઉમરાવો છક થયા અને તેમને લાગ્યું કે તેની જિંદગી જોખમમાં આવશે. કહે છે કે બાદશાહની પુત્રી ઝેબ–ઉન–નિસા પડદામાંથી જોતી હતી. આ વીર પુરુષની રીત જોઈ તે પ્રસન્ન થઈ અને તેણે બાદશાહને અરજ કરી કે એને ઈજા ન કરશો. બાદશાહ એ પુત્રીને ઘણોજ ચહાતો હતો. તેણે ફારસીમાં એક સુંદર કાવ્ય રચ્યું છે. તે કુંવારી હતી અને પોતાના વૃદ્ધ પિતા પાસે હમેશ રહેતી.

**શિવાજીનું નાસવું : રાજ્યાભિષેક અને વિજય—**શિવાજીને માલમ પડયું કે પોતે બાદશાહનો નજરકેદી છે. તેણે રામસિંગની સહાયતાથી યુક્તિ રચી. મિઠાઈની ટોપલીમાં સંતાઈ તે સંભાજી સાથે નાસી ગયો અને સંન્યાસીને વેષે પોતાના રાજ્યમાં પાછો દાખલ થયો. હવે તે મુગલોનો કટ્ટો દુશ્મન થયો. તેણે મુગલ રાજ્યના મુલક પર ચડાઈ કરી લૂટફાટ કરી. તે વખતે સુરત એક મોટું વેપારનું મથક હતું તે તેણે લૂટયું. તે એટલો બધો ફાવ્યો કે બાદશાહને તેને રાજા તરીકે કબૂલ કરવો પડયો અને વરાડ પ્રાન્તની જાગીર આપવી પડી. ઇ. સ. ૧૬૭૪માં તેને રાયગઢમાં રાજા તરીકે રાજ્યાભિષેક કરવામાં આવ્યો. તેણે ખાનદેશ અને ભરૂચ લૂટયાં અને ઠેકાણે ઠેકાણેથી ચોથ ઉઘરાવી. તેણે વેલોરનો કિલ્લો સર કર્યો અને મુગલોની સામા મદદ કરી તેના બદલામાં બિજાપુરના રાજાએ તેને કેટલોક મુલક આપ્યો. તે ઇ. સ. ૧૬૮૦માં મરણ પામ્યો.

**શિવાજી પ્રતિ પૂજ્યભાવ**—છત્રપતિ શિવાજી મહારાજ વીર પુરુષ હતા. મરાઠાઓ તેમજ અન્ય હિંદુઓ તેમના પ્રતિ ઘણો પૂજ્યભાવ દર્શાવે છે. હિંદુ ધર્મના રક્ષણની અને સ્વદેશભિમાનની લાગણી તેમનામાં ઘણી તીવ્ર હતી. આવે સમયે તેમના જેવા વીર ન જન્મ્યા હોત અને પરાક્રમથી મરાઠાની પ્રબળ સત્તા ન ઝામી હોત, તો ઔરંઝેબની રાજનીતિને બળે ઘણા હિંદુઓ વટલીને મુસલમાન થયા હોત, એવું મરાઠાઓનું માનવું છે અને તેથી તેઓ તેમને અવતારી પુરુષ ગણે છે. ગાયો, ખેડુતો, અને સ્ત્રીઓને ઇજા કરવાની તેમની ખાસ મના હતી. શિવાજીના સમયમાં ઘણી ક્રૂર શિક્ષા કરવામાં આવતી; ગુનેગારોને રિબાવી રિબાવીને મારી નાખવામાં આવતા.

**શિવાજીનો રાજ્યવહીવટ**—શિવાજીએ સ્થાપેલું રાજ્યતંત્ર નીચે પ્રમાણે ચાલતું હતું. રાજાના અધિકાર નીચે આઠ પ્રધાનની સભા બધો રાજ્યકારભાર ધર્મશાસ્ત્રને અનુસારે ચલાવતી હતી. મુખ્ય પ્રધાન બ્રાહ્મણ હતો અને તે પેશ્વા કહેવાતો. અન્ય પ્રધાનો રાજ્યનાં જુદાં જુદાં ખાતાં પર દેખરેખ રાખતા; મરાઠા રાજ્યના જિલ્લાઓમાં વિભાગ કરવામાં આવ્યા હતા. સ્થાનિક અધિકારીઓ દેશાધિકારી, તાલુકદાર, અને સુબાદાર કહેવાતા. ગામડામાં ગ્રામ્ય પંચાયતો ન્યાય કરતી. લશ્કરની સરદારી પ્રધાનોના હાથમાં હતી. મુલ્કી કારભાર તેમના કારભારીઓ ચલાવતા. શિવાજીએ પ્રથમ પાયદળની ટુકડી બનાવી હતી; પણ પાછળથી હલકાં હથિયારવાળા ઘોડેસવારો, જેઓ એક સ્થળેથી બીજે સ્થળ જલદી કૂચ કરી શકે, એવા યોદ્ધાઓની ટુકડી કરી હતી. મુગલ લશ્કરની સાથે જેમ સ્ત્રીઓનાં ટોળાં માલમ પડતાં હતાં, તેમ મરાઠા લશ્કરમાં નહોતું. સ્ત્રીઓને લશ્કરની સાથે રાખવાની ખાસ મના હતી.

**ગોવળકોંડાની જીત**—શિવાજીના મરણ પછી એક વર્ષ રહીને, ઇ. સ. ૧૬૮૧માં ગોવળકોંડા અને બિજાપુરને તાબે કરવાનું અને મરાઠાઓની સત્તા નાબૂદ કરવાનું કામ ઔરંગઝેબે પોતાના હાથમાં લીધું. ગોવળકોંડાનો રાજા અબદુલ હસન મોજશોખમાં લીન રહેતો અને તેનો બધો

કારભાર હિંદુ અધિકારીઓના હાથમાં હતો. ઔરંગઝેબે શાહજાદા મુઆઝમને ત્યાં વ્યવસ્થા રાખવા મોકલ્યો; પરંતુ તેનાથી કંઈ વળ્યું નહિ, તેથી બાદશાહે જાતે શહેરને ઘેરો ઘાલ્યો. હવે અબ્દુલ હસને ખરૂં વીરત્વ દર્શાવ્યું. બાદશાહ ઘેરો ઉઠાવવાની તૈયારીમાં હતો, એટલામાં એક દેશદ્રોહીની મદદથી ગોવળકોંડા તેને શરણ થયું (ઇ. સ. ૧૬૮૭).

**બિજાપુર**—બિજાપુર તાબે કરવા બાદશાહે શાહજાદા આઝમને મોકલ્યો; પરંતુ ત્યાં પણ બાદશાહને જાતે જવું પડયું. તેણે ઇ. સ. ૧૬૮૬માં એ શહેર જીતી લીધું અને હાલ છે તેવી બેરાન સ્થિતિમાં આણ્યું.

**મરણ**—એ બે રાજ્યને તાબે કર્યાં પછી ઔરંગઝેબની જિંદગીનાં છેલ્લાં વીસ વર્ષ મરાઠાઓને વશ કરવાના પ્રયત્નમાં ગયાં. તેણે શિવાજીના પુત્ર શાહુને પોતાના મરણ સુધી કેદમાં રાખ્યો. પરંતુ તેની મુરાદ હાંસલ થઈ નહિ. દુકાળ અને મરકીથી તેના લશ્કરની પાયમાલી થઈ અને આખરે તેને અહમદનગર જવું પડયું, ત્યાં તે ઇ. સ. ૧૭૦૭માં મરણ પામ્યો.

**ઔરંગઝેબની રાજ્યરીતિ**—ઔરંગઝેબનો વિચાર ન્યાયી રાજ્યતંત્ર ચલાવવાનો હતો; પણ તે ધર્માંધ ને ઝનુની હતો. તેને કોઈના પર વિશ્વાસ નહોતો અને પ્રજાનો તેના પર પ્રેમ નહોતો. તેને પોતાની સત્તા જાળવવા જાથુ લશ્કર રાખવાની જરૂર પડતી અને પોતે કરેલા ઉપકારના બોજાથી દબાયલા અધિકારીઓ તેને વશ રહેતા. અકબરની રાજનીતિથી તેની રાજનીતિ અધિકારીઓ પસંદ કરવામાં પણ જુદી હતી. અકબરે હિંદુઓને મોટા અધિકાર પર ચડાવી તેમની પ્રીતિ મેળવી હતી. ઔરંગઝેબે પોતાની મહેરબાની નીચ જાતિના મુસલમાનો પર દર્શાવી હતી. તેણે તેમને મનસબદાર બનાવી જમીન બક્ષી હતી. તેના બદલામાં તેઓ બાદશાહને જરૂરને વખતે લશ્કર પૂરૂં પાડતા. અન્ય પ્રસંગે તેઓ મરજીમાં આવે તેમ વર્તી શકતા અને પોતાના ખેડુતો પર જુલમ ગુજારતા. ખેડુતોને પોતાની દોલત જમીનમાં દાટવાની જરૂર પડતી, નહિ તો અમીરો તેમને લૂટી લેતા. આથી એવું બનતું કે બાદશાહ દિલ્હીમાં પોતાના દરબારમાં પ્રજાને ન્યાય આપવા બનતો પ્રયત્ન કરતો ને પરિશ્રમ લેતો ત્યારે રાજ્યમાં

અન્ય સ્થળે અમલદારો લાંચો લેતા ને જુલમ પ્રવર્તાવતા. બાદશાહ ઘણો બળવાન્ હતો અને અકબર કરતાં વધારે વિશાળ રાજ્ય પર તેની સત્તા ચાલી હતી અને તેના હાથમાં વધારે મોટું લશ્કર હતું; પરંતુ ખોટી રાજ્યનીતિથી તેના મહાન્ રાજ્યની પાયમાલીનાં મૂળ તેનાજ સમયમાં નંખાયાં હતાં. ઠેકાણે ઠેકાણે બાદશાહે પોતાના ગુપ્ત જાસુસો મૂક્યા હતા, આથી ત્યાં જે કંઈ બનતું તે તેના જાણવામાં આવતું. આથી સર્વ અધિકારી તેના તરફ અવિશ્વાસની નજરે જોતા ને બીતા ને તેને પણ કોઈનો વિશ્વાસ નહોતો. બળવાન્ અમીરોને એક બીજા સાથે લડાવી નરમ પાડવા એ તેની રાજનીતિ હતી. આ પ્રમાણે તે હિંદી અમીરને મુસલમાની અમીર સાથે લડાવતો અને કોઈ પણ અમીરની સત્તા વધે નહિ તે તરફ તે હમેશ લક્ષ રાખતો. આવી રાજનીતિથી અવિશ્વાસ ને અપ્રેમ ઉત્પન્ન થયા વિના રહેતા નહિ. મોટા અધિકારીઓ સમજતા હતા કે આપણે ક્યાંસુધી અમલ ભોગવીશું તે નક્કી નથી, તેથી તેઓ જ્યાંસુધી અધિકાર પર રહેતા ત્યાંસુધી પ્રજા પર જુલમ કરી દ્રવ્ય સંપાદન કરવાનો પ્રયત્ન કરતા અને બાદશાહને અન્ય સરદારોની મદદની ખાતરી ન હોવાથી તે તેમને અન્યાય કરવા દેતો ને શિક્ષા કરતાં ખંચાતો. અકબરના રાજ્યથી બાદશાહ તરફથી ન્યાય મેળવતી આવેલી પ્રજા ઔરંગઝેબ તરફથી ન્યાય મેળવી શકતી નહિ, તેથી અસંતોષનાં બીજ પ્રજામાં વવાતાં.

**રાજ્યની સ્થિતિ**—તેના મરણસમયે રાજ્યની કેવી સ્થિતિ હતી? ઉત્તરમાં અવ્યવસ્થા હતી. દક્ષિણમાં મરાઠાઓ ત્રાસ વર્તાવતા હતા. રજપૂતો બળવા કરતા હતા. આગ્રા પાસે જાટ લોકો સામા થયા હતા. સીખ લોકો મુલતાનમાં તોફાન મચાવતા હતા અને બાદશાહના લશ્કરને ચડયો પગાર મળતો નહોતો, તેથી તે બંડ ઉઠાવવાની તૈયારીમાં હતું. ઘણાં વર્ષ થયાં રાજ્યમાં અશાન્તિ અને અવ્યવસ્થા હતાં. બળવાઓ શમાવી શાન્તિ ફેલાવવાનું તેણે ઘણું મથન કર્યું, પણ તે વ્યર્થ ગયું. તેના રાજ્યના છેલ્લા ભાગમાં દેશના ઘણા ભાગમાં મોટો દુકાળ પડયો અને તે પછી તરતજ મરકીનો પ્રચાર થયો. એ મરકી તેના લશ્કરમાં પણ ફેલાઈ હતી.

**રાજ્યની પાયમાલી**—જે મુગલ રાજ્ય બહાદુર બાબરે સ્થાપ્યું હતું, જેને શાણા અકબરે લોકપ્રિય કરી દૃઢ કર્યું હતું અને વિસ્તાર્યું હતું, અને જેને તેના પ્રૌઢ વંશજો, જહાંગીર અને શાહજહાને શોભાવ્યું હતું, તેને ધર્મના ખોટા વિચારથી ખોટે માર્ગે દોરાયલા ઔરંગઝેબે નાશની અણી પર આણ્યું. તેની રાજ્યનીતિના દોષો ઉપસંહારરૂપે નીચે પ્રમાણે હતાઃ—

**રાજ્યનીતિના દોષ : ૧. ધર્માંધતા**—સુન્ની મુસલમાની ધર્મ એજ ખરો ધર્મ છે. એ ધર્મ ફેલાવવો અને શિઆ મુસલમાનો અને હિંદુ કાફરો નાસ્તિક છે તેમને એ ધર્મમાં લાવવા એજ મારૂં રાજકૃત્ય છે, એમ ઔરંગઝેબ ખરા દિલથી માનતો અને એજ ઉદ્દેશને અનુસરી તેણે બધી રાજ્યનીતિ પ્રવર્તાવી હતી.

**૨. અકબરથી ઉલટી રાજ્યરીતિ**—તે પવિત્ર મુસલમાન હતો, તોપણ આવા ધર્માંધપણાને લીધે તેની રાજ્યરીતિ અકબરની રાજ્યરીતિથી ઉલટીજ હતી. અકબરે બધી પ્રજાને સરખી ગણી જિજ્યા વેરો રદ્દ કર્યો. ઔરંગઝેબે જિજ્યા વેરો ફરી દાખલ કર્યો અને બહુ સખ્તાઈથી એ વેરો વસુલ કરવા પોતાના અમલદારોને હુકમ કર્યો.

**૩. મંદિરોનો નાશ**—એજ ઉદ્દેશથી તેણે ઘણાં હિંદુ મંદિરોનો નાશ કર્યો. રજપૂત સંસ્થાનનાં બે રાજ્યમાં એક વર્ષમાં ૨૫૦ મંદિરોનો નાશ કરવામાં આવ્યો. આખા રાજ્યમાં કેટલાં બધાં મંદિરોને પાયમાલ કર્યાં હશે તેનો આથી ખ્યાલ આવશે.

**૪. રજપૂત સાથેનું વર્તન**—અકબરે રજપૂત વીરો સાથે લગ્નનો સંબંધ બાંધી તેમજ તેમને મોટા હોદ્દાઓ આપી શત્રુઓને મિત્ર બનાવ્યા હતા અને પ્રજાની પ્રીતિ જીતી રાજ્યને સુદૃઢ કર્યું હતું. ઔરંગઝેબે તેમના પ્રતિ તિરસ્કાર દર્શાવી તેમને કટ્ટા દુશ્મન બનાવ્યા. તેણે નીચ જાતના સુન્ની મુસલમાનોને મોટી પદવીઓ આપી મનસબાર (અમીર) બનાવ્યા. તેમને જાગીરો બક્ષી તેના બદલામાં લડાઈને વખતે તેઓ લશ્કર પૂરૂં પાડવાને બંધાયલા હતા. અન્ય સમયે તેઓ પોતાના તાબેના પ્રાન્તમાં

મરજીમાં આવે તેમ વર્તતા. તેઓ ખેડુતને ત્રાસ આપતા અને પ્રજા પર ઘણો જુલમ ગુજારતા. લોકો પોતાના પૈસા જમીનમાં દાટતા અને છૂપા રાખતા. પ્રજાના જાનમાલની જોઈએ તેવી સલામતી નહોતી.

**૫. ભૂલભરેલું પગલું**—તેણે બિજાપુર અને ગોવળકોંડાના શિઆ રાજ્યો પર હુમલા કરી પરોક્ષ રીતે મરાઠાઓની સત્તા વધારી. એ રાજ્યો પક્ષમાં હોત તો મરાઠાઓનું જોર કમી કરવામાં તેને ઘણી મદદ મળત.

**૬. વહેમી સ્વભાવ**—તેનો સ્વભાવ વહેમી હોવાથી તેને કોઈના પર વિશ્વાસ નહોતો. આથી તેને વિશ્વાસુ અધિકારી મળતા નહોતા.

**૭. ખજાનો ખાલી**—દક્ષિણના લાંબા વખતના યુદ્ધને લીધે શાહજહાને એકઠો કરેલો મોટો ખજાનો ખૂટી ગયો અને લશ્કરના સિપાઇઓના પગાર ચડેલા રહેતા.

**ઔરંગઝેબની રાજ્યરીતિનો અંશે બચાવ**—આ પ્રમાણે બાદશાહ ધર્મચુસ્ત મુસલમાન હતો અને પોતાના ધર્મનો પ્રચાર કરવાની આતુરતા તેને રોમે રોમે વ્યાપી રહી હતી. આ ભૂલભરેલા વિચારો પોષવાનો અને ફેલાવવાનો, ગાદીએ બેઠો ત્યારથી તે મરણપર્યન્ત, તેનો દૃઢ નિશ્ચય હતો. આ દોષભરેલી રાજનીતિનો એક મોટો બચાવ એ છે કે તે સમયમાં આખી દુનિયામાં અજ્ઞાનને લીધે ધર્મની ઝનૂન હતી. યુરોપમાં પણ ધર્મ-સંબંધી એવાજ વિચારો ચાલતા હતા અને ત્યાં પણ ધર્મના કારણથી એથી પણ વિશેષ જુલમ ગુજરતો હતો. ફ્રાન્સનો રાજા ૧૪મો લૂઈ ઔરંગઝેબ બાદશાહનો સમકાલીન હતો. ખ્રિસ્તિ પ્રજામાં બે પંથ હતા; રોમન કૅથોલિક અને પ્રોટેસ્ટન્ટ લૂઈ. પોતે રોમન કૅથોલિક પંથનો હતો અને પ્રોટેસ્ટન્ટ પંથની પોતાની પ્રજા પર તેણે એટલો બધો ત્રાસ વર્તાવ્યો હતો કે તે લોકો દેશ છોડી જતા રહ્યા હતા. હૉલંડનું રાજ્ય પ્રોટેસ્ટન્ટ હતું, તેની સાથે લૂઈએ લડાઈ કરી હતી. ઇંગ્લંડમાં પણ ૬ઠ્ઠો એડવર્ડ રાજા પ્રોટેસ્ટન્ટ પક્ષના લાભમાં હતો, તેના સમયમાં રોમન કૅથોલિક લોકો પર અત્યન્ત જુલમ ગુજારવામાં આવ્યો હતો અને તેની પછી ગાદીએ આવનાર મેરિ રાણી રોમન કૅથોલિક હતી, તેના વખતમાં પ્રોટેસ્ટન્ટ લોકો પર એવોજ

જુલમ થયો હતો. કેટલાકને જીવતા બાળી મૂકવાની શિક્ષા થઈ હતી. ૧૭મા સૈકામાં આવા ધર્માંધપણાને લીધે પવિત્ર, બુદ્ધિશાલી, અને ન્યાયી ઔરંગઝેબ પણ ખોટે રસ્તે દોરવાયો તેમાં બહુ આશ્ચર્ય પામવા જેવું નથી. સમયના પ્રવાહમાં દરેક પુરુષ તણાય છે; પરંતુ પ્રભાવશાલી પુરુષ તે પ્રવાહને અન્ય માર્ગે કેટલેક અંશે વાળી પણ શકે છે. ઔરંગઝેબમાં એવી અસાધારણ શક્તિ નહોતી.

**પસ્તાવો**—મરણસમયે તેને પોતાનાં અપકૃત્યો માટે બહુ પસ્તાવો થયો એમ તેના પોતાના લખેલા પત્રો પરથી સ્પષ્ટ સમજાય છે. એ પત્રો તેણે પોતાના બે પુત્રોને લખ્યા છે, તેમાંનાં થોડાંક વાક્યો નીચે પ્રમાણે છેઃ—

"મેં અસંખ્ય અપરાધ કર્યા છે અને તેને માટે મારે કેવી શિક્ષા ખમવી પડશે તેની મને ખબર નથી."

"આ દુનિયામાં હું આવ્યો ત્યારે મારી સાથે કંઈ લાવ્યો નહોતો અને જાઉં છું ત્યારે કંઈ લઈ જતો નથી. માત્ર મનુષ્ય તરીકે મારી ખામી મારી સાથે લઈ જાઉં છું."

"અધિકારમાં જે સમય ગયો છે તેણે માત્ર શોકજ પાછળ મૂક્યો છે. હું રાજ્યનો રક્ષક થયો નથી. મારો કીમતી વખત એળે ગયો છે."

શાહજહાનના રાજ્યમાં રાજ્યખર્ચ ઘણો વધી ગયો હતો. એ ખર્ચ જેમ બને તેમ કમી કરવો ને રાજ્યતન્ત્ર કરકસરથી ચલાવવું એ ઔરંગઝેબનો ઉદ્દેશ હતો. તેણે પોતાનો ઘરખર્ચ ઘણો કમી કર્યો હતો. અવકાશના વખતમાં પોતે ટોપી ભરતો હતો.

**બોધ**—સાંકડી અને ઝનૂની રાજનીતિ કંઈ પણ આંચકો ખાધા વિના અને અનુકમ્પા લાવ્યા વિના લાંબો વખત ચલાવવાથી રાજ્યની કેવી પાયમાલી થાય છે તેના બોધરૂપ આ બાદશાહની રાજનીતિ છે.

---

# પ્રકરણ ૨૪મું

## પાશ્ચાત્ય પ્રજાઓનું હિંદમાં આવવું.

**હિંદુસ્તાનનો પ્રાચીન વ્યાપાર**—ઇતિહાસ લખાવા માંડયો તે પહેલાં લાંબા વખત પર હિંદુસ્તાનના પશ્ચિમ કિનારા પરનાં બંદરોનો વેપાર એશિઆ માઇનોરમાં આવેલા બાબિલન શહેર સાથે ચાલતો હતો. રોમન રાજ્યની વૃદ્ધિ થવાથી એ વેપાર યુરોપમાં ફેલાયો. એ વેપાર બે માર્ગે ચાલતો હતો. એક રાતા સમુદ્રમાં થઈને એલેક્ઝેન્ડ્રિઆમાં થઈને અને બીજો એથી જૂને માર્ગે ઇરાની અખાતમાં થઈને પલ્માયરાંમાંથી હતો. રોમન લોકોની અદેખાઈને લીધે બંને માર્ગો પડતા મૂકવામાં આવ્યા અને મધ્ય એશિઆમાં થઈને કાળા સમુદ્ર મારફત વેપાર કૉન્સ્ટૅન્ટિનોપલ જવા માંડયો.

**પોર્ટુગીઝ**—ઇ. સ.ની શરૂઆતમાં હિંદુસ્તાનનો યુરોપ સાથે વેપાર રાતા સમુદ્રને માર્ગે ચાલતો હતો; હિંદુસ્તાનમાંથી મસાલા, મરી, રૂ, રેશમ, મખમલ, અને અફીણ યુરોપ જતાં અને તેના બદલામાં યુરોપમાંથી ઊનનું કાપડ, રૂપું, ત્રાંબું, લોઢું, પારો, અને પોલાદનો સામાન આવતો. એ વેપાર અરબોના હાથમાં હતો. પરન્તુ ઇ. સ. ૧૪૫૬માં તુર્કોએ કૉન્સ્ટૅન્ટિનોપલ જીત્યું અને મુસલમાનોના હાથમાં ઈજિપ્ટ ગયું ત્યારથી એ માર્ગે વેપાર બંધ થયો અને નવો દરિયાઈ માર્ગ શોધવાની જરૂર પડી. ઇ. સના પંદરમા સૈકામાં યુરોપના નાવિકોએ આફ્રિકાના ગુડ હોપ ભૂશિરને માર્ગે હિંદુસ્તાન પહોંચવાનો પ્રયાસ કર્યો. ઇ. સ. ૧૪૯૮માં એ માર્ગે પોર્ટુગીઝ નાવિક વાસ્કો ડિ ગામા કાલિકટ આવ્યો. ધીમે ધીમે પોર્ટુગીઝ લોકોએ વેપાર કરવાને કાલિકટ, કાનાનોર, ગોઆ, વગેરે પશ્ચિમ બંદરોએ સ્થાયી મથકો સ્થાપ્યાં. તેમણે સિલોન, ઓરમઝનો ટાપુ, અને મલાકા જીતી લીધાં. એ પૂર્વ તરફનાં સંસ્થાનોનો સુબો આલ્બુકર્ક હતો. તે મુસલમાનોને બહુ ધિક્કારતો, તેથી ગોઆ જીત્યા પછી ત્યાંના બધા મુસલમાનોની તેણે કતલ કીધી. આ પદ્ધતિને લીધે તેમજ સોળમા સૈકામાં ડચ અને અંગ્રેજ લોકોનું

પણ ધ્યાન પૂર્વ તરફના વેપારમાં ગયલું હોવાથી ધીમે ધીમે પોર્ટુગીઝ લોકોનું બળ ઓછું થયું અને માત્ર પશ્ચિમ કિનારા પર ગોવા, દમણ, ને દીવ, એ ત્રણજ બંદર હિંદુસ્તાનમાં તેમના હાથમાં રહ્યાં.

**ડચ લોકો**—ઇ. સ. ૧૬૦૨માં ડચ લોકોની ટોળીઓ એકઠી થઈ અને તેણે પૂર્વ તરફ વેપાર કરવા માંડયો. એ લોકોએ પોર્ટુગીઝોને સિલોનમાંથી હાંકી કાઢયા. એમની મુખ્ય સત્તા મલાયામાં સ્થપાઈ.

સત્તરમાં સૈકામાં ડચ અને અંગ્રેજ લોકો વચ્ચે દરિયાઈ બળની હરીફાઈ માટે લડાઈ ચાલતી હતી. આને પરિણામે ડચ લોકો હિંદુસ્તાનમાં કોરોમાન્ડલ કિનારા પર પુલિકટ અને ટયુટિકોરિન અને કલકત્તાની પાસે ચિનસુરા—એટલાંજ શહેરો જીતી શકયા.

**અંગ્રેજો : ઈસ્ટ ઇંડિઆ કંપનિ**—અકબર બાદશાહ હિંદુસ્તાનમાં રાજ્ય કરતો હતો ત્યારે ઇંગ્લંડમાં એલિઝાબેથ રાણી રાજ્ય કરતી હતી. ઇ. સ. ૧૬૦૦માં એ રાણીએ ‘ ઈસ્ટ ઈંડિઆ ’ નામની અંગ્રેજી વપારી કંપનિને હિંદુસ્તાન સાથે વેપાર કરવાની સનદ આપી. અગ્રેજ લોકોને વેપારને અર્થે હિંદુસ્તાનમાં ઝામતા અટકાવવાને પોર્ટુગીઝ અને ડચ લોકોએ બનતો પ્રયાસ કર્યો; પણ તેમાં તેઓ ફાવ્યા નહિ. એલિઝાબેથ રાણી પછી ગાદીએ આવેલા ૧લા જેમ્સ રાજાએ વિલિઅમ હૉકિન્સને જહાંગીર બાદશાહ પર પત્ર આપી હિંદુસ્તાન મોકલ્યો. તે જહાંગીર બાદશાહની સાથે ઈ. સ. ૧૬૦૮થી ૧૬૧૧ સુધી રહ્યો. ઇ. સ. ૧૬૧૨માં સુરત શહેરમાં અગ્રેજ લોકોએ પહેલી વેપારની કોઠી સ્થાપી. એજ સાલમાં કપ્તાન બેસ્ટના હાથ નીચે બે વહાણના અંગ્રેજ કાફલા પર સુરતની પાસે સુવાલી આગળ એક જોરાવર પોર્ટુગીઝ અરમારે હુમલો કર્યો. ચાર દહાડા સુધી ભારે લડાઈ ચાલી અને અંગ્રેજ અરમારે સુરત જવાનો પ્રયાસ કર્યો અને પોર્ટુગીઝ અરમારે તેને તેમ કરતાં અટકાવવાની કોશીશ કરી. આખરે, પોર્ટુગીઝો હાર્યા અને અંગ્રેજ અરમાર સુરતમાં પ્રવેશ કરવા ફત્તેહમંદ થઈ. આ ફત્તેહથી પોર્ટુગીઝની પ્રતિષ્ઠાને ભારે હાનિ પહોંચી. સુરતની પાસે સુવાલી આગળ અંગ્રેજ અરમારે પોર્ટુગીઝ અરમારને

ઇ. સ. ૧૬૧૨માં હરાવી. ઇ. સ. ૧૬૧૫માં ૧લા જેમ્સ રાજાએ સર ટૉમસ રોને જહાંગીર બાદશાહ પાસે એલચી તરીકે મોકલ્યો, તેના પ્રયત્નથી અંગ્રેજોને ઘોઘા, અને ખંભાતમાં કોઠીઓ સ્થાપવા દીધી. બાદશાહના મરણ પહેલાં આખા મુગલ રાજ્યમાં વેપાર કરવાની અંગ્રેજી કંપનિની રજા આપવામાં આવી હતી. ઇંગ્લંડનો રાજા ૨જો ચાર્લ્સ પોર્ટુગીઝ રાજકન્યાને પરણ્યો હતો, તેની પહેરામણીમાં ઇ. સ. ૧૬૬૧માં મુંબઈનો ટાપુ અંગ્રેજોને મળ્યો. તે વખતે મુંબઈ એક નાનું સરખું માછીનું ગામડું હતું. ઇ. સ. ૧૬૪૦માં ચન્દ્રગિરિના રાજાએ હાલ જ્યાં મદ્રાસ છે ત્યાં એક નાનો જમીનનો કકડો અંગ્રેજ વેપારીને ભાડે આપ્યો, ત્યાં હાલનું મદ્રાસ શહેર થયું છે. ગ્રેબ્રિઅલ બાઉટન નામના અંગ્રેજ દાક્તરે બંગાળાના સુબાને આરામ કીધો, તેના બદલામાં ઇ. સ. ૧૬૫૧માં અંગ્રેજ વેપારી કંપનિને હુગલી સંસ્થાન સ્થાપવા દીધું. ઇ. સ. ૧૬૯૦માં હાલ કલકત્તા છે ત્યાં તેમણે એક નાની કોઠી સ્થાપી. આ રીતે અંગ્રેજ લોકોએ હિંદુસ્તાનમાં પોતાનાં મથક કીધાં. ઔરંગઝેબના મરણ પહેલાં મુંબઈ, મદ્રાસ, ને કલકત્તામાં અંગ્રેજોએ કિલ્લાઓ બાંધ્યા હતા ને તેઓ પોતાની મુલ્કી સત્તા ચલાવતા હતા. પોતાની જમીનમાંથી તેઓ મહેસૂલ એકઠું કરતા હતા અને ત્યાંની પ્રજા પર ઇનસાફ આપવાનો અધિકાર ભોગવતા હતા.

**ફ્રેન્ચ લોકો**—સહુથી છેલ્લા ફ્રેન્ચ લોકો વેપારને અર્થે હિંદુસ્તાન આવ્યા. ઇ. સ. ૧૬૭૪માં તેમણે બિજાપુરના રાજા પાસેથી પોન્ડિચરી ખરીદ્યું. ઇ. સ. ૧૬૮૮માં ઔરંગઝેબે તેમને હુગલી નદી પર ચન્દ્રનગરમાં વસવા દીધા. આગળ જતાં અંગ્રેજ અને ફ્રેન્ચ લોકો વચ્ચે લડાઈ થઈ અને પરિણામે તેમના હાથમાં પૂર્વ કિનારે પોન્ડિચરી અને કારિકલ અને પશ્ચિમ કિનારે માહી, ગોદાવરીના મુખ આગળ યાનાઓન, અને કલકત્તાની પાસે ચન્દ્રનગર, શહેર રહ્યાં છે.

---

# પ્રકરણ ૨૫મું

# ઔરંગઝેબના વંશજો : મુગલ અને મરાઠા રાજ્યની પડતી

**બહાદુરશાહ**—ઔરંગઝેબના મરણ પછી તેનો વડો શાહજાદો મુઆઝમ ગાદીએ બેઠો. બાદશાહને ચાર પુત્ર હતા; તેમાંના અકબરે બંડ કર્યું હતું, તેને મૂકી બાકીના ત્રણે પુત્રોના રાજ્યના સરખા ભાગો વહેંચી આપવા એવી બાદશાહની ઇચ્છા હતી; પરંતુ મુઆઝમે નાના ભાઈઓનું કાંસલ કાઢી ગાદી લીધી. તેણે બહાદુરશાહ નામ ધારણ કર્યું. એ ૧લો બહાદુરશાહ કે ૧લો શાહઆલમ કહેવાય છે. એ ઘણો નબળો હતો. મરાઠાઓને શાન્ત રાખવા એણે શાહુને કેદમાંથી મુક્ત કર્યો. એણે રજપૂતોને પણ શાન્ત કરી તેમની સાથે સલાહ કરી.

**સીખ લોકો**—'સીખ' શબ્દનો અર્થ શિષ્ય થાય છે. ઇ. સ.ના પંદરમા સૈકામાં ગુરુ નાનકે એ પંથ સ્થાપ્યો હતો. એ પંથના ધર્મવિચારો કબીરના વિચારોને મળતા હતા. સીખ લોકોનું ધર્મપુસ્તક આદિગ્રન્થ કહેવાય છે. એ નાનકે પંજાબની પ્રાચીન પ્રાકૃત ભાષા ગુરુમુખીમાં લખ્યો હતો. એમાં એવો બોધ છે કે સારાં કર્મથી મોક્ષ મળે છે. પાપી કર્મ માટે વખતસર પસ્તાવો કરવો જોઈએ; મોડું થવાથી શિક્ષા ખમવી પડે છે. દુનિયા છોડી યતિ થવાની જરૂર નથી. ઇશ્વરની નજરમાં બધી વર્ણો સમાન છે. ઇશ્વર મનુષ્યને એમ પૂછનાર નથી કે તું કઈ જાતનો છે. તે તેનાં કર્મ વિષે પૂછશે. નાનકે એવો ઉપદેશ કર્યો કે ઇશ્વર એક છે અને હિંદુઓને ને મુસલમાનોને એ પંથમાં ભેગા કરવાનો પ્રયત્ન આદર્યો. તેણે જનોઈ પહેરવાની મના કરી. તેણે પોતાના શિષ્યોને કહ્યું, 'દયાને તમારું સૂત્ર બનાવો, સંતોષને તેની દોરી બનાવો, ઇન્દ્રિયવિજયને તેની ગાંઠ બનાવો, અને સત્યને તેનો આમળો બનાવો.' મુસલમાનોને તેણે કહ્યું, 'માયાળુપણાને તમારી મસીદ ગણો, ખરા ભાવને પ્રાર્થના કરવાની શેતરંજી બનાવો, અને ઇશ્વરની ઇચ્છાને તમારી માળા બનાવો.' મૂળ જાટ લોકો એ પંથના હતા

અને તેઓ પંજાબ અને રજપૂતસંસ્થાનમાં ફેલાયલા હતા. તેમના ૧૦ ગુરુ થયા છે, તેમાં નાનક પહેલો ને ગુરુ ગોવિન્દ છેલ્લો હતો. તેમને તંબાકુ ખાવાપીવાની મના હતી અને કેટલાક સખ્ત નિયમો પ્રમાણે રહેવું પડતું. તેમના ધર્મવિચાર 'ગ્રન્થ' નામના પુસ્તકમાં લખ્યા છે. તેમાંના રામદાસે અમૃતસર શહેર સ્થાપ્યું હતું. એનું જૂનું નામ રામદાસપુર હતું. ઇ. સ. ૧૬૭૫થી ઇ. સ. ૧૭૦૮ સુધી ગુરુ ગોવિન્દ તેમનો ગુરુ હતો. તેણે જ્ઞાતિભેદ કાઢી નાખી બધાની એકત્ર ટોળી બનાવી. એ ટોળીને તેણે લશ્કરી તાલીમ આપી અને એ લશ્કરી ટુકડી 'ખાલસા' નામથી પ્રસિદ્ધ થઈ. ગોવિંદસિંઘે જાહેર કર્યું કે સીખ પ્રજાએ ગ્રન્થ સાહેબને ગુરુ ગણવા. આથી એમની પછી કોઈ ગુરુ ગણાયો નથી. ઔરંગઝેબનું ધ્યાન આ નવી ઉત્પન્ન થયલી ટોળી તરફ ખેંચાયુ હતું. તેણે ગુરુ ગોવિન્દને પોતાની પાસે બોલાવ્યો હતો. થોડીક આનાકાની કરી તે બાદશાહને મળવા ગયો હતો; પરતુ એ દર્મિયાન બાદશાહ મરણ પામ્યો હતો. બહાદુરશાહના સમયમાં એક પઠાણે તેનું ખૂન કર્યું તેથી સીખ લોકો ઉશ્કેરાયા. તેમણે બંડ નામના સરદારના હાથ નીચે હુલ્લડ કર્યું અને ૭ વર્ષ લડાઈ મચાવી.

**સૈયદ ભાઈઓ**—ઇ. સ. ૧૭૧૨માં બાદશાહ મરણ પામ્યો તેની પછી જહાંદારશાહ, ફરૂકશિયર, અને મુહમ્મદશાહ, એ ત્રણ નિર્બળ બાદશાહ થયા (ઇ. સ. ૧૭૧૩થી ઇ. સ. ૧૭૪૮). તેઓ નામનાજ બાદશાહ હતા. અબ્દુલ્લા અને હુસેનઅલિ નામના બે ભાઈઓએ તેમને ગાદીએ બેસાડ્યા હતા અને બધી સત્તા તેમનાજ હાથમાં હતી. ફરૂકશિયરના રાજ્યમાં સીખ સરદાર બંડને પકડી ક્રૂરતાથી મારી નાખવામાં આવ્યો અને હજારો સીખ લોકોની કતલ કરવામાં આવી. ઇ. સ. ૧૭૧૯માં એ નિર્બળ અને નાલાયક બાદશાહનું ખૂન થયું અને તેની પછી મુહમ્મદશાહ ગાદીએ આવ્યો (ઇ. સ. ૧૭૧૯–૧૭૪૮). તેના સમયમાં મુગલ રાજ્ય તદ્દન છિન્નભિન્ન થઈ ગયું અને છેલ્લા તઘલખ રાજાના વખતમાં જેવી રાજ્યની સ્થિતિ હતી તેવી સ્થિતિ થઈ ગઈ. જુદા જુદા પ્રાન્તો સ્વતન્ત્ર થયા. દક્ષિણમાં નિઝામુલમુલ્ક સ્વતન્ત્ર થયો. એના વંશજો હાલ દક્ષિણમાં

હૈદરાબાદ રાજ્યમાં નિઝામના નામથી બ્રિટિશ સત્તાની નીચે રાજ્ય ચલાવે છે. અયોધ્યાનો સુબો સાદતખાન સ્વતન્ત્ર થયો અને તેના વંશજો નવાબ વઝીરના નામથી પાછળથી અયોધ્યાના સ્વતન્ત્ર રાજા થયા. બંગાળા, બિહાર, અને ઓરિસાના સુબા પણ સ્વતન્ત્ર થયા. એવીજ રીતે રોહિલાઓએ રોહિલખડમાં પોતાની સત્તા સ્થાપી.

**પેશ્વા—બાલાજી વિશ્વનાથ અને ૧લો બાજીરાવ—** કેદખાનામાંથી છૂટયા પછી શાહુ સતારામાં રાજા થયો હતો. પરતુ એનામાં કોઈ પણ પ્રકારનુ શુરાતન નહોતું, બધો રાજ્યકારભાર એના પ્રધાનના હાથમાં હતો, તે પેશ્વા કહેવાતો હતો. પેશ્વાઓ ઘણા પ્રબળ થયા અને તેમની સત્તા વશપરપરા ઊતરી. ૧લો પેશ્વા બાલાજી વિશ્વનાથ હતો. તે ઇ. સ. ૧૭૧૨થી ૧૭૨૦ સુધી પેશ્વા રહ્યો. આપણે જોઈ ગયા છીએ કે જહાંદારશાહ, ફરૂકશિયર, અને મુહમ્મદશાહના વખતમા રાજ્યની સ્થિતિ ઘણી નબળી હતી. સૈયદ અબ્દુલા ને સૈયદ હુસેનઅલીના હાથમાં સત્તા હતી. એ સ્થિતિનો લાભ લઈ બાલાજી વિશ્વનાથે ફરૂકશિયર સાથે કોલકરાર કર્યા, એથી દક્ષિણના ૬ સરકાર, ખાનદેશ, ઔરગાબાદ, વરાડ, બિદાર, બિજાપુર, ને હૈદરાબાદમાં તેને ચોથ ( મહેસૂલનો ચતુર્થાંશ ) ને સિરદેશમુખી ( મહેસૂલના ૧૦ ટકા ) ઉઘરાવવાનો હક્ક મળ્યો અને પુના અને ૧૫ બીજા પ્રાંતો પર સ્વતન્ત્ર સત્તા મળી. ઇ. સ. ૧૭૨૦માં તે મરણ પામ્યો એટલે તેની પછી તેનો પુત્ર ૧લો બાજીરાવ પેશ્વા થયો. આ રીતે પેશ્વાઈ વંશપરંપરા ઊતરી. તેણે મુહમ્મદશાહ સાથે લડાઈ કરી માળવા અને નર્મદા અને ચબલ નદીની વચ્ચેનો પ્રદેશ જીતી લીધો. આથી પોર્ટુગીઝની પ્રતિષ્ઠાને ધોકો લાગ્યો ને મરાઠાની પ્રતિષ્ઠા વધી. તેણે પશ્ચિમ કિનારા પરના પોર્ટુગીઝ લોકો સાથે લડાઈ કરી તેમની પાસેથી વસાઈ લઈ લીધું ( ઇ સ. ૧૭૩૯ ). તેણે બાદશાહની મદદે આવેલા નિઝામુલમુલ્કને હરાવ્યો અને તેની પાસે ૫૦ લાખ રૂપીઆ લીધા. તે ઇ. સ. ૧૭૪૦માં મરણ પામ્યો.

**બાલાજી બાજીરાવ : સિંધિઆ, હોલકર, ભોંસલે, ગાયકવાડ–**



બાજીરાવ બીજો

તેની પછી બાલાજી બાજીરાવ પેશ્વા થયો. ઇ. સ. ૧૭૪૮માં શાહુ મરણ પામ્યો એટલે પેશ્વાએ તેના પુત્રને કેદમાં નાખ્યો અને રાજધાની સતારામાંથી પુનામાં લઈ જઈ ત્યાં રાજા તરીકે રાજ્ય કરવા માંડયું. એના વખતમાં વરાડ પ્રાન્ત, ગુજરાત, અને માળવામાંથી મહેસૂલ એકઠી કરવા ચાર સુબાઓ નીમવામાં આવ્યા. આગળ જતાં એ સુબાઓ સ્વતન્ત્ર થયા. બે સુબાઓએ માળવા વહેંચી લીધુઃ તેઓ સિંધિઆ અને હોલકર કહેવાયા. સિંધિઆએ ગ્વાલિઅરમાં અને હોલકરે ઇંદોરમાં રાજધાની કીધી. વરાડ પ્રાન્તનો સુબો ભોંસલે અને ગુજરાતનો સુબો ગાયકવાડ કહેવાયો. પહેલો ગાયકવાડ દામાજી ગાયકવાડ હતો. આ બધાં રાજ્યો વચ્ચે ઇર્ષ્યાના બળને લીધે આગળ જતાં કુસંપ થયો. બધાં એકત્ર રહ્યાં હોત તો મરાઠા રાજ્યની સત્તા ઘણી પ્રબળ થાત.

બાલાજી બાજીરાવને હૈદરાબાદના નિઝામ સલાબતજંગની અને અહમદશાહ અબદાલીની સાથે લડાઈ લડવી પડી હતી. નિઝામની સાથે બે લડાઈ થઈ હતી, તેમાંની પહેલીમાં નિઝામે બુસિના હાથ નીચેના ફ્રેન્ચ લશ્કરની મદદથી પેશ્વાને હરાવ્યો; પરંતુ તેને પેશ્વાને ઘણો મુલક આપવો પડયો. આઠ વર્ષ રહીને સલાબતજંગે મરાઠાઓ પાસેથી અહમદનગર જીતી લેવાનો પ્રયાસ કર્યો; પણ તેની સવારી નિષ્ફળ ગઈ અને તે ઉદ્ગીર આગળ હાર્યો અને પોતાના રાજ્યનો વાયવ્ય ભાગ તેને શત્રુને આપી દેવો પડયો.

કર્ણાટકમાં શિવાજીના ભાઈ વેંકાજીએ તાંજોરના નાયકોના વંશજને કાઢી મૂકયો અને પોતે ગાદી પચાવી (ઇ. સ. ૧૬૭૪–૭૫). ઇ. સ. ૧૭૪૧માં મરાઠાઓએ ત્રિચિનાપોલી જીતી લીધું અને તે મોરારિરાવ ઘોરપુરેના કબજામાં મૂકયું. ઇ. સ. ૧૭૫૨માં રાઘોજી ભોસલેએ અલિવર્દિખાન પાસેથી ઓરિસા જીતી લીધું અને બંગાળાની ચોથ તરીકે તેને ૧૨ લાખ રૂપીઆ આપવાની જરૂર પાડી.

**નાદિરશાહ**—મુગલ રાજ્યની સત્તા નામનીજ રહી હતી. તેવે



નાદિરશાહ

સમયે ઇ. સ. ૧૭૩૯માં નાદિરશાહ નામના ઇરાનીએ હિંદુસ્તાન પર ચડાઈ કરી. મુહમ્મદશાહનું લશ્કર તેની સામે થયું; પરંતુ પાણિપતના મેદાનની પાસે કર્નાલ આગળ તેનો પરાજય થયો. મુહમ્મદશાહ તાબે થયો અને નાદિરશાહ દિલ્હીમાં પેઠો. પ્રથમ તો તેણે પોતાનું લશ્કર કબજામાં રાખ્યું; પરંતુ લોકો સામા થયા એટલે તેણે લશ્કરને લૂટ ને કતલ કરવાની રજા આપી. આ રીતે ૩૦ હજારથી પણ વધારે માણસની કતલ કરવામાં આવી. તેણે બાદશાહનો કીમતી ખજાનો તથા જવાહીર લૂટી લીધાં, તેમજ અમૂલ્યવાન્ મયૂરાસન અને બાદશાહના તાજમાંનો કોહીનૂર નામનો હીરો લઈ લીધાં. ઉમરાવોને અને રૈયતને પણ લૂટવામાં તેણે બાકી રાખી નહિ. આ રીતે પુષ્કળ લૂટ લઈ મુહમ્મદશાહને ગાદીએ બેસાડી તે પાછો ફર્યો. તે છ ફુટ ઊંચો હતો, તેનો ચહેરો શ્યામ અને વિકરાળ હતો, અને તેની આંખો તેમાંથી જાણે વહ્નિ પ્રકટતો હોય એવી હતી. ઇ. સ. ૧૭૪૭માં તે ગાંડા જેવો થયો અને તેનું ખૂન કરવામાં આવ્યું, તેના પૂર્વ તરફના પ્રાન્તો અબદાલી કે દુરાની નામની અફગાન ટોળીના સરદાર અહમદનાં હાથમાં આવ્યા. તેણે અહમદશાહ નામ ધારણ કર્યું.

**અહમદશાહ અબદાલી**—અહમદશાહ અબદાલીએ છ સવારીઓ કરી. ૧લી સવારીમાં તેને હારીને પાછા ફરવું પડયું (ઇ. સ. ૧૭૪૮). ૨જી સવારી તેણે ઇ. સ. ૧૭૫૧માં કરી. આ વખતે અહમદશાહ નામનો મુગલ બાદશાહ હતો; તેની પાસેથી તેણે પંજાબ જીતી લીધું. ઇ. સ. ૧૭૫૬માં ત્રીજી સવારીમાં તેણે દિલ્હી લૂટયું. ચોથી સવારી ઇ. સ. ૧૭૫૯માં થઈ, તેમાં જે કંઈ રહેવા દીધું હતું તે બધું તેણે લૂટી લીધું. તેણે જીતેલા પંજાબ પર ૩જા પેશ્વા બાલાજી બાજીરાવના ભાઈ રાઘોબાએ હુમલો કર્યો. આથી અબદાલી ગુસ્સે થયો અને મરાઠાઓને જીતવા માટે તે પાંચમી વાર હિંદુસ્તાન આવ્યો.

**મરાઠા બળ**—મરાઠાઓનું બળ ઘણું વધ્યું હતું. ૨જા પેશ્વા બાજીરાવે જોયું હતું કે મુગલ રાજ્ય નબળું થઈ ગયું છે અને હવે તેને

તોડી પાડી દિલ્હીની ગાદી મેળવવાનો સમય આવ્યો છે. તે કહેતો કે મુગલ રાજ્ય એક જૂના ઝાડની સળી ગયલી ડાળી જેવું છે. એ ઝાડનું મૂળજ કાપવું કે ડાળીઓ એની મેળે કપાઈ જશે. તેના મરણ પછી તેના પુત્ર બાલાજી બાજીરાવ નામના ત્રજા પેશ્વાએ પિતાના મનમાં રમી રહેલી ઇચ્છા તૃપ્ત કરવાનો નિશ્ચય કર્યો. તેની પાસે મોટું લશ્કર હતું અને તે ઇબ્રાહીમ ગાર્દી નામના પઠાણે બહુ સારી રીતે કેળવ્યું હતું. એ પઠાણે લશ્કર કેળવવાની તાલીમ ફ્રેન્ચ લોકો પાસેથી લીધી હતી. મરાઠાઓનું મોટું લશ્કર પેશ્વાના પિતરાઈ ભાઈ સદાશિવરાવ ભાઉની સરદારી નીચે હતું. હોલકર, સિંધિઆ, અને ગાયકવાડ, સર્વે તેની મદદે હતા. વિશ્વાસરાવ નામનો ૧૬ વર્ષનો પેશ્વાનો પુત્ર પણ તેની સાથે હતો. રજપૂત સરદારોએ પણ મરાઠાઓને મદદ કરી હતી. સુરજમલ્લ નામનો ભરતપુરનો રાજા બહાદુર જાટ લોકો સાથે તેમની કુમકે હતો. આ મોટું લશ્કર દિલ્હીમાં પેઠું, ત્યાં કિલ્લાનું રક્ષણ કરનાર કોઈ નહોતું, તેથી મરાઠાઓને તે જીતી લેવામાં હરકત નડી નહિ. તેમણે જોયું કે નાદિરશાહ અને અબ્દાલીએ બધું લૂટી લીધું હતું. માત્ર દરબારગૃહનું રૂપાનું છાપરૂં રહ્યું હતું, તે તેમણે તોડી પાડી માંહેનું રૂપું ગાળી નાખ્યું, તે ૧૭ લાખ રૂપીઆનું થયું.

**પાણિપતનું ત્રીજું યુદ્ધ**—અહમદશાહ અબ્દાલીએ રોહિલા સરદારો મુસલમાન હતા તેમની મદદ મેળવી. અયોધ્યાનો નવાબ શુજા દાઉલા હતો, તેની મદદને માટે મરાઠાઓ અને અબ્દાલી બંને પ્રયત્ન કરતા હતા. બંને લશ્કર વચ્ચે પાણિપતના મેદાનમાં લડાઈ થઈ (ઇ. સ. ૧૭૬૧). આ સ્થળે આ ત્રીજી લડાઈ હતી. પહેલી લડાઈ બાબર અને ઇબ્રાહીમ લોદી વચ્ચે થઈ હતી (ઇ. સ. ૧૫૨૬); બીજી બહેરામખાન અને હેમુ વચ્ચે થઈ હતી (ઇ. સ. ૧૫૫૬); આ લડાઈ ત્રીજી હતી.

**યુદ્ધનું વર્ણન**—સદાશિવરાવ બહાદુર અને હોશિયાર, તરુણ પુરુષ હતો. પરતુ તે મગરૂર હતો. સિંધિઆ અને હોલકર વૃદ્ધ અને યુદ્ધ કળાથી વધારે વાકેફ હતા, તેમને તિરસ્કારી તેમની સલાહની તે અવગણના કરતો

હતો. મરાઠાઓ પરદેશમાં હતા. તેમનો અનાજનો ખજાનો ખૂટયો હતો અને અફગાનોએ તેમને ઘેરી લીધા હતા, તેથી અન્ય સ્થળેથી અનાજ આવી શકતું નહોતું. આથી વિલંબ કર્યા વિના મરાઠાઓને અફગાનો પર હુમલો કરવો પડયો. આરંભમાં તેઓ જીતતા હોય એમ લાગ્યું; પરંતુ તેઓ થાકી ગયા અને ક્ષુધા અને તૃષાથી પિડાયા. તેવામાં અફગાનોએ ફાલતુ રાખેલી બે નવી ટુકડીઓ તેમના પર તૂટી પડી. આથી તેઓ તદ્દન હાર્યા. વિશ્વાસરાવ પોતાના હાથી પર મરણ પામ્યો. ભાઉ પાછો ફરી નાસી ગયો, તેની પાછળ તેનું લશ્કર પણ પાછું ફર્યું અને નાઠું. ભાઉનું શબ રણક્ષેત્રમાં માલમ પડયું. સિંધિઆ પકડાયો અને તેની કતલ કરવામાં આવી. હોલકર અને ગાયકવાડ નાસી ગયા. કહે છે કે બે લાખ મરાઠાઓ રણક્ષેત્રમાં મરણ પામ્યા.

**પરિણામ**—પાણિપતના આ યુદ્ધથી મરાઠાઓની સત્તા નાબૂદ થઈ. તેઓ વિજયી થયા હોત તો હિંદુસ્તાનના ધણી થયા હોત. સદાશિવરાવે સિંધિઆ ને હોલકરની સલાહ માની હોત તો પરિણામ જુદુંજ આવત. ઇર્ષ્યા અને ગર્વથી ઉદ્‌ભવતા કુસંપને લીધે દેશને કેવું નુકસાન થાય છે તેનો ખુલ્લો બોધ આ યુદ્ધથી મળે છે.

અહમદશાહ અબદાલીએ આ વિજયનો કંઈ લાભ લીધો નહિ. માત્ર લૂટ કરી તે સ્વદેશ ગયો. ઇ. સ. ૧૭૬૭માં તે છેલ્લી વાર હિંદુસ્તાન આવ્યો અને શીખ લોકોને હરાવી પાછો ફર્યો.

**મુગલ રાજ્યનો અન્ત અને દેશની સ્થિતિ**—અકબરથી ઔરંગઝેબ સુધી બધા બાદશાહ બહાદુર, શરીરે દૃઢ, અને રાજનીતિમાં કુશળ હતા. ઔરંગઝેબના વંશજોમાં જાણે પૂર્વજોનું લોહીજ ન હોય એવા તેઓ નિર્માલ્ય હતા. તે બધા ઝનાનાનાં બૈરાં અને નપુંસક પુરુષોમાં ઉછર્યા હતા. તેમના સમયના અમીરો પણ તેમના જેવાજ નામર્દ હતા. આથી ઔરંગઝેબના સમયમાં મુગલ રાજ્યની અવનતિનું જે બીજ રોપાયું હતું તે ફળદ્રુપ થયું અને દેશની પાયમાલી થઈ. એકલપેટા ઉમરાવો, લોભી અમલદારો, અને લૂટફાટ કરતાં લશ્કરોના ભયથી દેશમાં સર્વત્ર અશાન્તિ

ફેલાઈ. પ્રજાનાં જાનમાલ જોખમમાં આવ્યાં. મુસાફરી ભયભરેલી થઈ ગઈ. આવી સ્થિતિમાં સાહિત્ય કે કળાને ઉત્તેજન ક્યાંથી મળે?

**નામની બાદશાહી**—મુગલ રાજ્યની આ રીતે પડતી થવાથી બાદશાહી માત્ર નામનીજ રહી. ખરી સત્તા, મરાઠાઓ, સીખ, અને અયોધ્યા, બંગાળા, અને દક્ષિણનાં મુસલમાની રાજ્યોના હાથમાં રહી. પાછળથી બ્રિટિશ સત્તા પ્રબળ થઈ કેવી રીતે સર્વોપરિ થઈ તે હવે પછીનાં પ્રકરણોમાં સમજાશે.

---

## પ્રકરણ ૨૬મું

## રૉબર્ટ ક્લાઇવ, ભાગ ૧લો

**યુરોપીય પ્રજાઓ**—પોર્ટુગીઝ, ડચ, અંગ્રેજ, અને ફ્રેન્ચ હિંદુસ્તાનમાં અઢળક પૈસા છે એવી હકીકત સાંભળી વેપારને અર્થે ક્યારે અને કેવી રીતે દાખલ થયા તથા ક્યાં ક્યાં તેમણે કોઠીઓ બાંધી એ વાત ૨૪મા પ્રકરણમાં વર્ણવી છે. આરંભમાં એ પ્રજાઓનો ઉદ્દેશ માત્ર વેપાર કરવાનોજ હતો. પરંતુ દેશમાં અશાન્તિ અને કુસંપ જોઈ તેમણે માંહોમાંહે લડતાં રાજ્યોમાંથી એકનો પક્ષ લઈ રાજકીય બાબતમાં ભાગ લીધો અને એ પ્રમાણે ધીમે ધીમે બ્રિટિશ પ્રજાએ આખા હિંદુસ્તાનમાં પોતાનું રાજ્ય ફેલાવ્યું. કુસંપથી કુટુંબનો ક્ષય થાય છે, કુસંપથી કોમની ખરાબી થાય છે, અને કુસંપથી સમગ્ર પ્રજાની પણ પાયમાલી થાય છે, એવો બોધ હિંદુસ્તાનના ઇતિહાસમાંથી સ્થળે સ્થળે મળે છે.

**અંગ્રેજ અને ફ્રેન્ચ વચ્ચે સ્પર્ધા**—મદ્રાસના કિનારા પર અંગ્રેજ અને ફ્રેન્ચ સંસ્થાનો વચ્ચે ચરસાચરસી ચાલતી હતી. આરંભમાં એ સ્પર્ધા માત્ર દરિયાઈ વેપારને માટે હતી; પરંતુ કાલક્રમે રાજકીય સત્તા માટે પણ એ સ્પર્ધા થવા માંડી. મદ્રાસ અને બંગાળામાં જુદાં જુદાં દેશી રાજ્યોને લડવામાં મદદ કરી અંગ્રેજ અને ફ્રેન્ચ લોકો માંહોમાંહે લડ્યા. છેવટે, અંગ્રેજ લોકો વિજયી થયા અને મદ્રાસ અને બંગાળામાં તેમની સત્તાનો પાયો રચાયો.

**પહેલું કર્ણાટક યુદ્ધ**—ઇ. સ. ૧૭૪૨માં ડ્યૂપ્લિ નામના ફ્રેન્ચને પોંડિચરી અને અન્ય સંસ્થાનોના ઉપરિ તરીકે ફ્રેન્ચ સરકારે નીમ્યો. એ ઘણો બુદ્ધિશાળી હતો અને એની ઉમેદ હિંદુસ્તાનમાં ફ્રેન્ચ રાજ્ય સ્થાપવાની હતી. આથી એનો પહેલો વિચાર અંગ્રેજોની સત્તા મદ્રાસમાં જામી હતી ત્યાંથી તેમને હાંકી કાઢવાનો હતો. ઇ. સ. ૧૭૪૦માં અંગ્રેજ અને ફ્રેન્ચ વચ્ચે યુરોપમાં લડાઈ જાગી, એટલે ડ્યૂપ્લિને અંગ્રેજ સંસ્થાનો પર ચડાઈ કરવાની તક મળી. ઇ. સ. ૧૭૪૬માં લાબોર્ડનાઇના હાથ નીચે એક ફ્રેન્ચ આરમારે મદ્રાસ પર દરિયાઈ માર્ગે હુમલો કર્યો ને ડ્યૂપ્લિએ જમીનમાર્ગે શહેર પર ચડાઈ કરી. અંગ્રેજ લોકોને મદ્રાસ ફ્રેન્ચ લોકોને શરણે કરવું પડ્યું. કર્ણાટકના નવાબ અન્વરૂદ્દીન ફ્રેન્ચ લોકોની સત્તાને વધતી જોઈ ચિન્તાતુર થતો હતો તેને તેમનું આ કૃત્ય ગમ્યું નહિ. તેણે ડ્યૂપ્લિને હુકમ કર્યો કે મદ્રાસ મને સ્વાધીન કરો. ડ્યૂપ્લિ એ વિષે વિચાર કરતો હતો એટલામાં નવાબે તેના પર હુમલો કર્યો. આ પ્રથમ કર્ણાટક યુદ્ધ હતું. નવાબનું લશ્કર ઘણું વધારે હતું; તોપણ સેંટ થોમેની લડાઈમાં ઇ. સ. ૧૭૪૬માં ફ્રેન્ચ લશ્કરે નવાબના લશ્કરને હરાવી નસાડી મૂક્યું. આ લડાઇથી યુરોપી પ્રજાના સમજવામાં આવ્યું કે હિંદી લશ્કરોને હરાવવાં સહેલાં છે. અત્યારસુધી તેઓ પોતાનું મુખ્ય કામ વેપાર કરવાનું સમજતા ને પોતાના બચાવની ખાતરજ લડાઈ કરતા. હવે તેમના મનમાં રાજ્યલોભનાં બીજ ઉદ્ભવ પામ્યાં. દેશી લશ્કર ગમે તેવું મોટું હોય તોપણ તેઓ તેની અવગણના કરવા લાગ્યા અને હવે પછી પાસેનાં રાજ્યોના કારભારમાં તેઓ માથું મારવા લાગ્યા.

**નિઝામની ગાદી માટે બે ઉમેદવાર**—દક્ષિણનો સુબાદાર આસિફ્ જાહ દિલ્હીના બાદશાહથી સ્વતન્ત્ર હતો (ઇ. સ. ૧૭૨૪). તે ઇ સ. ૧૭૪૮માં મરણ પામ્યો એટલે તેની ગાદીને માટે બે ઉમેદવારો વચ્ચે લડાઈ થઈ મુઝફ્ફરજંગ નવાબનો ભત્રીજો થતો હતો. તેણે કાકાના વસીઅતનામાની રૂઇએ નિઝામની ગાદી મેળવવાનો દાવો કર્યો. પણ નાઝીરજંગ નિઝામનો છોકરો હતો તેને લશ્કરની મદદ હતી, તેથી તેણે

નિઝામની ગાદીનો કબજો લીધો અને મુઝફ્ફરજંગને જિંદગી બચાવવા નાસી જવું પડયું. તે મરાઠાઓની સહાયતા મેળવવા સતારા ગયો.

**કર્ણાટક માટે બે ઉમેદવાર**—કર્ણાટકના નવાબ અન્વરૂદ્દીનખાનના મરણ પછી ત્યાં પણ ગાદીને માટે બે ઉમેદવાર હતા. એક નવાબનો પુત્ર મુહમ્મદઅલી અને બીજો આગલા નવાબનો જમાઈ ચંદાસાહેબ.

ચંદાસાહેબ ત્રિચિનોપોલીનો ગવર્નર હતો ત્યારે મરાઠાઓના કબજામાં આવ્યો હતો અને તેમણે તેને સાત વર્ષ સતારામાં કેદી તરીકે રાખ્યો હતો. ફ્રેન્ચ લોકો તરફથી તેને એ દર્મિયાન મદદ મળી હતી અને તેનાં બૈરાંછોકરાં પોંડિચરીમાં રહેતાં હતાં તેને ડયૂપ્લિએ મદદ આપી હતી.

**અંગ્રેજ અને ફ્રેન્ચ પક્ષકારો**—બંને સ્થળની લડાઈમાં એક પક્ષને ફ્રેન્ચ લોકોએ અને અન્યને અંગ્રેજ લોકોએ મદદ કરી. ફ્રેન્ચોએ મુઝફ્ફરજંગ અને ચંદાસાહેબનો પક્ષ લીધો અને અંગ્રેજોએ બીજો પક્ષ લીધો.

**ત્રિચિનોપોલીનો ઘેરો ને કલાઇવની યોજના**—ફ્રેન્ચ લોકો આરંભમાં પ્રબળ થયા. ડયૂપ્લિએ નીચે પ્રમાણે તદબીર રચી. તેનો વિચાર મરાઠાઓને પૈસા આપી તેમની પાસેથી ચંદાસાહેબને છોડવવાનો હતો અને પછી ચંદાસાહેબ, મુઝફ્ફરખાન, અને ફ્રેન્ચ લોકોએ એકઠા થઈ અન્વરૂદ્દીન પર તૂટી પડવું એવી તેની તદબીર હતી. તેને હરાવાય તો ચંદાસાહેબને કર્ણાટકનો નવાબ બનાવવો અને તેણે ને ફ્રેન્ચોએ મળીને મુઝફ્ફરખાનને નિઝામની ગાદી પર બેસાડવો, એવી ડયૂપ્લિની યોજના હતી. આ કામ પાર પાડ્યા પછી મુઝફ્ફરખાન, ચંદાસાહેબ, અને ડયૂપ્લિએ ત્રણેએ મળીને અંગ્રેજોને કર્ણાટકમાંથી હાંકી કાઢવા, એવા વિચાર ડયૂપ્લિના મનમાં રમતા હતા.

આ યોજના પ્રમાણે ડયૂપ્લિએ ચંદાસાહેબને મરાઠાઓના કબજામાંથી છોડવ્યો. તે છૂટયો કે તરત તેણે મોટું લશ્કર એકઠું કર્યું; અને ફ્રેન્ચ, ચંદાસાહેબ, અને મુઝફ્ફરખાનનાં લશ્કરોએ અન્વરૂદ્દીન પર ચડાઈ કરી. અંબુર આગળ ઇ. સ. ૧૭૫૦માં લડાઈ થઈ, તેમાં અન્વરૂદ્દીન અને તેનો છોકરો મરણ પામ્યા અને નવાબના લશ્કરનો ઘણો સામાન ફ્રેન્ચોના કબજામાં આવ્યો. આ લડાઈમાં ફ્રેન્ચ લશ્કરનો સરદાર જનરલ બુસિ હતો અને તેની લશ્કરી કાબેલિયતને લીધે અંબુરની લડાઈમાં વિજય થયો. ચંદાસાહેબને કર્ણાટકનો નવાબ બનાવવામાં આવ્યો અને મુઝફ્ફરજંગ હૈદરાબાદનો સુબો થયો અને તેણે કૃષ્ણા નદીથી કન્યા-કુમારીના ભૂશિર સુધીના ભાગનો ફ્રેન્ચ સરદાર ડયૂપ્લિને સુબો બનાવ્યો. ડયૂપ્લિ ઘણો બહાદુર હતો અને અંગ્રેજ સત્તા દબાવી દઈ હિંદુસ્તાનમાં ફ્રેન્ચ રાજ્ય સ્થાપવાના વિચાર એના મગજમાં ઘૂમતા હતા અને તેમાં હું સફળ થઈશ એમ તેને લાગતું હતું. પરંતુ આ વિજયનો લાભ લેવાને બદલે ચંદાસાહેબે પોતાનો કીમતી વખત લૂટફાટ કરવામાં ગાળ્યો.



ડયૂપ્લિ

ફ્રેન્ચ સત્તાથી બીને નાઝીરજંગે અંગ્રેજોની ને મરાઠાથી મદદ માગી. મોટું લશ્કર એકઠું થયું અને તેણે ફ્રેન્ચ લશ્કર પર છાપો માર્યો અને પોંડિચરી આગળ તેને નસાડી મૂક્યું. ચંદાસાહેબ દક્ષિણ તરફ નાસી

ગયો, પણ મુઝફ્ફરજંગ નાઝીરજંગના કબજામાં આવ્યો. નિઝામે ચંદાસાહેબને કર્ણાટકની ગાદી પરથી ઉઠાડી મૂકી અન્વરૂદ્દીનના નાના છોકરા મુહમ્મદઅલીને કર્ણાટકનો નવાબ બનાવ્યો. પણ મુહમ્મદઅલી નબળો ને હઠીલો હતો. તેણે અંગ્રેજો સાથે કજીઓ કર્યો. આ તકનો લાભ લઈ ડ્યૂપ્લિએ તેની સામા બુસિની સરદારી નીચે લશ્કર મોકલ્યું. બુસિએ તેને પ્યુનાર આગળ હરાવ્યો અને ગિંજીનો મજબૂત કિલ્લો થોડા વખતમાં વશ કર્યો. મુહમ્મદઅલી નાસીને ત્રિચિનોપોલીના કિલ્લામાં ભરાઈ બેઠો, પણ ત્યાં મુઝફ્ફરજંગના મળતીઆઓએ તેનું ખૂન કર્યું. પછી મુઝફ્ફરજંગને કેદખાનામાંથી છૂટો કરી નિઝામની ગાદી પર બેસાડવામાં આવ્યો. થોડા વખત પછી ચંદાસાહેબ જે પોંડિચરીમાં હતો તેને કર્ણાટકનો નવાબ બનાવવામાં આવ્યો અને આ રીતે ડ્યૂપ્લિની યોજના સફળ થતી જણાઈ. તે એટલો બધો ફુલાઈ ગયો કે તેણે નાઝીરજંગનું જ્યાં ખૂન થયું હતું ત્યાં એક વિજયસ્તંભ રોપાવ્યો અને તેની આસપાસ ડ્યૂપ્લિ-ફત્તેહાબાદ નામનું શહેર વસાવવાનો હુકમ કીધો.

મુઝફ્ફરજંગ લાંબો વખત સત્તા ભોગવી શક્યો નહિ. જે તરકટખોરોએ તેને ગાદી પર બેસાડ્યો હતો તેમણે છ મહીનામાં તેનું ખૂન કર્યું. ત્યારપછી નિઝામુલમુલ્કના નાના છોકરા સલાબતજંગને ગાદી પર બેસાડવામાં આવ્યો.

આ પ્રમાણે દક્ષિણમાં ફ્રેન્ચ લોકોની સત્તા વિજયી થઈ અને અંગ્રેજોને પોતાનો બચાવ કરવા મદ્રાસમાં ને ત્રિચિનોપોલીમાં ભરાઈ રહેવું પડયું.

મુહમ્મદઅલી ત્રિચિનોપોલીમાં ભરાઈ બેઠો હતો. ચંદાસાહેબને લાગ્યું કે નવાબ અહિં રહેશે તો મારી સત્તા ભયમાં આવશે તેથી તેણે ઈ. સ. ૧૭૫૧માં ત્રિચિનોપોલીને ઘેરો ઘાલ્યો. મુહમ્મદઅલીએ અંગ્રેજ



કલાઇવ

લોકોની મદદ માગી. મદદે મોકલવા જેટલાં સાધનો મદ્રાસ સંસ્થાનોમાં અંગ્રેજ લોકો પાસે નહોતાં. એવામાં એમને સુભાગ્યે રૉબર્ટ કલાઇવ નામના એક વીર પુરુષને એક યુક્તિ સૂઝી. એ તરુણ પુરુષ બાળપણમાં એટલો બધો તોફાની હતો કે પિતાએ એને પોતાથી દૂર કરવા માટે ઇસ્ટ ઇંડિઆ કંપનિમાં કારકુનની નોકરી અપાવી હિંદુસ્તાન મોકલ્યો હતો. આહિં આવ્યા પછી કારકુનની નોકરીમાંથી પોતાના મિત્ર મેજર લૉરેન્સના હાથ નીચે તે લશ્કરમાં જોડાયો. જન્મથીજ તેનામાં યોદ્ધાને છાજે એવા ગુણ હતા. તેની નજર લાંબી, હિંમત અડગ, ધૈર્ય અચળ, અને હાથ નીચેનાં માણસોને કેળવવાની અને તેમનાં હૃદય આકર્ષવાની શક્તિ અનુપમ હતી. ભય શું છે તે તો તે જાણતોજ નહોતો. એટલા બધા સદ્‌ગુણ તેનામાં હતા; પરંતુ તે અનીતિનું કામ કરતાં અચકાતો નહિ. તેની યુક્તિ એવી હતી કે કર્ણાટકની રાજધાની આર્કટ પર હુમલો કરવો એટલે ચંદાસાહેબને ત્રિચિનોપોલીનો ઘેરો ઉઠાવવાની જરૂર પડશે. આ યુક્તિ તેણે પોતાના ઉપરિ અમલદારોનાં મગજમાં ઉતારી અને માત્ર થોડું લશ્કર લઈ એ કામ કરવાનું જોખમ પોતેજ માથે લીધું. તે બહાદુર પુરુષે આર્કટ જીતી લીધું અને ત્રિચિનોપોલી છોડી ચંદાસાહેબનું લશ્કર

આવ્યું તેની સામા તે ટકી રહ્યો. તેના દેશી લશ્કરે તેના પ્રતિ અત્યન્ત વફાદારી અને ભક્તિ દર્શાવી. દેશી સિપાઇઓએ અંગ્રેજ યોદ્ધાઓને કહ્યું કે તમે ચોખા ખાઓ; અમારે માટે ઓસામણ બસ થશે. અંગ્રેજો વિજયી થયા. ફ્રેન્ચોએ ત્રિચિનોપોલી પર હક્ક છોડી દીધો અને મુહમ્મદઅલી કર્ણાટકનો નવાબ થયો. આ પ્રમાણે ડ્યૂપ્લિની યોજના પડી ભાંગી.

**વૉંડિવાશની લડાઈ**—ઇ. સ. ૧૭૫૬માં યુરોપમાં ઈંગ્લંડ અને ફ્રાન્સ વચ્ચે લડાઈ જાગી, એટલે હિંદુસ્તાનમાં પણ એ બે પ્રજાઓ વચ્ચે પાછી લડાઈ શરૂ થઈ. ફ્રેન્ચ સરકારે હિંદમાં પોતાનાં સંસ્થાનના ઉપરિ તરીકે કાઉન્ટ ડિ લૅલિને નીમ્યો. તેણે સેંટ ડેવિડનો કિલ્લો જીતી લીધો. પરંતુ ઇ. સ. ૧૭૬૦માં સર આયર કૂટે ફ્રેન્ચ સરકારને વૉન્ડિવૉશના યુદ્ધમાં હરાવ્યું. અંગ્રેજ અરમાર ફ્રેન્ચ અરમાર કરતાં વધારે પ્રબળ હતી. તેનાં બળથી લૅલિને પોન્ડિચરીમાં ભરાઈ બેસવું પડયું. નવ માસના ઘેરા પછી આખરે પોન્ડિચરી અંગ્રેજ લોકોને શરણે થયું (ઇ. સ. ૧૭૬૧) અને લૅલિ કેદ પકડાયો. ઇ. સ. ૧૭૬૩માં યુરોપમાં અંગ્રેજ અને ફ્રેન્ચ વચ્ચે સલાહ થઈ, તેથી પોન્ડિચરી ફ્રેન્ચ લોકોને પાછું આપવામાં આવ્યું.

**પૂર્વ કિનારે અંગ્રેજ લોકોની સત્તા**—લૅલિ હિંદુસ્તાનમાં આવ્યો ત્યારે નિઝામના દરબારમાં ફ્રેન્ચ લોકોની સત્તા ચાલતી હતી. પરંતુ પાછળથી ત્યાં અગ્રેજ લોકોની સત્તા જામી. ઇ. સ. ૧૭૬૫માં મુગલ બાદશાહે ઉત્તર સરકારનો પ્રાન્ત, જેમાં ગન્તુર, રાજમંદ્રી, વગેરે પ્રાન્તોનો સમાવેશ થતો હતો અને જેની રાજધાની મછલીપટ્ટણ હતી, તે પ્રાન્ત અંગ્રેજ લોકોને આપ્યો અને કર્ણાટક પર મુહમ્મદઅલી તેમનો બેસાડેલો હતો, તેથી પૂર્વ કિનારે ઓરિસાથી કન્યાકુમારી સુધીના પ્રદેશ પર ઇસ્ટ ઇન્ડિઆ કંપનિની સત્તા થઈ.

**પહેલો મ્હૈસૂર વિગ્રહ**—ઇ. સ. ૧૫૬૫માં તાલિકોટના યુદ્ધ


હૈદર

પછી વિજયનગરનું રાજ્ય છિન્નભિન્ન થઈ ગયું. તેના વિભાગો થઈ ગયા, તેમાંનો એક વિભાગ મ્હૈસૂર પ્રાન્ત હતો. ત્યાં હિંદુ રાજાઓ રાજ્ય કરતા હતા. ઇ. સ. ૧૭૪૯માં હૈદરઅલી નામનો વીર પુરુષ એ રાજ્યની નોકરીમાં દાખલ થયો અને તેની સત્તા વધતાં વધતાં ધીમે ધીમે તે રાજ્યનો ધણી થઈ પડયો મરાઠા લોકોથી આ નવી સત્તાનો ઉદય ખમાયો નહિ. ઇ. સ. ૧૭૬૭માં મરાઠાઓએ મ્હૈસૂર પર હુમલો કર્યો. હૈદરઅલીએ તેમને પૈસા આપી પાછા કાઢયા. નિઝામ પ્રથમ હૈદરઅલીની સામો થયો હતો. નિઝામને મદદ કરવા કર્નલ સ્મિથને મોકલ્યો હતો; પરતુ નિઝામ તેની સામો થયો. આથી કર્નલ સ્મિથને તેની સાથે સલાહ કરવી પડી. હૈદરઅલી મદ્રાસ પર તૂટી પડયો, તેથી અગ્રેજોને તેની સાથે સલાહ કરવાની જરૂર પડી (ઇ. સ. ૧૭૬૯). આ રીતે પહેલા મ્હૈસૂર વિગ્રહનો અન્ત આવ્યો.

**સિરાજ-ઉદ-દૌલા**—ઇ. સ. ૧૭૪૦માં બગાળા, બિહાર, અને ઓરિસા દિલ્હીના બાદશાહની સત્તામાંથી છૂટી સ્વતન્ત્ર થયા હતાં. અલિવર્દીખાન પહેલો સ્વતન્ત્ર હાકેમ હતો. મરાઠાઓએ તેના પ્રાન્તો પર ચડાઈ કરી તેને બહુ હેરાન કર્યો, તેથી ઓરિસામાંનો કટક પ્રાન્ત મરાઠાઓને આપવાની તેને જરૂર પડી અને બગાળાને માટે વર્ષોવર્ષ ચોથ પણ આપવી પડી. ઇ. સ. ૧૭૫૬માં અલિવર્દીખાન મરણ પામ્યો. તેની પછી સિરાજ-ઉદ-દૌલા ગાદીએ બેઠો. તે સમયે તેની ઉમર વીસ વર્ષને આશરે હતી. તે ઘણો ઘાતકી, ઉડાઉ, ગર્વિષ્ઠ અને આપમતીઓ હતો. તેને ઘણા ખરાબ સોબતીઓ મળ્યા હતા. તે અગ્રેજોને ધિક્કારતો હતો અને તેમની સાથે લડવાનું બાનું શોધતો હતો. તેઓ ફોર્ટ વિલિઅમના કિલ્લાને મજબૂત કરતા હતા. કિશનદાસ નામનો એક ધનાઢય હિંદુ નવાબના ત્રાસથી નાસી

આવ્યો હતો, તેને તેમણે આશ્રય આપ્યો હતો. આથી સિરાજ–ઉદ-દૌલા ગુસ્સે થયો. તેણે કાસિમ બઝારમાંની અંગ્રેજોની કોઠી લૂટી અને ત્યાંના અમલદારોને કેદ પકડ્યા. પછી તે મોટા લશ્કર સાથે કલકત્તે ગયો. ત્યાંના ગવર્નર ડ્રેક પસે બહુ થોડાં માણુસ હતાં. તે અને તેની સાથે બીજાં કેટલાંક માણુસ નદીને માર્ગે નાસી ગયાં. બાકી રહેલી ટુકડીએ હોલવેલને પોતાનો સરદાર નીમ્યો. તે ટુકડીથી ટકાયું ત્યાંસુધી તે ટકી રહ્યો, પણ ચોથે દિવસે તેને શરણે થવું પડ્યું.

**અંધારી કોટડી**—૧૪૬ માણુસો કેદ પકડાયા, તેમને એક સાંકડી, માત્ર ૧૮ ચોરસફૂટ, અંધારી કોટડીમાં આખી રાત ગોંધી રાખ્યા. વહાણે બારણું ઉઘાડ્યું ત્યારે તેમાંથી માત્ર ૨૩જ માણુસ જીવતાં નીકળ્યાં. આ ક્રૂર કામમાં નવાબ સામીલ નહોતો. એને માટે હુગલીનો સુબો માણિકચંદ, જેને એ કેદીઓ સોંપ્યા હતા, તે જવાબદાર હતો; પરંતુ નવાબે તેને સજા કરી નહિ. તેણે કંપનિની તમામ મિલ્કત જપ્ત કરી.

---

## પ્રકરણ ૨૭મું

## રૉબર્ટ ક્લાઇવ, ભાગ ૨જો

**અમીચંદ: પ્લાસીનું** યુદ્ધ—અંધારી કોટડીની ખબર નૌકાપતિ વૉટ્સન અને રૉબર્ટ ક્લાઇવને મદ્રાસ પહોંચી ત્યારે તેઓ ઘણા ઉશ્કેરાયા. એ મહીના વિચાર કરી તેઓ બંને નૌકાસૈન્ય અને લશ્કર સાથે હુગલી ગયા. સિરાજ–ઉદ–દૌલાના જુલમથી પ્રજા ત્રાસી ગઈ હતી. તે પ્રસંગનો લાભ લઈ અલિવર્દીખાનના સગાએ તેની ગાદી મેળવવા ક્લાઇવ સાથે મસલત કરી. આમાં અમીચંદ નામનો એક ધનાઢ્ય અને સત્તાધારી સીખ શાહુકાર જોડાયો અને એની મારફતે એ મસલત ચાલી. ક્લાઇવે મીર જાફરને બંગાળાની ગાદીએ બેસાડવાનું કબૂલ કર્યું. આ તરકટ છૂપું રાખવા માટે અમીચંદને ૩૦ લાખ રૂપીઆ આપવાનો કબાલો કરવામાં આવ્યો. નવાબની સાથેના ખરા કબાલામાં એ વાત નહોતી અને યુક્તિબાજ ક્લાઇવે

ખોટી સહીવાળો કબાલો કરી અમીચંદને છેતર્યો. ક્લાઇવની કારકીર્દિમાં આ એક મોટું કલંક છે. વધારે નવાઈની વાત એ છે કે પોતાના દુષ્કૃત્યનો એ બચાવ કરતો અને કહેતો કે એવું કામ સેંકડો વાર કરવાને હું તૈયાર છું.

સિરાજ-ઉદ-દૌલા અને ક્લાઇવના લશ્કર વચ્ચે કાસિમબઝારની પાસે આવેલા પ્લાસીના મેદાનમાં યુદ્ધ થયું. નવાબમાં શુરાતન નહોતું. તેથી તેના મોટા લશ્કરને હઠાવતાં અંગ્રેજ લશ્કરને કંઈ અઘરું પડયું નહિ. નવાબ પરાજય પામ્યો અને થોડા વખત પછી કેદ પકડાયો અને તેને મીર જાફરના માણસે મારી નાખ્યો. વચન પ્રમાણે અંગ્રેજ લોકોએ મીર જાફરને બંગાળાનો નવાબ બનાવ્યો. પ્લાસીના વિજયથી બંગાળામાં અંગ્રેજ લોકોની સત્તા દૃઢ ઝામી અને હિંદુસ્તાનમાં બ્રિટિશ રાજ્યનો પાયો રચાયો.

**ચોવીસ પ્રગણાં**—મીર જાફરને બંગાળાની ગાદી મળી. તે પર તેણે ત્રણ વર્ષ રાજ્ય કર્યું. તેણે ક્લાઇવને, તેની સભાના મુખ્ય સભ્યોને, અને લશ્કરી અમલદારોને નજરાણાં આપ્યાં અને કલકત્તાની આસપાસનો પ્રદેશ કંપનિને જાગીર તરીકે આપ્યો. એ પ્રદેશ 'ચોવીસ પ્રગણાં' તરીકે પ્રસિદ્ધ થયો અને એમાં વધારો થઈ પાછળથી બંગાળા ઇલાકો બન્યો.

**મીર કાસિમ : પટનાની કતલ**—ઇ. સ. ૧૭૬૦માં ક્લાઇવ ઇંગ્લંડ ગયો. રાજાએ તેનું સન્માન કરી ઉમરાવ બનાવ્યો. તેની ગેરહાજરીમાં બંગાળામાં કંપનિનો કારભાર વૉન્સિટાર્ટે ચલાવ્યો. તે નિર્બળ અને અસમર્થ હતો અને તેની આસપાસનાં માણસો અપ્રામાણિક હતાં, તેથી બધે અવ્યવસ્થા થઈ રહી. મીઠાનો ઇજારો આપીને તથા એવી બીજી યુક્તિઓ કરીને તેમણે પોતાનાં ગજવાં ભર્યાં અને લોકો પર જુલમ ગુજાર્યા. મીર જાફરને ગાદી પરથી ઉઠાડી તેમણે તેના જમાઈ મીર કાસિમને ગાદી આપી. કંપનિને તેના બદલામાં બર્દવાન, ચિતેગોંગ, અને મિદનાપુર નામના ત્રણ જિલ્લા મળ્યા. પરંતુ કલકત્તાના સભાસદોની ઇચ્છા મીર કાસિમ પાસેથી બક્ષિશો મેળવવાની હતી. માત્ર દસ વર્ષ ઉપર તો અંગ્રેજ વેપારીઓ બંગાળાના નવાબને ખંડણી ભરતા હતા, તેથી હાલ તેમનું આવું વર્તન મીર કાસમને રુચ્યું નહિ. તેણે અંગ્રેજોથી સ્વતન્ત્ર થવા ઇચ્છી મોટું

લશ્કર ભેગું કર્યું અને યુરોપીઅનોને નોકરીમાં રાખી તે લશ્કરને કવાયત અપાવી. તેણે અગ્રેજો પર ઠેકાણે ઠેકાણે હુમલા કર્યા અને પટનામાં ૨૦૦ અમલદારોને તથા યોદ્ધાઓને પકડી તેમાંના ૧૪૬નાં ખૂન કર્યાં (ઇ. સ. ૧૭૬૩).

**બક્સરનું યુદ્ધ**—મીર કાસિમે દિલ્હીના બાદશાહ શાહ આલમ અને અયોધ્યાના નવાબ શુજા દૌલાની મદદ માગી. ઇ. સ. ૧૭૬૪માં બક્સર આગળ લડાઈ થઈ, તેમાં મેજર હેક્ટરે મીર કાસિમ અને શુજા દૌલાને હરાવ્યા. શાહ આલમે યુદ્ધમાં ભાગ લીધો નહોતો.

**દીવાની અને દ્વિરાજક પદ્ધતિ**—બંગાળામાં વ્યવસ્થા સ્થાપવા ઇ સ ૧૭૬૫માં ક્લાઇવને પાછો હિંદુસ્તાન મોકલવામાં આવ્યો. આવ્યા પછી તે અલ્લાહાબાદમાં બાદશાહને મળ્યો. તેણે તેની સાથે અલ્લાહાબાદનો કરાર કર્યો એ કરારથી શાહ આલમને અલ્લાહાબાદ અને કોરા પ્રાન્ત અને શુજા દૌલાને અયોધ્યા પ્રાન્ત આપવામાં આવ્યા અને તેના બદલામાં કંપનિને બગાળા, બિહાર, અને ઓરિસાની દીવાની મળી. દીવાની એટલે



શાહઆલમ પાદશાહ ક્લાઇવને દીવાનીની સનદ આપે છે.

મહેસૂલ ઉઘરાવવાનો હક્ક. કંપનિએ બાદશાહી તિજોરીમાં દર વર્ષે ૨૬ લાખ રૂપીઆ આપવાનું કબૂલ કર્યું. હજી બંગાળાનો નવાબ હતો, તેનું કામ બંગાળામાં વ્યવસ્થા રાખવાનું અને મહેસૂલ ઉઘરાવવાનું હતું. ક્લાઇવે દીવાની એકઠી કરવાનું કામ નવાબના અમલદારોની મારફતેજ કીધું; કારણ કે કંપનિ પાસે એ કામ કરવાને જોઈએ તેટલાં માણસ નહોતાં. આ પદ્ધતિથી કંપનિ તેમજ નવાબ બંનેના હાથમાં સત્તા રહી. ઇતિહાસમાં એ દ્વિરાજક પદ્ધતિના નામથી પ્રસિદ્ધ છે.

**ક્લાઇવના સુધારા**—કંપનિના ડિરેક્ટરોના હુકમથી બ્રિટિશ અમલદારોના ભથ્થામાં ઘટાડો કરવામાં આવ્યો હતો. આથી તેમનામાં અસંતોષ ફેલાયો અને તેઓ બંડ કરવા તૈયાર થયા. ક્લાઇવે દૃઢતા પકડી લશ્કરી અને મુલ્કી ખાતામાં સુધારો કર્યો. અમલદારોને કંપનિ થોડા પગાર આપતી હતી, તેથી કંપનિના માણસોને ખાનગી વેપાર કરવાની અને બક્ષિશ લેવાની છૂટ હતી. ક્લાઇવે તેમને બક્ષિશ લેતા અટકાવ્યાં અને તેમના પગાર વધારવાની યોજના કરી; પરંતુ કંપનિ તરફથી તેને પૂરી બહાલી મળી નહિ.

**ક્લાઇવનું મરણ**—ઇ. સ. ૧૭૬૭માં માંદગીને લીધે ક્લાઇવને ઇંગ્લંડ જવું પડયું. ત્યાં તેનું યોગ્ય સન્માન થયું. પરંતુ તેના શત્રુઓએ તેની નિન્દા કરવામાં બાકી રાખી નહિ. આખરે, આમની સભાએ એવો ઠરાવ કર્યો કે અમે તેનાં બધાં કામ પસંદ કરતા નથી. પરંતુ તેણે દેશની ઘણી સારી સેવા બજાવી છે. ઇ. સ. ૧૭૭૪માં દુનિયાથી કંટાળી ચપ્પુ વડે પોતાનું ગળું કાપી તેણે આપઘાત કર્યો.

---

## પ્રકરણ ૨૮મું

## વૉરન હેસ્ટિંગ્સ, પહેલો ગવર્નર—જનરલ

**વચલો સમય**—ઇ. સ. ૧૭૬૭માં લૉર્ડ ક્લાઇવ ઇંગ્લંડ ગયો અને ઇ. સ. ૧૭૭૨માં વૉરન હેસ્ટિંગ્સ બંગાળાનો ગવર્નર નિમાયો. એ વચલા સમયમાં કંપનિના અમલદારોને કોઈ અંકુશમાં રાખનાર નહોતું, તેથી

કંપનિના પ્રાન્તોમાં અવ્યવસ્થા ચાલી. અમલદારોને બક્ષિશ લેવાની મના હતી, છતાં તેમણે તે લેવી જારી રાખી. ઇ. સ. ૧૭૬૯માં બંગાળામાં એવો ભયાનક દુકાળ પડ્યો કે તેથી પ્રજાનો ત્રીજો ભાગ નાશ પામ્યો. ક્લાઇવે દાખલ કરેલી દ્વિરાજક પદ્ધતિને લીધે દેશમાં એકે એવું સમર્થ રાજ્યતન્ત્ર નહોતું કે તેથી દુકાળનું સંકટ નિવારણ કરવા ચાંપતા ઉપાયો લઈ શકાય. રાજ્યપદ્ધતિમાં સુધારો કરવા સમર્થ રાજ્યતન્ત્રની જરૂર હતી. કંપનિને માથે જવાબદારી વધી હતી; પણ તેને પરિપૂર્ણ કરવા માટે તેની પાસે જોઈતાં સાધન નહોતાં. તેના અમલદારો વેપારમાં કુશળ હતા. રાજ્યવહીવટ ચલાવવાની જોઈતી શક્તિ તેમનામાં નહોતી.



વૉરન હેસ્ટિંગ્સ

**હેસ્ટિંગ્સ બંગાળાનો ગવર્નર**—આ ઉપરથી બંગાળાના રાજ્ય-કારભારમાં સુધારો કરવા કંપનિના ડિરેક્ટરોએ વૉરન હેસ્ટિંગ્સને ગવર્નર તરીકે નીમ્યો. ૧૮ વર્ષની ઉમરે તે કંપનિમાં દાખલ થયો હતો અને તેણે ક્લાઇવના હાથ નીચે સારી સેવા બજાવી હતી. પછી તેને મદ્રાસની સભામાં કામ કરવા નીમ્યો હતો. ત્યાં તેણે એવી હોશિયારી બતાવી હતી કે તેથી કંપનિના ડિરેક્ટરોએ તેને બંગાળાના ગવર્નરનો ભારે ઓદ્દો આપ્યો. તેણે તરતજ રાજ્યપદ્ધતિમાં સુધારો કરવા માંડયો. બંગાળા અને બિહારમાં દીવાની એકઠી કરવા નવાબના હાથ નીચે બે નાએબ દીવાનો હતા, તેમને દૂર કરી હેસ્ટિંગ્સે મહેસૂલ એકઠી કરવાનું કામ બ્રિટિશ અમલદારોને સોંપ્યું. તેઓ કલેક્ટર (મહેસૂલ એકઠી કરનાર) કહેવાયા. આમ પ્રાન્તના જિલ્લાઓમાં વિભાગ કરી તે પર કલેક્ટરો નીમવામાં આવ્યા અને તેમના ઉપરિ તરીકે કમિશ્નરો નિમાયા. રાજ્યની મહેસૂલ એકઠી કરવાની હાલ ચાલતી રાજ્ય-પદ્ધતિનો આ પ્રમાણે પાયો રચાયો. કલકત્તામાં અને અન્ય સ્થળે દીવાની અને ફોજદારી કચેરીઓ સ્થાપવામાં આવી. લુટારાઓનો ત્રાસ ઓછો કરવા ચાંપતા ઉપાયો લેવામાં આવ્યા. હેસ્ટિંગ્સે સાહિત્ય અને કલાની ખિલવણી ઉપર પણ લક્ષ આપ્યું. તે જાતે ફારસી ભાષા જાણતો હતો, તેથી તેણે હિંદુસ્તાનની ભાષાઓના અભ્યાસને ઉત્તેજન આપ્યું.

**રેગ્યુલેટિંગ ઍક્ટ ( નિયામક ધારો )**—ઘણાં વર્ષ થયાં ઈસ્ટ ઇંડિઆ કંપનિ વધારે ને વધારે દેવામાં ડૂબતી હતી. ઇ. સ. ૧૭૭૩માં તેને બ્રિટિશ સરકાર પાસે પૈસાની મદદ માગવી પડી. આનો લાભ લઈ કંપનિના કારભારને વ્યવસ્થિત કરવા સારૂ ઈંગ્લંડની સરકારે ઇ. સ. ૧૭૭૩માં એક કાયદો પસાર કર્યો. આ કાયદો રેગ્યુલેટિંગ ઍક્ટના નામથી પ્રસિદ્ધ છે. આથી બંગાળાનો ગવર્નર કંપનિના બધા પ્રાન્તોનો ગવર્નર-જનરલ થયો અને તેની નીમણુક કંપનિના હાથમાં ન મૂકતાં ઈંગ્લંડના મુખ્ય પ્રધાનને સોંપવામાં આવી. કલકત્તામાં ન્યાય કરવાની એક વરિષ્ઠ કચેરી નીમવામાં આવી અને તેનો મુખ્ય ન્યાયાધીશ ઈંગ્લંડથી મોકલવામાં આવ્યો. ગવર્નર-જનરલને મદદ કરવા એક સભા નીમવામાં આવી. તેમાં ચાર સભ્યો હતા-

આ પ્રમાણે કંપનિના બધા પ્રાન્તો પર કારભાર કરવાની સત્તા ગવર્નર-જનરલને અને તેના ચાર સભ્યોના હાથમાં સોંપવામાં આવી.

**શાહ આલમ અને શુજા દૌલા**—કલાઇવના સમયમાં થયલા અલાહાબાદના કરાર પ્રમાણે બાદશાહે અલાહાબાદમાં બ્રિટિશ સત્તા નીચે રહેવાનું કબૂલ કર્યું હતું. પરંતુ ઇ. સ. ૧૭૭૦માં મહાદજી સિંધિઆનો આશ્રય લઈ તે અલાહાબાદ છોડી દિલ્હી ગયો. આ રીતે બાદશાહ મરાઠાઓને સ્વાધીન થયો, તેથી હેસ્ટિંગ્સે ૫૦ લાખ રૂપીઆ લઈ એ પ્રાન્ત અયોધ્યાના નવાબ શુજા દૌલાને આપ્યો.

**રોહિલા લોકો સાથે લડાઈ**—અયોધ્યાની સીમા પર આવેલા રોહિલખંડના રોહિલા લોકો શુજા દૌલાને સંતાપતા હતા અને મરાઠાઓ તેમને મદદ કરતા હતા. શુજા દૌલાએ હેસ્ટિંગ્સને લખ્યું કે રોહિલાઓએ મને ઠગ્યો છે. મરાઠાઓને હરાવવાને તેમણે મને ૪૦ લાખ રૂપીઆ આપવાનું વચન આપ્યું હતું તે આપ્યા નથી અને હવે તેઓ મરાઠાઓને મળી જઈ મારી સામા તરકટ રચે છે. એ લોકોને નરમ નહિ પાડવામાં આવે તો અયોધ્યાના રાજ્યને એઓ નુકસાન કરશે એવી હેસ્ટિંગ્સની ધારણા હતી, તેથી તેણે રોહિલખંડ પ્રાન્ત જીતી લેવા શુજા દૌલાને મદદ કરી. રોહિલા લોકો બહાદુરીથી લડ્યા અને શુજા દૌલાને અંગ્રેજ લશ્કરની મદદ ન મળી હોત તો તેને સહેલથી હરાવત. પરંતુ અંગ્રેજ ટુકડી સામે તેમનાથી ટકાયું નહિ અને થોડા વખતમાં તેમને તાબે થવું પડયું. રોહિલખંડને અયોધ્યા સાથે જોડી દેવામાં આવ્યો અને ૨૦ હજાર રોહિલાઓને દેશમાંથી કાઢી મૂકવામાં આવ્યા.

**હેસ્ટિંગ્સ અને તેની સભા**—હેસ્ટિંગ્સની સભામાં ફિલિપ ફ્રાન્સિસ નામનો સભ્ય હતો, તે હેસ્ટિંગ્સને ધિક્કારતો હતો અને અન્ય સભ્યોને તેની વિરુદ્ધ ઉશ્કેરતો હતો. કાયદા પ્રમાણે સભાની બહુમતિ પ્રમાણે હેસ્ટિંગ્સને કારભાર ચલાવવાનો હતો, તેથી ઘણાં વર્ષ તેનું કામ મુશ્કેલ થઈ પડયું. રાજા નન્દકુમાર નામનો એક વગવાળો બ્રાહ્મણ હેસ્ટિંગ્સનો વિરોધી હતો અને તેની સામા થતા સભ્યોનો માનીતો હતો. હેસ્ટિંગ્સે

રાજા નન્દકુમારની સામા તરકટ કરવાનું તહોમત મૂક્યું અને એ કામ ચાલતું હતું તેવામાં એક ખાનગી ગૃહસ્થે તેની સામા ખોટો દસ્તાવેજ બનાવવાનું તહોમત મૂક્યું. ન્યાયની વરિષ્ઠ કચેરીમાં તેની સામા કામ ચાલ્યું અને તેને ફાંસીની સજા થઈ. તે હેસ્ટિંગ્સનો કટ્ટો દુશ્મન હતો, તેથી તેને ફાંસીની શિક્ષા કરવામાં આવી, તેમાં હેસ્ટિંગ્સે પોતાની સત્તાનો ઉપયોગ કર્યો હતો, એમ તે ઇંગ્લંડ ગયો ત્યારે તેના પર મૂકવામાં આવેલા આરોપોમાંનો એક આરોપ હતો. પાછળની શોધથી એમ માલમ પડયું કે ઇંગ્લંડના રાજાની કૃપા માટે નન્દકુમારે અપીલ કરી હતી, તેથી ફાંસીની શિક્ષા મુલતવી રાખવા તેણે અરજ કરી હતી, તે કાગળીઆ હેસ્ટિંગ્સના સભ્યોએ હેસ્ટિંગ્સને જોવા દીધા નહિ. આમાં તેમનો હેતુ હેસ્ટિંગ્સની સામા કામ ચાલે તેમાં આ ફાંસીના કામને આગળ કરવાનો હતો.

**પહેલો મરાઠા વિગ્રહ**—નીચે પેશ્વાઓની વંશાવળી આપી છેઃ-




આ વંશાવળી પરથી માલમ પડશે કે ચોથો પેશ્વા માધવરાવ હતો (ઇ. સ. ૧૭૬૧-૧૭૭૨ ). માધવરાવ પેશ્વા થયો ત્યારે તે માત્ર ૧૭ વર્ષનો હતો. તેની નાની વયની દર્મિયાન તેનો કાકો રાઘોબા રાજ્યકારભાર

ચલાવતો હતો. એના રાજ્યનો ઘણો વખત હૈદરાબાદના નિઝામ, વરાડના ભોંસલા, અને મ્હૈસુરના હૈદરઅલી સાથેની લડાઈઓમાં ગયો. એના સમયમાં ઈંદોરમાં હોલકરના કુટુંબની અહલ્યાબાઈ નામની વીર સ્ત્રી રાજ્ય કરતી હતી. તુકાજી હોલકર નામનો બુદ્ધિમાન્ યોદ્ધો તેનો સેનાધિપતિ હતો. તેને અહલ્યાબાઇએ દત્તક કર્યો હતો. આ વીર સ્ત્રીએ ઈંદોરના રાજ્યની પ્રતિષ્ઠા ઘણી વધારી અને હજી પણ તે માળવામાં દેવી તરીકે પુજાય છે. એ સ્ત્રીમાં વિલક્ષણ શક્તિ હતી. તે હાજર જવાબ દેવામાં ઘણી કુશળ હતી અને મનુષ્યપ્રકૃતિ બહુ સારી રીતે સમજતી. એક વખત રાઘોબાની નજર એના સમૃદ્ધ રાજ્ય તરફ ગઈ. આની ખબર પડવાથી અહલ્યાબાઇએ તેને પત્ર લખ્યો કે તમારી પેશ્વાઇના વિસ્તૃત સાધનને બળે મને જીતશો તેમાં તમારા રાજમુકુટની શોભામાં સહજ પણ વધારો થવાનો નથી; પરંતુ તમે હારશો તો તમારૂં અતિવિશાળ રાજ્ય પણ તમારૂં શરમનું માર્યું મોં ઢાંકવાને બસ નહિ થાય. કહે છે કે આ વાક્પ્રહારથી રાઘોબાની લડાઈમાં હાર થાય તેથી પણ વિશેષ હાર થઈ. તે ઇ. સ. ૧૭૭૨માં મરણ પામ્યો એટલે તેની પછી તેનો ભાઈ નારાયણરાવ પેશ્વા થયો; પરંતુ નવ માસ રહીને તેના કાકા રાઘોબાએ તેનું ખૂન કર્યું. કેટલાકે નારાયણરાવના મરણ પછી જન્મેલા કુમારનો પક્ષ કરી રાજ્ય ચલાવનારી સભા ( રીજન્સિ ) સ્થાપી. નાના ફડનવીસ એ કુમારના પક્ષમાં હતો. રાઘોબાએ મુંબઈના બ્રિટિશ અમલદારો સાથે સુરતનો કરાર કર્યો (ઇ. સ. ૧૭૭૫), તે પ્રમાણે સાલસેટી અને વસાઈ આપવાની શરતે તેણે અંગ્રેજ લોકોની મદદ મેળવી. મરાઠાઓના પક્ષમાં મહાદજી સિંધિઆ હતો, તે ઘણો સમર્થ વીર હતો. તેનીજ મદદથી શાહઆલમ અલાહાબાદમાં બ્રિટિશ રક્ષણ છોડી મરાઠાઓને આશ્રયે દિલ્હી રાજધાનીમાં ગયો હતો.

**પહેલો મરાઠા વિગ્રહ**—આ પ્રમાણે **પહેલો મરાઠા વિગ્રહ** શરૂ થયો. અંગ્રેજ લશ્કરની ટુકડી મુંબઇથી પુને ગઈ. તેની આસપાસ નાના ફડનવીસનું લશ્કર ફરી વળ્યું. આથી અંગ્રેજ લશ્કરને અનાજ મળી શક્યું નહિ અને લશ્કરનો તદ્દન નાશ થતો અટકાવવા બ્રિટિશ સરદારને વાર્ગામ આગળ

નાના ફડનવીસ અને સિંધિઆ સાથે નામોશીભરેલી શરત કરવી પડી. (ઇ. સ. ૧૭૭૫). આ શરત પ્રમાણે અંગ્રેજોએ ઇ. સ. ૧૭૬૫થી પશ્ચિમ હિંદુસ્તાનમાં જે જે જીત મેળવી હતી તે બધી પેશ્વાને આપી દેવી પડી.

આ ખબર સુરત પહોંચી ત્યારે મુંબઇની સરકારે આ કોલકરારને મંજુરી આપવાની ના કહી અને ગૉડર્ડની પાસે રાઘોબા નાસીને આવ્યો હતો તે ગૉડર્ડે નાના ફડનવીસ સાથે મસલત ચલાવી. પણ રાઘોબાને અમારે વશ કરો અને સાલસેટી અમને આપી દો, એમ મરાઠાઓએ માગણી કરી, તેથી ગૉડર્ડે લડાઈ જારી રાખી. તેણે મધ્ય હિંદની પેલી તરફ સુરત સુધી જઈ સિંધિઆના લશ્કરને હરાવ્યું અને ગુજરાતના ફળદ્રુપ પ્રદેશને કબજે કર્યો. એક મરાઠા સરદાર મળતીઓ હતો તેને અંગ્રેજ સરકારે ગાયકવાડ બનાવ્યો. અંગ્રેજ સરકાર અને ગાયકવાડ વચ્ચે થયલી સંધિ અત્યારસુધી જારી છે. છેવટે, મહાદજી સિંધિઆની ઇચ્છાથી મરાઠાઓની સાથે સાલબાઈનો કરાર થયો અને લડાઈનો છેડો આવ્યો. આ કરાર પ્રમાણે સાલસેટી અંગ્રેજ લોકોના હાથમાં રહ્યું અને પેશ્વાએ રાઘોબાને પેન્શન આપવું એવું નક્કી થયું (૧૭૮૨).

**બીજો મ્હૈસૂર વિગ્રહ** (ઇ. સ. ૧૭૮૦–૧૭૮૪)–ઇ. સ. ૧૭૭૮માં ઇંગ્લંડ અને ફ્રાન્સ વચ્ચે લડાઈ થવાથી અંગ્રેજોએ મલબાર કિનારા પર આવેલું માહે બંદર જીતી લીધું. યુરોપમાંથી લડાઈનો સામાન હૈદરઅલીને એ બંદરેથી મળતો હતો તેથી તે અંગ્રેજો પર ગુસ્સે થયો અને મોટા લશ્કર સાથે કર્ણાટક પર તૂટી પડયો. તેણે કર્નલ બેલિની ટુકડીને ઘેરી લઈ શરણે થવાની ફરજ પાડી. હેસ્ટિંગે બંગાળામાંથી સર આયર કૂટને મોકલ્યો, તેણે ઇ. સ. ૧૭૮૧માં પોર્ટોનોવો આગળ હૈદરઅલીને હરાવ્યો. થોડો સમય રહીને હૈદર મરણ પામ્યો. તે ઘણો સમર્થ રાજ્યતન્ત્રી હતો. તે આખો દિવસ ઉદ્યોગમાં મચેલો રહેતો અને રાજ્યના દરેક કામ પર તેની નજર રહેતી. તે ઘણો ક્રૂર હતો. તેની પછી તેનો પુત્ર ટીપુ ગાદીએ બેઠો. ઇ. સ. ૧૭૮૪માં માંગલોરનો કરાર થયો અને લડાઈનો અન્ત આવ્યો. દરેક પક્ષે મેળવેલી જીત પાછી આપી દેવી અને કેદીઓને છૂટા કરવા એવી શરતે બંને પક્ષ વચ્ચે સલાહ થઈ.

**ચૈતસિંઘ**—બનારસનો જમીનદાર ચૈતસિંઘ અયોધ્યાના નવાબ વઝીરના આશ્રય નીચે હતો. ઇ. સ. ૧૭૭૫માં નવાબે તેને કંપનિનો રક્ષિત બનાવ્યો હતો. અંગ્રેજી લશ્કર તેનું રક્ષણ કરતું હતું, તેના નિભાવને માટે તેણે ૫ લાખ રૂપીઆ ઇ. સ. ૧૭૭૮માં કચવાટથી આપ્યા હતા. ત્યાર-પછી બે વર્ષ તેણે ઉડાઉ જવાબ મોકલ્યા કીધો, તેથી ઇ. સ. ૧૭૮૧માં તેની પાસેથી ૪૦ લાખ રૂપીઆ લેવા હેસ્ટિંગ્સ જાતે કાશી ગયો. તેણે રાજાને પકડી કેદ કર્યો. પ્રજા સામી થઈ અને હેસ્ટિંગ્સ મહામુશીબતે નાસી ગયો. પાછળથી રાજાને હરાવવામાં આવ્યો; પરંતુ જે ૪૦ લાખ રૂપીઆ તેના કિલ્લામાંથી લેવામાં આવ્યા તે હેસ્ટિંગ્સના વિજયથી લશ્કરે ઇનામ તરીકે લઈ લીધા અને કંપનિને કંઈ પણ દ્રવ્યનો લાભ થયો નહિ. કાશીની જાગીર ચૈતસિંઘના ભત્રીજાને આપવામાં આવી અને હાલનો, બ્રિટિશ સરકારના હાથ નીચે રાજ્ય કરતો, કાશીનો મહારાજા તેનો વંશજ છે.

**હેસ્ટિંગ્સ અને અયોધ્યાની બેગમો**—શુજા દૌલાની પછી આસફ-ઉદ-દૌલા અયોધ્યાનો નવાબ વઝીર થયો હતો. બ્રિટિશ લશ્કર અયોધ્યાનું રક્ષણ કરતું હતું તેના નિભાવનો ખર્ચ તેને માથે ચડયો જતો, તે આપવાને તે અશક્ત હતો. તેની મા અને દાદી અયોધ્યાની બેગમો કહેવાતી હતી, તેમની પાસે પુષ્કળ ખજાનો હતો, ખરૂં જોતાં, એ રાજ્યનો ખજાનો હતો; પરંતુ હેસ્ટિંગ્સની સભાએ તેને ખાનગી તરીકે જાહેર કર્યો હતો. બેગમોએ ચૈતસિંઘને મદદ કરી. તેથી હેસ્ટિંગ્સને એ ખજાનામાંથી પોતાનું લેણું વસૂલ કરવાનું કારણ મળ્યું. ફૈઝાબાદમાં બેગમો રહેતી હતી, ત્યાં લશ્કર મોકલવામાં આવ્યું, જનાનાના રક્ષકોને કેદ કર્યા, અને ૭૫ લાખ રૂપીઆ લઈ લેવામાં આવ્યા.

**હેસ્ટિંગ્સ પર આરોપો**—ઇ. સ. ૧૭૮૫માં લૉર્ડ હેસ્ટિંગ્સ પોતાની જગાનું રાજીનામું આપી ઇંગ્લંડ ગયો ત્યારેજ અંગ્રેજ સરકારના હાથમાં બંગાળા, બિહાર, ઓરિસાનો કેટલોક ભાગ, ગાઝીપુર, કાશી, ઉત્તર સરકાર, મદ્રાસ, મુંબઈ, અને સુરત, એટલાં સ્થળો હતાં. ઇંગ્લંડ ગયા પછી તેના દુસ્મનોએ તેના પર તહોમત મૂક્યાં. આમની સભાના સભ્યોએ

મૂકેલા આરોપોની તપાસ ઉમરાવની સભા આગળ ચાલી. ચૈતસિંહ અને નન્દકુમારને થયલી મોતની શિક્ષાના સંબંધમાં એ આરોપ હતા. બર્ક, શેરિડન, અને ફૉક્સ જેવા સુપ્રસિદ્ધ વક્તાઓએ તેની વિરુદ્ધ જુસ્સાદાર ભાષણો કર્યાં. આ કામ સાત વર્ષ ચાલ્યું. છેવટે, તેને નિર્દોષ ઠેરવવામાં આવ્યો.

તેણે બ્રિટિશ રાજ્યની સારી સેવા બજાવી અને લૉર્ડ ક્લાઇવે સ્થાપેલું રાજ્ય સુદૃઢ કર્યું. તે ઘણો ઉદ્યોગી, દૃઢ ધૈર્યવાન્, અને દીર્ઘદર્શી હતો. ગર્વિષ્ઠ હોવાથી તે કોઈનો વિરોધ સાંખી શકતો નહોતો.

---

## પ્રકરણ ૨૯મું

## લૉર્ડ કૉર્નવૉલિસ અને સર જૉન શોર

**લૉર્ડ કૉર્નવૉલિસ** ( ઇ. સ. ૧૭૮૬-૧૭૯૩ )—લૉર્ડ હેસ્ટિંગ્સની પછી લૉર્ડ કૉર્નવૉલિસ ગવર્નર-જનરલ તરીકે નિમાયો. ઇંગ્લંડની સરકારની મરજી ઈસ્ટ ઇંડિઆ કંપનિ સાથે સંબંધ ન હોય એવા માણસને નીમવાની હતી, તેથી તેણે લૉર્ડ કૉર્નવૉલિસને પસંદ કર્યો. ઇ. સ. ૧૭૮૬માં ઇંગ્લંડની પાર્લમેન્ટે ( રાજસભાએ ) એક કાયદો પસાર કર્યો, તેથી ગવર્નર-જનરલને પોતાની સભાથી સ્વતન્ત્ર રીતે વર્તવાની સત્તા મળી. સભ્યો સામા થવાથી હેસ્ટિંગ્સને પોતાના કામમાં જે વિક્ષેપ પડયો હતો તે હવેથી આ રીતે બંધ થયો.

**પિટનો હિંદુસ્તાનને લગતો ધારો**—વૉરન હેસ્ટિંગ્સનાં દૂષિત કૃત્યોથી ઇંગ્લંડની પાર્લમેન્ટનું લક્ષ હિંદુસ્તાન તરફ ખેંચાયું. પ્રધાન પિટે ઇ. સ. ૧૭૮૪માં હિંદુસ્તાનને લગતો ધારાનો ખરડો પાર્લમેન્ટમાં રજુ કર્યો અને ત્યાં તે પસાર થયો. એ ધારા પ્રમાણે હિંદુસ્તાન સાથે વેપાર કરવાનો ઈસ્ટ ઇંડિઆ કંપનિને આપેલો ઇજારો કાયમ રહ્યો; પરંતુ ખરી સત્તા કંપનિની પાસેથી લઈ લઈ પ્રધાનમંડળે નીમેલી છ માણસની નિયામક સભાને ( બોર્ડ ઑવ્ કંટ્રોલને ) આપવામાં આવી. એ સભાનો પ્રમુખ

પ્રધાનમંડળમાંનો એક હતો, એટલે હિંદુસ્તાનના બ્રિટિશ કારભારની સત્તા વાસ્તવિક રીતે ઇંગ્લંડના પ્રધાનમંડળના હાથમાં આવી. ઇ. સ. ૧૮૫૮ સુધી આ વ્યવસ્થા કાયમ રહી.

**લૉર્ડ કૉર્નવૉલિસના સુધારા**—કંપનિના અમલદારો પગારો ઉપરાંત બક્ષિશ લેતા, તે ન લે તેને માટે લૉર્ડ ક્લાઇવે અને વૉરન હેસ્ટિંગ્સે નિયમો કર્યા હતા; પરંતુ તે જોઈએ તેટલા ફળદાયક થયા નહોતા. લૉર્ડ કૉર્નવૉલિસે હિંદુસ્તાન માટે એક સનંદી મુલ્કી નોકરી બનાવી અને તેના પગાર નિયમિત કર્યા. તેણે ઇનસાફની કચેરીઓ કાઢી અને ધારાઓને લગતા પણ સુધારા કર્યા; પરંતુ તે ઘણા ગુંચવણભરેલા હતા અને પાછળથી તેમાં ઘણા ફેરફાર કરવાની જરૂર પડી હતી. ફોજદારી કચેરીઓમાં મુસલમાન કાયદો ચાલતો હતો, તેમાં કેટલાક સુધારા કરવામાં આવ્યા. દીવાની કચેરીઓમાં હિંદુ કાયદા વિષે સલાહ આપવા એક હિંદુ શાસ્ત્રીને અને મુસલમાન કાયદા વિષે સલાહ આપવા એક કાજીને કે મોલ્વીને રાખવામાં આવ્યા. જમીનદારોના હાથમાં ફોજદારી અમલદારોની ( માજિસ્ટ્રેટોની ) અને પોલીસની સત્તા હતી, તે લઈ લેવામાં આવી. તેમની પાસે માત્ર મહેસૂલ એકઠી કરવાની સત્તા રહેવા દીધી.

**જાથુ જમાબંદી** ( પર્મેનન્ટ સેટલમેન્ટ )—જમીનદાર અને ખેડુત, બંનેની સ્થિતિ સુધારવાના ઉદ્દેશથી લૉર્ડ કૉર્નવૉલિસે જાથુ જમાબંદીની પદ્ધતિ દાખલ કરી. બંગાળા, બિહાર, અને ઓરિસામાં જમીનના ગણોતનો જે દર દસ વર્ષ માટે નક્કી કરવામાં આવ્યો હતો તે લૉર્ડ કૉર્નવૉલિસે જાથુ કર્યો. એ રીતે બંગાળા, બિહાર, અને ઓરિસામાં જમાબંદીનો દર જાથુ થયો ( ઇ. સ. ૧૭૯૩ ). બે વર્ષ રહીને કાશીમાં પણ એજ રીતે જાથુ જમાબંદી દાખલ કરવામાં આવી. આ પદ્ધતિ દાખલ કરવામાં બહુ ઉતાવળ થઈ. ટોડરમલે જેવી રીતે જમીનની માપણી કરાવી હતી અને તેમાં થતા પાક ઉપરથી તેની કિંમત કરાવી હતી તેવી રીતિ માપણી કે કિંમત કરાવી જમાબંદીનો જાથુ દર નક્કી કરવામાં આવ્યો નહોતો. માત્ર આગલા દર ઉપરથીજ એ દર નક્કી કર્યો હતો. ખેડુતોનો બચાવ કરવાને લૉર્ડ કૉર્નવૉલિસનો જે ઉદ્દેશ હતો તે સફળ થયો નહિ. જમીનદારોને ખેડુતો પર જુલમ કરતા અટકાવી શકાયા નહિ; તેમજ

આગળ જતાં જમીનની કિંમત વધશે અને તેમાં વધારે ઉપજ થશે તેનો વિચાર પણ કરવામાં આવ્યો નહિ.

મુગલ બાદશાહોના રાજ્યમાં જમીનદારોને જે ગણોત મળતું તેમાંથી નવ દશાંશ તેઓ સરકારને આપતા અને એક દશાંશ પોતે રાખતા. સ્થાનિક વેરા મૂકવાનો તેમને હક્ક હતો અને તેમના મરણ પછી તેમના વારસને મળતો. અંગ્રેજોએ ભૂલભરેલો વિચાર બાંધ્યો કે અમે જમીનના પેઢીધર પેઢી માલિક છીએ.

જાથુ જમાબંધી કરવાથી સરકારને નુકસાન ગયું; પરંતુ જમીનદારનો વર્ગ બ્રિટિશ સરકારને વફાદાર રહેશે એવા વિચારથી એ નુકસાન સરકાર ખુશીથી ખમી.

**૩જો મ્હેસૂર વિગ્રહ**—ત્રાવણકોરનું રાજ્ય બ્રિટિશ સરકારને મળતીઉં હતું, તેના પર મ્હૈસૂરના રાજા ટીપુએ હુમલો કર્યો તેથી અંગ્રેજ સરકારને તેની સાથે લડાઈ કરવાની જરૂર પડી. જે પ્રદેશ જીતવામાં આવે તે ત્રણેએ વહેંચી લેવો એવી શરતે નિઝામ અને પેશ્વાની સાથે બ્રિટિશ સરકારે સલાહ કરી. આ પ્રમાણે ટીપુની સામા ત્રણ રાજ્ય થયાં. લસ્કરનો સેનાપતિ થવા લૉર્ડ કૉર્નવૉલિસ મદ્રાસ ગયો. બ્રિટિશ ફોજે મ્હેસૂરના રાજ્ય પર હુમલો કરી બેંગલોર જીતી લીધું અને શ્રીરંગપટ્ટણને ઘેરો ઘાલ્યો



ટીપુ

(ઇ. સ. ૧૭૯૨). ટીપુ શરણે થયો અને શ્રીરંગપટ્ટણ આગળ કરાર થયો. તે પ્રમાણે ટીપુને ત્રણ કરોડ રૂપીઆ તથા અર્ધું રાજ્ય આપી દેવું પડયું અને એ શરત પાળે તેની બાહેધરી તરીકે બે પુત્રોને કબજે આપવા

પડયા. કંપનિના હાથમાં મલબાર, કુર્ગ, અને સલેમ જિલ્લાનો થોડોક ભાગ આવ્યો. આ રીતે મદ્રાસ ઇલાકાનો વિસ્તાર થયો.

**સર જૉન શોર**—ઇ. સ. ૧૭૯૩માં લૉર્ડ કૉર્નવૉલિસ ઇંગ્લંડ ગયો અને પછી સર જૉન શોર ગવર્નર-જનરલ થયો. તે શાન્ત પ્રકૃતિનો હતો અને તેની યોજના દેશી રાજ્યોમાં હાથ ન ઘાલતાં તટસ્થ રહેવાની હતી. તેણે નિઝામને મદદ કરી નહિ તેથી નાના ફર્દનવીસ નામના પેશ્વાના સમર્થ પ્રધાને નિઝામને કર્ડલાની લડાઇમાં હરાવ્યો (ઇ. સ. ૧૭૯૫). સિંધિઆ, હોલકર, ભોંસલે, અને ગાયકવાડે પેશ્વાને મદદ મોકલી હતી. આવા સમર્થ લશ્કરની સામા નિઝામ કંઈ કરી શક્યો નહિ. તેણે જબરી હાર ખાધી અને તેને નામોશીભરેલી રીતે સલાહ કરવી પડી. તેને અર્ધું રાજ્ય મરાઠાઓને આપી દેવું પડયું અને ચોથ તરીકે ચડેલા રૂપીઆ તેમણે માગ્યા તે પણ આપવાની ફરજ પડી. મરાઠાઓ-ની ને મુખ્યત્વે નાના ફર્દનવીસની આ મોટી ફત્તેહ હતી. આથી મરાઠાઓની સત્તા દિલ્હીથી તુંગભદ્રા નદી સુધી સુદૃઢ થઈ. ટીપુ સુલતાને ફ્રેન્ચ અને અફગાન લોકો સાથે મસલત ચલાવી અંગ્રેજોને હિંદુસ્તાનમાંથી હાંકી કાઢવાના તુરંગ બાંધ્યા. અફગાનો-એ હિંદુસ્તાન પર ચડાઈ કરી લાહોરનો કબજો લીધો; પરંતુ પોતાના રાજ્ય પર ઇરાની લોકોએ હુમલો કર્યો તેથી તેમને હિંદુસ્તાન છોડી પાછા જવું પડયું. બળવાન સીખ લોકોએ વાયવ્ય કોણ તરફથી આવતા પરદેશીઓને ખાળ્યા.



નાના ફર્દનવીસ

સર જૉન શોરને અયોધ્યાના રાજ્યમાં હાથ ઘાલવો પડયો. ત્યાંનો નવાબ વઝીર

આળસ ને એશઆરામમાં મગ્ન રહેતો ને રાજ્યમાં ઘણી અવ્યવસ્થા હતી. તેથી સર જૉન શોરને નવાબ વઝીરને ગાદી પરથી ઉઠાડી તેના પાછલા નવાબના ભાઈ સાદતઅલીને ગાદી પર બેસાડવાની જરૂર પડી.

---

## પ્રકરણ ૩૦મું
## લૉર્ડ વેલેસ્લિ

**લૉર્ડ વેલેસ્લિ (ઇ. સ. ૧૭૯૮–૧૮૦૫)**–લૉર્ડ વેલેસ્લિ ગવર્નર–જનરલ નિમાયો ત્યારે તેની ઉમર ૩૭ વર્ષની હતી. તેણે તે પહેલાં ચાર વર્ષ હિંદુસ્તાનની નિમાયક સભાના સભ્ય તરીકે કામ કર્યું હતું તેથી તે અહિંના રાજ્યવહીવટથી વાકેફ હતો.

**મ્હૈસૂર સાથે ચોથો વિગ્રહ**—સર જૉન શોરની તટસ્થ રહેવાની યોજનાથી ટીપુ સુલતાનને ફ્રેન્ચ લોકોની મદદ લઈ અંગ્રેજ લોકો સાથે તરકટ કરવાની હિંમત આવી હતી. ફ્રેન્ચોનો નાયક નેપોલિઅન બોનાપાર્ટ આખા યુરોપને ધ્રુજાવતો હતો. ટીપુએ ફ્રેન્ચ લોકોની મદદથી અંગ્રેજ લોકોને હિંદુસ્તાનમાંથી કાઢી મૂકવાનો વિચાર કર્યો. લૉર્ડ વેલેસ્લિએ એવી યોજના કરી કે જે દેશી રાજ્ય ફ્રેન્ચ અને બીજા યુરોપીઅન લોકોને કાઢી મૂકી બ્રિટિશ સત્તાને



લૉર્ડ વેલેસ્લિ


લૉર્ડ વેલેસ્લિના સમયનું
હિંદુસ્તાન
પંજાબ
રજપૂતાના
સિંધ
માળવા
બરાડ
નિઝામ
મુંબઈ
મહૈસૂર
મદ્રાસ
કટક
ઉત્તર સરકાર
બ્રિટિશ
રક્ષિત

સર્વોપરિ કબૂલ કરે અને પોતાના રાજ્યના બચાવને માટે બ્રિટિશ સેના રાખી તેનો ખર્ચ આપે તેને બ્રિટિશ રાજ્યે મદદ કરવી. આ યોજના **સાહાય્યકારક યોજનાને** નામે પ્રસિદ્ધ થઈ. નિઝામે એ યોજના સ્વીકારી પોતાની નોકરીમાંથી ફ્રેન્ચ લશ્કરને રજા આપી અને છ હજાર બ્રિટિશ સિપાઈઓનું લશ્કર પોતાને ખર્ચે રાજ્યમાં રાખવાનું કબૂલ કર્યું. લૉર્ડ વેલેસ્લિએ ટીપુને પણ એ યોજના સ્વીકારવા લખ્યું; પણ તેણે તે સ્વીકારી નહિ તેથી તેની સામા લડાઈની ગોઠવણ કરવા તે જાતે મદ્રાસ ગયો. લડાઈનો અન્ત બહુજ થોડા વખતમાં આવ્યો. એક મદ્રાસથી અને બીજું મુંબઈથી એમ બે લશ્કરે મ્હૈસૂર પર ચડાઈ કરી. મદ્રાસનું લશ્કર હૅરિસની સરદારી નીચે હતું અને તેના હાથ નીચે ગવર્નર-જનરલનો ભાઈ કર્નલ વેલેસ્લિ હતો. મુંબઈનું લશ્કર કર્નલ સ્ટુઅર્ટની સરદારી નીચે હતું. તેણે ટીપુને સદાશીરની લડાઈમાં હરાવ્યો અને કર્ણાટકમાંથી આવેલી બ્રિટિશ ટુકડીએ તેને મેલ્લાવેલી આગળ હરાવ્યો. પછી બ્રિટિશ લશ્કર કુર્ગને માર્ગે મ્હૈસૂર ગયું. ટીપુ સુલતાન શ્રીરંગપટ્ટણમાં ભરાઈ બેઠો. અંગ્રેજ લશ્કરે કિલ્લાને ઘેરો ઘાલી તે પર હુમલો કર્યો. દરવાજામાં લડતાં લડતાં ટીપુ સુલતાન મરણ પામ્યો ને લડાઈનો અન્ત આવ્યો (ઇ. સ. ૧૭૯૯). રાજ્યના વિભાગ કરી કંપનિએ કાનારા અને કોઇમ્બેટુર જિલ્લાઓ પોતે લીધા અને ઉત્તર તરફનો કેટલોક ભાગ નિઝામને આપ્યો. બાકીનું રાજ્ય હૈદરઅલીએ ઉઠાડી મૂકેલા હિંદુ રાજાના વંશજ કૃષ્ણ રાજાને આપ્યું અને ટીપુના છોકરાઓને પેન્શન બાંધી આપ્યું. મ્હૈસૂરનું નવું દેશી રાજ્ય બ્રિટિશ રેસિડન્ટના (ત્યાં રહેતા અમલદારના) હાથ નીચે મુકવામાં આવ્યું. આ યોજના ઇ. સ. ૧૮૩૧ સુધી ચાલી. પછી રાજા અનાચારી થવાથી અને રાજ્યમાં અવ્યવસ્થા થવાથી બ્રિટિશ સરકારે તેને ઉઠાડી મૂકી રાજ્યને પોતાના અમલ તળે રાખ્યું. ઇ. સ. ૧૮૮૧માં ગવર્નર-જનરલ લૉર્ડ રિપને કૃષ્ણ રાજાના દત્તક પુત્ર મહારાજા ચામ રાજેન્દ્રને મ્હૈસૂરની ગાદી સોંપી. હાલનો રાજા તેનો વંશજ અને બ્રિટિશ સરકારનો વફાદાર મિત્ર છે.

**કર્ણાટક અને તાંજોર**—કંપનિએ મુહમ્મદઅલીને કર્ણાટકનો નવાબ બનાવ્યો હતો (ઇ. સ. ૧૭૫૬). તેણે ટીપુ સુલતાનને મદદ કરવા તેની

સાથે પત્રવ્યવહાર ચલાવ્યો હતો. ઇ. સ. ૧૭૫૯માં તે મરણ પામ્યો. તેના પુત્રે પણ ટીપુને મદદ કરવા તરકટ રચ્યું હતું. તેથી ઇ. સ. ૧૮૦૧માં તેના મરણ પછી તેને પુત્ર ન હોવાથી કર્ણાટકને બ્રિટિશ રાજ્ય સાથે જોડી દેવામાં આવ્યું.

તાંજોરના રાજ્યમાં ઘણી અવ્યવસ્થા હતી. પ્રજા પર ઘણો જુલમ ગુજરતો હતો, તેથી ઇ. સ. ૧૭૮૬માં ઘણાં માણસો રાજ્ય છોડી ચાલ્યાં ગયાં હતાં. ઇ. સ. ૧૮૦૦માં રાજા મરણ પામ્યો અને લૉર્ડ વેલેસ્લિએ તાંજોરના રાજ્યને પોતાના કબજામાં લીધું.

**વસાઈનો કરાર**—સ્થળે સ્થળે તમે જોયું હશે કે ઇર્ષ્યા ને કુસંપથીજ હિંદુસ્તાનનાં દેશી રાજ્યોની પાયમાલી થઈ છે. મરાઠાઓમાં કુસંપ હતો. અહલ્યાબાઈએ લગભગ ૩૦ વર્ષ ઇંદોરના રાજ્ય પર ડહાપણ ને ન્યાયથી કારભાર ચલાવ્યો હતો, તે ઇ. સ. ૧૭૯૫માં મરણ પામી. તેના પુત્ર જસવંતરાવ હોલકરે બીજા બાજીરાવ પેશ્વાને ઇ. સ. ૧૮૦૨માં પુના આગળ હરાવી ગાદી પરથી ઉઠાડી મૂકયો; તેથી પેશ્વાને લૉર્ડ વેલેસ્લિની સાહાય્યકારક યોજનામાં દાખલ થવાની જરૂર પડી. તેણે કંપનિ સાથે વસાઈ આગળ કરાર કર્યો (ઇ. સ. ૧૮૦૨). પુનામાં જે બ્રિટિશ સાહાય્યસેના મોકલવામાં આવી તેનો ખરચ આપવા તેમજ કેટલાક જિલ્લાઓ બ્રિટિશ સરકારને આપવા તે કબૂલ થયો. તેને પુનાની ગાદીએ બેસાડવામાં આવ્યો.

**બીજો મરાઠા વિગ્રહ**—પેશ્વા લૉર્ડ વેલેસ્લિની સાહાય્યકારક યોજનામાં દાખલ થયો તેથી મહાદજી સિંધિઆના મરણ પછી ગાદીએ આવેલા દોલતરાવ સિંધિઆ અને નાગપુરનો રઘુજી ભોંસલે તેના પર ગુસ્સે થયા અને તેમણે બ્રિટિશ સરકાર સાથે લડાઈ કરી. અંગ્રેજ સરદાર વેલેસ્લિ, જે ગવર્નર-જનરલનો ભાઈ હતો, તેણે અહમદનગર પર ચડાઈ કરી તે શહેર જીતી લીધું અને સિંધિઆ અને ભોંસલેના લશ્કરોને ઔરંગાબાદ પાસે વસાઈ આગળ હરાવ્યાં (ઇ. સ. ૧૮૦૩). સિંધિઆ અને રઘુજી ભોંસલેનું લશ્કર બ્રિટિશ લશ્કર કરતાં ઘણું વધારે હતું. પરંતુ તેમનાં ઘણાં માણસ

નાર્થી ગયાં અને ઘણો દારૂગોળો બ્રિટિશના હાથમાં આવ્યો. વેલેસ્લિ ભોંસ્લેની પાછળ પડયો અને તેને વરાડ પ્રાન્તમાં આર્ગામ આગળ સજ્જડ હરાવ્યો અને ગવીલગઢનો કિલ્લો જીતી લેવામાં આવ્યો (ઇ. સ. ૧૮૦૩). આથી ભોંસ્લેને દેવગામનો કરાર કરવાની ફરજ પડી. એ કરાર પ્રમાણે તેણે સાહાય્યકારક યોજના સ્વીકારી અને ઓરિસામાંનો કટક પ્રાન્ત બ્રિટિશ સરકારને આપ્યો.

ઉત્તર હિંદુસ્તાનનું બ્રિટિશ લશ્કર લૉર્ડ લેકની સરદારી નીચે હતું. તે અલિગઢ જીતી દિલ્હીમાં પેઠું (ઇ. સ. ૧૮૦૩). એક મહીનો રહીને તેણે સિંધિઆના લશ્કરે અસ્વારમાં લાસ્વારી આગળ હરાવ્યુ (ઇ. સ. ૧૮૦૩). એ વર્ષને અન્તે સિંધિઆને આર્જેનગામ આગળ કરાર કરવાની જરૂર પડી. એ કરાર પ્રમાણે તેણે ગંગા અને જમના નદીની વચ્ચેનો દોઆબ પ્રાન્ત અંગ્રેજ સરકારને આપી દીધો અને રાજ્યમાં બ્રિટિશ સાહાય્યકારક સેના રાખી સાહાય્યકારક યોજના માન્ય કરી.

**ત્રીજો મરાઠા વિગ્રહ: હોલકર સાથે લડાઈ (ઇ. સ. ૧૮૦૪–૦૫)** —હવે મરાઠા સરદારોમા માત્ર હોલકરજ તાબે કરવાનો રહ્યો. તેની સામા કર્નલ મૉન્સનના હાથ નીચે એક લશ્કર મોકલ્યું હતું; પરંતુ તે સરદારની મૂર્ખાઇથી તે અંગ્રેજ લશ્કરને પાછું હઠવું પડ્યું અને તેમ કરવામાં ઘણા સિપાઈઓનો નાશ થયો. પછી સરદાર લેકે હોલકરના લશ્કરને દીગ આગળ હરાવ્યું (ઇ. સ. ૧૮૦૪). ઇ. સ. ૧૮૦૫માં સરદાર લેકે ભરતપુરના કિલ્લાને ઘેરો ઘાલ્યો; પરંતુ તેના બધા હુમલા નિષ્ફળ ગયા. ભરતપુરના રાજાએ કિલ્લાનો બચાવ બહાદુરીથી કર્યો, તોપણ તે બ્રિટિશ સરકારને શરણે થયો.

દિલ્હીનો અન્ય બાદશાહ શાહ આલમ નામનોજ હાકેમ હતો, તે બ્રિટિશ સરકારના કબજામાં આવ્યો અને તેને પેન્શન આપવામાં આવ્યું.

**મરાઠાઓની સત્તાનો નાશ**—મરાઠાઓની સત્તાનો નાશ થવાનાં કારણોમાં ૧. મુખ્ય માંહોમાંહેની ફાટફૂટ ને ઈર્ષ્યા હતાં. દોલતરાવ સિંધિઆ પેશ્વાથી સ્વતંત્ર થઈ તેનો હરીફ થવા ઇચ્છતો હતો; ૨. નારાયણરાવ પેશ્વાની પછી કોણ પેશ્વા થાય તેને માટે રાઘોબા અને નાના ફડનવીસની

વચ્ચે માંહોમાંહે લડાઈ થઈ; ૩. ૨જા બાજીરાવ પેશ્વા અને જસવન્તરાવ હોલકર તેમજ દોલતરાવ સિંધિઆની વચ્ચેનો વિગ્રહ; ૪. પેશ્વા બ્રાહ્મણ હતા અને મરાઠા સંઘના રાજ્યતન્ત્રીઓ મરાઠા હતા; તેમની વચ્ચે ઈર્ષ્યા ને દ્વેષ સ્વાભાવિક હતાં; ૫. જે સત્તાના હાથમાં મુગલ બાદશાહ કેદી હોય તે અન્ય પ્રજાની નજરમાં સર્વોપરિ ગણાતી. ઈ. સ. ૧૭૯૫માં બાદશાહ મરાઠાઓના કબજામાં હતો; પણ બીજા મરાઠા વિગ્રહમાં ઇ. સ. ૧૮૦૩માં બીજો શાહ આલમ બાદશાહ અંગ્રેજોના હાથમાં આવ્યો, એટલે મરાઠાઓની બધી સત્તા નાશ પામી.

**લૉર્ડ વેલેસ્લિ અને ઇંગ્લંડની સરકાર**—ઈંગ્લંડની સરકારને લૉર્ડ વેલેસ્લિની રાજ્યપદ્ધતિ રુચી નહિ. તેને લાગ્યુ કે કંપનિના ખરચમાં નકામો વધારો થાય છે. ગવર્નર-જનરલનો સ્વભાવ ગર્વિષ્ઠ હતો અને તે તેનાં લખાણોમાં જણાઈ આવતો હતો. કર્નલ મૉન્સનના લશ્કરની હારથી પણ ઇંગ્લંડની સરકાર પર અસર થઈ. તેણે લૉર્ડ વેલેસ્લિને પાછો બોલાવ્યો અને તેને બદલે શાન્ત પ્રકૃતિના લૉર્ડ કૉર્નવૉલિસને ફરી મોકલવાનો નિશ્ચય કર્યો.

**લૉર્ડ વેલેસ્લિની કારકીર્દી**—જ્યારે લૉર્ડ વેલેસ્લિ ગવર્નર-જનરલ થયો ત્યારે ટીપુ સુલતાન, મરાઠાઓ, અને ફ્રેન્ચો પ્રબળ હતા. લૉર્ડ વેલેસ્લિએ એ સર્વને નરમ પાડી બ્રિટિશનું સર્વોપરિપણું સ્થાપિત કર્યું અને પૂર્વમાં રાજ્ય સ્થાપવાની ફ્રેન્ચ લોકોની ધારણાનો એ રીતે નાશ કર્યો.

---

## પ્રકરણ ૩૧મું

## લૉર્ડ કૉર્નવૉલિસથી લૉર્ડ મિન્ટો સુધી

**લૉર્ડ કૉર્નવૉલિસ**—લૉર્ડ કૉર્નવૉલિસને ગવર્નર-જનરલ તરીકે મોકલ્યો, ત્યારે તેની ઉમર ૬૭ વર્ષની હતી અને તે અશક્ત હતો. ઇ. સ. ૧૮૦૫ના જુલાઈ માસમાં તે કલકત્તા પહોંચ્યો અને ત્રણ માસ રહીને ઑક્ટોબર મહીનામાં ગાઝિપુરમાં મરણ પામ્યો. મરાઠા લોકો સાથેની લડાઈ બંધ કરવાનો તેને ઇંગ્લંડની સરકારનો હુકમ હતો, પરંતુ તે અમલમાં મૂકતાં પહેલાં તે મરણ પામ્યો.

**સર જ્યૉર્જ બાર્લો** (ઇ. સ. ૧૮૦૫-૧૮૦૭)-લૉર્ડ કૉર્નવૉલિસની પછી તેની સભાનો વડીલ સભ્ય સર જ્યૉર્જ બાર્લો ગવર્નર જનરલ તરીકે નિમાયો. તેણે તરતજ હોલકર સાથે સલાહ કરી અને તટસ્થ રહેવાની પદ્ધતિ એટલે બધે દરજ્જે સ્વીકારી કે સિંધિયા અને હોલકરે રજપૂતો પર વેર વાળ્યું તેમ છતાં તેણે રજપૂતોને મદદ કરી નહિ.

**વેલોરમાં બળવો**—ઇ. સ. ૧૮૦૬માં વલોરમાં સિપાઈઓએ બંડ કર્યું. ટીપુ સુલતાનના છોકરાઓને ત્યાં રહેવા દીધા હતા અને તેમની ઉશ્કેરણીથી સિપાઇઓએ ૧૧૩ યુરોપીઅનોને કતલ કર્યા. બંડ તરતજ શમાવી દેવામાં આવ્યું અને ટીપુના છોકરાઓને બંગાળે મોકલી દીધા.

**સર જ્યૉર્જ બાર્લો મદ્રાસનો ગવર્નર**—એ વર્ષની કારકીર્દીમાં ઇંગ્લંડની સરકારને માલમ પડયું કે સર જ્યૉર્જ બાર્લો પોતાની જવાબદારી સાચવવા અસમર્થ છે, તેથી તેને બદલે લૉર્ડ મિન્ટોને નીમી તેને મદ્રાસનો ગવર્નર બનાવ્યો.

**લૉર્ડ મિન્ટો** (ઇ. સ. ૧૮૦૭-૧૮૧૩)—**સર** જ્યૉર્જ બાર્લો પછી લૉર્ડ મિન્ટો ગવર્નર-જનરલ થયો.

**પઠાણ અને પિંઢારા**—ગવર્નર-જનરલની તટસ્થ રહેવાની પદ્ધતિથી પશ્ચિમ અને મધ્ય હિંદુસ્તાનમાં લુટારાઓનું જોર વધ્યું હતું. એમાં મુખ્ય પઠાણ અને પિંઢારાઓ હતા. તેઓ દેશને ઉજ્જડ કરતા અને લોકોને ઘરબાર વિનાના કરતા. રોહિલખંડની સરહદ પર તેમનું જોર વધવાથી લૉર્ડ મિન્ટોએ તેમની સામા લશ્કર મોકલ્યું. તેણે ઇ. સ. ૧૮૧૨માં તેમને હરાવ્યા અને થોડો વખત તેમનું જોર નરમ પાડયું.

**રણજીતસિંહ અને અમૃતસરનો કરાર**—ઇ. સ. ૧૭૬૭માં અહમદશાહ અબદાલીની હિંદુસ્તાન પરની છેલ્લી સવારી પછી સીખ લોકોએ જમના નદી અને રાવળપિંડીની વચ્ચેનો ભાગ કબજે કર્યો હતો. મરાઠા લોકોએ તેમને આગળ વધતા અટકાવ્યા હતા; પરંતુ ઇ. સ. ૧૮૦૩માં અંગ્રેજ સરકારે મરાઠાઓનું જોર નરમ પાડયું એટલે સીખ

લોકોને પોતાનું બળ વધારવામાં ઉત્તેજન મળ્યું. રણજીતસિંહ નામનો તેમનો બહાદુર સરદાર હતો, તેણે નાની ઉમરમાં પણ કાબુલના ઝમાનશાહને પંજાબ પર ચડાઈ કરવામાં મદદ કરી હતી. ઝમાનશાહે તેને લાહોરનો સુબો બનાવ્યો હતો અને ત્યાંથી તે ધીમે ધીમે પંજાબ અને કાશ્મીરનો ધણી થયો અને ઇ. સ. ૧૮૩૯માં મરણ પામ્યો ત્યાંસુધી એ પ્રાન્તો તેના કબજામાં રહ્યા. અંગ્રેજ સરકારની તટસ્થ રહેવાની પદ્ધતિથી તેને ઉત્તેજન મળવાથી તેણે ઇ. સ. ૧૮૦૯માં સતલજ અને જમના નદીની વચ્ચેના બધા પ્રદેશ પર દાવો કર્યો; પરંતુ બ્રિટિશ સરકારે તે કબૂલ કર્યો નહિ. તેની સામા લશ્કર મોકલ્યું, તેથી તેને ઇ. સ. ૧૮૦૯માં અમૃતસર આગળ કરાર કરવો પડયો, તેમાં તેણે બ્રિટિશ સરકારની મૈત્રી કબૂલ કરી અને જીવ્યો ત્યાંસુધી તેણે તે વચન પાળ્યું.



રણજીતસિંહ

**પરદેશોમાં એલચી**—પાછલા ગવર્નર-જનરલ લૉર્ડ વેલેસ્લિએ હિંદુસ્તાનની ફ્રેન્ચ સત્તાનો નાશ કર્યો હતો. લૉર્ડ મિન્ટોએ પાસેના દેશોમાં હિંદુસ્તાનની વિરુદ્ધ પરદેશી સત્તાઓનો નાશ કરવા પ્રયત્ન કર્યો. તે સમયે યુરોપમાં ફ્રેન્ચ લોકોની સત્તા ઘણી પ્રબળ હતી અને નેપોલિઅન બોનાપાર્ટ તેમનો નાયક હતો, તેની નજર હિંદુસ્તાન પર હતી. ફ્રેન્ચ લોકોની સત્તા તોડવા લૉર્ડ મિન્ટોએ પંજાબ ને ઇરાનમાં મૅલ્કમને અને કાબુલમાં માઉન્ટ સ્ટુઅર્ટ અલ્ફિન્સ્ટનને એલચી તરીકે મોકલ્યા. માઉન્ટ

સ્ટુઅર્ટ એલ્ફિન્સ્ટનના પ્રયત્નથી કાબુલના અમીરે બ્રિટિશ સિવાય બીજી યુરોપી સત્તા સાથે સંબંધ ન રાખવાનો કોલકરાર કર્યો. સિંધના અમીરોએ ફ્રેન્ચને કાઢી મૂકવાનું કબૂલ કર્યું અને સર જૉન મૅાલ્કમના પ્રયત્નથી ઇરાનના શાહે યુરોપી પ્રજાને પોતાના મુલકમાં થઈ હિંદુસ્તાન ન આવવા દેવાનું વચન આપ્યું.

**ફ્રેન્ચ લોકોનું દરિયાઈ બળ**—તે સમયે મોરિશિઅસ ફ્રેન્ચ લોકોના તાબામાં હતો. ત્યાંથી ચાંચીઆઓનો ધંધો કરતા લુટારુ નાવિકો કલકત્તાના વેપારીઓનો પૈસો લૂટી લેતા હતા. એ રીતે પંદર વર્ષમાં તેમણે ૩૦ લાખ રૂપીઆનો માલ લૂટ્યો હતો. ઇ. સ. ૧૩૧૦માં ગવર્નર-જનરલે એક નૌકાસૈન્ય મોકલ્યું, તેણે મોરિશિઅસનો ટાપુ જીતી લીધો. હાલ પણ એ ટાપુમાં બ્રિટિશ રાજ્ય છે. જાવા અને મસાલાના ટાપુ મૂળ ડચ સંસ્થાન હતાં. પણ તે વખતે ફ્રેન્ચ લોકોના હાથમાં હતાં. ત્યાં પણ નૌકાસૈન્ય મોકલવામાં આવ્યું. તેણે જાવાની રાજધાનીનું બટેવિઆ શહેર જીતી લીધું (ઇ. સ. ૧૮૧૧); પરંતુ જ્યારે અંગ્રેજ અને ફ્રેન્ચ લોકો વચ્ચે યુરોપમાં સલાહ થઈ ત્યારે એ શહેર પાછું આપી દેવામાં આવ્યું.

**ઈસ્ટ ઇંડિઆ કંપનિનો ઇજારો**—ઇ. સ. ૧૭૯૩માં ઈસ્ટ ઇંડિઆ કંપનિને હિંદુસ્તાન સાથે વેપાર કરવાનો ઇજારો આપ્યો હતો. તેનો પટો ૨૦ વર્ષનો હતો. ઇ. સ. ૧૮૧૩માં કંપનિને નવી સનંદ આપી ત્યારે ચીનની સાથે વેપાર કરવાને તેનો ઇજારો કાયમ રાખવામાં આવ્યો; પરંતુ હિંદુસ્તાનનો વેપાર બધા અંગ્રેજોને ખુલ્લો કરવામાં આવ્યો.

---

# પ્રકરણ ૩૨મું

## માર્ક્વેસ ઑવ્ હેસ્ટિંગ્સ

**અર્લ ઑવ્ મૅાઇરા-માર્ક્વેસ ઑવ્ હેસ્ટિંગ્સ** (ઇ. સ. ૧૮૧૩-ઇ. સ. ૧૮૨૩)-લૉર્ડ મિન્ટોની પછી અર્લ ઑવ્ મૅાઇરા ગવર્નર-જનરલ થયો. તે માર્ક્વેસ ઑવ હેસ્ટિંગ્સના નામથી પ્રસિદ્ધ છે. એ પદવી પર તે

આવ્યો ત્યારે તે ૫૯ વર્ષનો હતો અને લશ્કરી અને મુલ્કી નોકરી કરી તેણે અનુભવ મેળવ્યો હતો. આરંભમાં તેના મગજમાં પણ તટસ્થ રહેવાની પદ્ધતિ ચલાવવાના વિચારો ઘૂમતા હતા; પણ તરતજ તેને એ વિચારો બદલવાની જરૂર પડી.

**નેપાળ સાથે લડાઈ**—નેપાળના ગુરખા લોકો બ્રિટિશ સરહદ પર પગપેસારો કરતા હતા. તેમણે પોતાની સત્તા પૂર્વ તરફ ભૂતાનની સરહદથી પશ્ચિમ તરફ સતલજ નદી સુધી વધારી હતી. લૉર્ડ વેલેસ્લિના સમયમાં અયોધ્યાના નવાબ વઝીરે ગોરખપુર અંગ્રેજ સરકારને આપ્યું હતું, તેથી બ્રિટિશ સરહદ અને નેપાળની સરહદ લગોલગ હતી. ગુરખા લોકોએ એ સરહદ પર ચડાઈ કરી. તેથી ઇ. સ. ૧૮૧૪માં તેમની સાથે લડાઈ જાહેર થઈ. ગુરખા લોકો પહાડી પ્રદેશમાં ઉછરેલા હોવાથી બહાદુર અને લડવામાં કુશળ હતા. લૉર્ડ હેસ્ટિંગ્સે તેમની સામાં ચાર લશ્કર મોકલ્યાં; પરંતુ તે પ્રદેશ અપરિચિત અને ડુંગરી હોવાથી તેમજ એવે સ્થળે ભારે તોપો લઈ જવાની મુશ્કેલીથી એમાંનાં ત્રણ લશ્કરને જીત મળી નહિ. પરંતુ ઑક્ટર્લોનિ નામના સમર્થ સરદારના હાથ નીચેનું ચોથું લશ્કર વિજયી થયું. તેણે ગુરખા સરદાર અમરસિંઘને હરાવ્યો અને તે છેક નેપાળની રાજધાની ખટમંડુ સુધી જઈ પહોંચ્યું. આથી ગુરખા લોકોને સલાહ કરવી પડી. ઇ. સ. ૧૮૧૬માં સેગોલી આગળ સંધિનો કરાર થયો, તે પ્રમાણે ગુરખાઓએ કુમાઉન અને તિરાઈ પ્રાન્તો અંગ્રેજ સરકારને આપી દેવાનું અને ખટમંડુમાં બ્રિટિશ રેસિડન્ટ રાખવાનું કબૂલ કર્યું. કુમાઉન હાથમાં આવવાથી નૈનિતાલ, મસુરી, અને સિમલા જેવાં ડુંગરી, હવા ખાવાનાં સ્થળો અંગ્રેજ લોકોને તાબે રહ્યાં છે. વખતે વખતે ગુરખા ટુકડીએ અંગ્રેજી લશ્કરમાં સારી સેવા બજાવી છે.

આ વિજયને માટે લૉર્ડ મોઇરાને માર્ક્વેસ ઑવ્ હેસ્ટિંગ્સ બનાવવામાં આવ્યો.

**પિંઢારાઓ**—બ્રિટિશ સરકારે થોડાંક વર્ષ થયાં દેશી રાજ્યોના કારભારમાં હાથ ઘાલવાની રાજ્યપદ્ધતિ સ્વીકારી હતી, તેથી તેમજ ગુરખા

સાથેની લડાઈમાં આરંભમાં બ્રિટિશ ફોજનો પરાજય થયો હતો, તેથી પિંઢારાઓ, પઠાણો, સીખો, અને મરાઠાઓને અંગ્રેજ સરકારની સામા થવાનું ઉત્તેજન મળ્યું. ઈર્ષ્યાને લીધે તેમનામાં કુસંપ હતો. બધા એકત્ર થયા હોત તો બ્રિટિશ સરકારની મુશ્કેલી ઘણી વધી પડત. તેઓ એકઠા નહોતા, તેથી એક પછી એક તેમને નરમ પાડવાનું કામ બ્રિટિશ સરકારે સહેલાઈથી કર્યું.

પિંઢારાઓ એ લુટારાનાં ટોળાં હતાં. તેમાં બધી ન્યાતો અને કોમોના લોકો હતા. તેમને મરાઠાઓની સહાયતા હતી. માળવામાં તેમનું મુખ્ય સ્થળ હતું, ત્યાંથી તેઓ ગુજરાત અને કૃષ્ણા નદી સુધી નિઝામના રાજ્ય પર લૂટફાટ કરતા હતા અને લોકો પર જુલમ કરી અત્યન્ત ત્રાસ વર્તાવતા હતા. બબ્બે ત્રણત્રણ હજાર માણસનાં ઝુંડ ટટ્ટુઓ પર બેસી એક દિવસમાં પચાસ માઇલ ફરી વળતાં અને માણસોને મારી નાખી કે તેમના પર જુલમ કરી, લૂટફાટ કરી, તેમની સામા લશ્કર આવે તે પહેલાં દૂર નાસી જતાં હતાં. તેમના નામથી લોકો એટલા બધા ત્રાસી જતા કે હજારો સ્ત્રીઓ કુવામાં પડી આપઘાત કરવો પસંદ કરતી. ત્રણત્રણ ચચ્ચાર છોકરીઓને તેઓ સામટી ટટ્ટુઓ પર બાંધી લઈ જતા અને ગુલામ તરીકે વેચતા.

લૉર્ડ હેસ્ટિંગ્સે એક લાખ માણસનું લશ્કર એકઠું કર્યું અને તેમની આઠ ટુકડી કરી માળવાના તેમના મધ્ય સ્થળમાં તેમને ઘેરી લેવાને મોકલી. દક્ષિણ તરફ તેણે સર થોમસ હિસ્લોપને મોકલ્યો અને ઉત્તર તરફ ગવર્નર–જનરલ જાતે ગયો.

**ચોથો મરાઠા વિગ્રહ**—પિંઢારાઓને વશ કરવાની ગોઠવણ કરવામાં આવી હતી. એવામાં સિંધિઆ અને ગાયકવાડ સિવાય બધા મરાઠાઓ અંગ્રેજ સરકારની સામા થયા. ઈ. સ. ૧૮૧૭માં પેશ્વા, ભોંસ્લે, અને હોલકરે એક પછી એક બ્રિટિશ સરકાર સામે લડાઈ જાહેર કરી. બીજા બાજીરાવ પેશ્વાએ ખડકીમાં રાખેલી બ્રિટિશ સેના પર હુમલો કર્યો (ઇ. સ. ૧૮૧૭). પરંતુ તે હાર્યો અને તેને નાસી જવું પડયું. તેનાં માણસો

તેને છોડી ગયાં અને તેને દેશમાં ભટકવું પડ્યું. ઇ. સ. ૧૮૧૮માં તેણે પાછું લશ્કર ભેગું કર્યું. પરંતુ તે કોરેગામ અને આસ્ટી આગળ હાર્યો. આથી તે સર જૉન મૉલ્કમને શરણે થયો. તેણે રાજ્ય છોડી દીધું અને બિથોરમાં તેને આઠ લાખ રૂપીઆનું વાર્ષિક પેન્શન બાંધી આપવામાં આવ્યું. લૉર્ડ હેસ્ટિંગ્સે શિવાજીના વારસને શોધી કાઢી તેને પેશ્વાના રાજ્યમાંથી સતારા ને કોલાપુર આપ્યાં ને તે સતારાનો રાજા કહેવાયો. પેશ્વાનો બાકીનો મુલક અંગ્રેજ સરકારના કબજામાં આવ્યો અને મુંબઈ ઇલાકાનો વિસ્તાર વધ્યો.

ભોંસલેને નાગપુર પાસે સિતાબાલ્ડીમાં હરાવ્યો (ઇ. સ. ૧૮૧૭). તેનું થોડું રાજ્ય ખાલસા કરવામાં આવ્યું અને બાકીનું બ્રિટિશ સરકારના રક્ષણ નીચે મૂકવામાં આવ્યું. હાલ એ પ્રાન્ત મધ્ય પ્રાન્ત કહેવાય છે.

સર જૉન મૉલ્કમે હોલકરના લશ્કરને મહીદપુર આગળ હરાવ્યું (ઇ. સ. ૧૮૧૭). લૉર્ડ હેસ્ટિંગ્સે મલ્હારરાવ હોલકર નામના બાળકને ઈંદોરની ગાદી પર બેસાડી બ્રિટિશ રેસિડન્ટને રાજ્યકર્તા (રીજન્ટ) તરીકે નીમ્યો.

મરાઠાઓની સાથે પિંઢારાઓ અને પઠાણો પણ નરમ પડ્યા. તેમનો પ્રસિદ્ધ નાયક ચીતુ જંગલમાં નાસી ગયો અને ત્યાં તેને વાઘે ફાડી ખાધો. સહુથી બળવાન્ સરદાર અમીરખાને પોતાના લશ્કરને રજા આપી અંગ્રેજ સરકાર સાથે સલાહ કરી. અંગ્રેજ સરકારે રજપુતાનામાં આવેલું ટોંક નામનું નાનું રાજ્ય તેના કબજામાં રહેવા દીધું. બીજા સરદારે લડાઈથી કંટાળી ઝેર ખાઈ આપઘાત કર્યો. કરીમખાન નામના સરદારને ગોરખપુરમાં જાગીર આપવામાં આવી, ત્યાં તેના વંશજો હજી પણ તે ભોગવે છે.

પઠાણોના સરદાર અમીરખાનને રજપૂતસંસ્થાનમાં ટોંક નામના નાના પ્રદેશનો નવાબ બનાવ્યો.

આ રીતે પિંઢારાઓ અને પઠાણોનું જોર નાશ પામ્યું. મરાઠાઓ સામા થયા તેમાં પેશ્વાએ પોતાનું રાજ્ય ખોયું અને સિંધિઆ, હોલકર, અને ભોંસલેના હાથમાં એકેક રાજ્ય બ્રિટિશ સરકારના રક્ષણ નીચે રહ્યું.

**લૉર્ડ હેસ્ટિંગ્સના સુધારા**—તેણે નિશાળો સ્થાપી કેળવણીને ઉત્તેજન આપ્યું. દેશી ભાષામાં પહેલું વર્તમાનપત્ર, 'સમાચારદર્પણ', તેના સમયમાં નીકળ્યું. મદ્રાસમાં સર ટૉમસ મન્રોએ રૈયતવારી પદ્ધતિ યોજી અને તે પ્રમાણે થોડા સમય માટે જમીનના ગણોતનો દર નક્કી કરવામાં આવ્યો. બંગાળામાં લૉર્ડ કૉર્નવૉલિસે જાથુ જમાબંદી દાખલ કરી હતી, તેમ ન કરતાં મદ્રાસમાં ગણોતનો દર હમેશને માટે નહિ, પણ થોડાં વર્ષ માટે મુકરર કરવામાં આવ્યો. બંગાળામાં સરકારે જમીનદારો સાથે જમાબંદીની ગોઠવણ કરી હતી, પણ આહિં એ ગોઠવણ ખેડુતો સાથે કરવામાં આવી.

દિલ્હી પાસે આવેલી જમનાની નહેરના બાંધકામમાં સુધારો કરવામાં આવ્યો.

આ પ્રમાણે લૉર્ડ હેસ્ટિંગ્સે હિંદુસ્તાનમાં બ્રિટિશ સત્તા વધારે દૃઢ કરી અને તે ઇંગ્લંડ ગયો ત્યારે પંજાબ સિવાય બધાં દેશી રાજ્યો બ્રિટિશ રાજકીય સત્તાની નીચે આવ્યાં.

---

## પ્રકરણ ૩૩મું

## લૉર્ડ ઍમ્હર્સ્ટ અને લૉર્ડ વિલિઅમ બૅંટિંક

**લૉર્ડ ઍમ્હર્સ્ટ**—(ઇ. સ. ૧૮૨૩-૧૮૨૮)-લૉર્ડ હેસ્ટિંગ્સની પછી લૉર્ડ ઍમ્હર્સ્ટ ગવર્નર-જનરલ નિમાયો (ઇ. સ. ૧૮૨૩). એ શાન્તિપ્રેમી હતો, તોપણ એને યુદ્ધમાં ઊતરવું પડ્યું. એના સમયમાં મુખ્ય બનાવ બ્રહ્મી લોકો સાથે થયલો વિગ્રહ હતો.

**પહેલો બ્રહ્મી વિગ્રહ**—બ્રહ્મદેશના રાજાએ પોતાના રાજ્યનો વિસ્તાર વધારી આસામ, કાચાર, અને મણિપુર જીતી લીધાં હતાં. ઇ. સ. ૧૮૨૪માં સીમા પર આવેલા કેટલાક ભાગમાં બ્રહ્મી લોકોએ પગપેસારો કર્યો, તેથી તેમની સાથે લડાઈ થઈ. મદ્રાસથી લશ્કર મોકલવામાં આવ્યું. તેણે રંગુનનો કબજો લીધો. સરદાર રિચર્ડ્સે ઇ. સ.

૧૮૨૫માં આસામ જીતી લીધું; પરંતુ બ્રહ્મદેશમાં જમીનમાર્ગે દાખલ થવાનો પ્રયાસ નિષ્ફળ ગયો અને ચિતેગોંગની સરહદ પર ગયલા લશ્કરની કતલ થઈ. તોપણ પ્રોમ શહેર જીતી લેવામાં આવ્યું અને છેવટે ઇ. સ. ૧૮૨૬માં યેન્ડબુ આગળ કરાર થયો તે પ્રમાણે આસામ, આરાકાન, અને ટિનાસરીમના પ્રાન્તો અંગ્રેજ સરકારના હાથમાં આવ્યા.

**ભરતપુર**—મરાઠાઓ હાર્યા પછી ભરતપુરના રાજાએ અંગ્રેજ સરકાર સાથે કરાર કર્યો હતો કે મારા મરણ પછી મારો પુત્ર બલવંતસિંઘ ગાદીએ આવે. ઇ. સ. ૧૮૨૫માં રાજા મરણ પામ્યો, એટલે દુર્જનસાલ રાજ્યગાદી પર બેઠો. આથી લૉર્ડ ઍમ્હર્સ્ટે ભરતપુરમાં તે ભરાઈ બેઠો હતો ત્યાંથી તેને કાઢવા અને બલવંતસિંઘને ગાદી આપવા લૉર્ડ કૉમ્બેર-મીઅરને મોકલ્યો, ઇ. સ. ૧૮૦૫માં સરદાર લેકે એ મજબૂત કિલ્લો સર કરવા પ્રયત્ન કર્યો હતો, તેમાં તે નિષ્ફળ ગયો હતો. ઇ. સ. ૧૮૨૬માં લૉર્ડ કૉમ્બરમીએ એ કિલ્લો સર કર્યો. બલવનસિંઘને ગાદી પર બેસાડવામાં આવ્યો.

આ બનાવ બન્યા પછી લૉર્ડ ઍમ્હર્સ્ટ દિલ્હી ગયો અને બાદશાહની સત્તા નામનીજ રહી હતી તેથી લૉર્ડ ઍમ્હર્સ્ટે જાહેર કર્યું કે હિંદુસ્તાનમાં હવે સર્વોપરિ સત્તા મુગલ બાદશાહની નહિ, પણ બ્રિટિશ કંપનિની છે.

લૉર્ડ ઍમ્હર્સ્ટના વખતથી સિમલા બ્રિટિશ સરકારનું ઉનાળાનું નિવાસસ્થાન થયું.

**લૉર્ડ વિલિઅમ બેંટિંક** (ઇ. સ. ૧૮૨૮–૧૮૩૫)—લૉર્ડ ઍમ્હર્સ્ટ પછી લૉર્ડ વિલિઅમ બેંટિંક ગવર્નર–જનરલ થયો. ૨૧ વર્ષ પહેલાં તેણે મદ્રાસના ગવર્નર તરીકે કામ કર્યું હતું, તેથી તે હિંદુસ્તાન અને ત્યાંના લોકથી વાકેફ હતો. તેના સમયમાં દેશમાં ઘણે ભાગે શાન્તિ હતી, તેથી તે સુધારા કરવા શક્તિમાન્ થયો.

**દેશમાં કરેલા સુધારા**—લૉર્ડ વિલિઅમ બેંટિં ગવર્નર-જનરલ નિમાયો ત્યારે તેને ઇંગ્લંડની સરકાર તરફથી એવો હુકમ મળ્યો હતો કે હિંદુસ્તાનમાં રાજ્યનો ખરચ ઓછો કરવો અને મહેસૂલ વધારવી; કેમકે બ્રહ્મી વિગ્રહથી અંગ્રેજ સરકારને એક કરોડ રૂપીઆનું દેવું થયું હતું. તેણે લશ્કરી તેમજ મુલ્કી ખાતામાં ખરચ કમી કર્યો. અત્યારસુધી સિપાઈઓ લડાઈમાં જાય ત્યારે તેમને પગાર ઉપરાંત ભથ્થુ મળતું હતું, તે ભથ્થું કમી કરવામાં આવ્યુ. લૉર્ડ કૉર્નવૉલિસની ગોઠવણ પ્રમાણે ઊંચી સરકારી નોકરીમાં દેશીઓને દાખલ કરવામાં આવતા નહોતા. લૉર્ડ વિલિઅમ બેંટિંકે ન્યાયખાતામાં અને બીજા ખાતાંમાં દેશીઓને દાખલ કરી ખરચ ઓછો કર્યો. આ પ્રમાણે લશ્કરી તેમજ મુલ્કી ખાતાંમાં ખરચ ઓછો કરવામાં આવ્યો. માળવામાં અફીણનો વેપાર ચાલતો હતો, તેનો ઇજારો સરકારે પોતાના હાથમાં રાખી રાજ્યની મહેસૂલમાં વધારો કર્યો. કલકત્તાની અપીલ કચેરીનું કામ ઘણું વધી જવાથી તેણે ઉત્તર હિંદુસ્તાનને માટે અલાહાબાદમાં અપીલ કચેરી ઉઘાડી. વળી કચેરીમાં કામ સરળ કરવા તેણે ફારસીને બદલે દેશી ભાષામાં કામ ચલાવવાનો હુકમ કર્યો.


લૉર્ડ વિલિઅમ બેંટિંક

**સતી અને બાળહત્યા**—હિંદુઓમાં વિધવા સ્ત્રીઓ પોતાના સ્વામીની ચિતા પર બળી મરી પ્રાણત્યાગ કરતી હતી. આ પ્રમાણે સ્ત્રીઓનો સતી થવાનો રિવાજ બંગાળામાં વધારે હતો. થોડાં વર્ષમાં ત્યાં ૮૦૦થી વધારે સ્ત્રીઓ સતી થઈ હતી. લૉર્ડ વિલિઅમ બેંટિંકે આ કમકમાટભરેલો રિવાજ બંધ કર્યો. જે સ્ત્રી સતી થાય કે જે કોઈ સતી થવામાં મદદ કરે તેને ફોજદારી કાયદા પ્રમાણે શિક્ષા ફરમાવવામાં આવી.

આ રીતે આ રિવાજ બંધ થયો. આ કામમાં તેને દ્વારકાનાથ ટાગોર અને રામમોહનરાય જેવા કેળવાયલા બંગાળીઓ તરફથી સહાયતા મળી. તેમણે કહ્યું કે સતી થવાનું હિંદુ ધર્મમાં ઉપદેશેલું નથી એટલુંજ નહિ, પણ તે હિંદુ ધર્મથી વિરુદ્ધ છે. કાદમ્બરીમાં બાણુ કવિએ પ્રાચીન દૃષ્ટાન્તો આપી એ દુષ્ટ પ્રચારને તિરસ્કારી કાઢયો છે.

તેણે બાળહત્યા અટકાવવાનો બીજો કલ્યાણકારક સુધારો કર્યો. રજપૂતસંસ્થાનમાં એ રિવાજ ઘણો ચાલતો. રજપૂત સરદારો બાળકન્યાઓનો વધ કરતા. ગવર્નર–જનરલે તેમને સમજાવી આ દુષ્ટ રિવાજ નાબૂદ કરાવ્યો.

**ઠગ લોકો**—તે સમયે મુસાફરી કરવી ઘણી ભયભરેલી હતી; કેમકે દેશમાં ધાડપાડુઓ, લુટારા, અને ઠગ લોકોનું ઘણું જોર હતું. ધાડપાડુઓ ત્રીસચાળીસ માણસનાં ટોળાંમાં સાધારણ મુસાફરનો પહેરવેશ ધારણ કરી ફરતા. તેઓ રાત્રે મસાલ સાથે પૈસાદાર લોકોનાં ઘરમાં પેસતા, તેમને લૂટી લેતા, અને તેઓ સામા થતા તો તેમને મારી નાખતા.

ધાડપાડુઓ કરતાં પણ ઠગ લોકો વધારે ત્રાસદાયક હતા. ધાડપાડુઓ તો જેઓ તેમને લૂટવા નહોતા દેતા અને તેમની સામા થતા તેમનેજ મારી નાખતા. પણ ઠગ લોકો હમેશ મોંમાં ડૂચા ઘાલી ગુગળાવીને મારી નાખતા. તેઓ પદરવીસનાં ટોળાંમાં ફરતા, એકલવાયા મુસાફરને ફોસલાવી જંગલમાં લઈ જતા અને ત્યાં તેમના ગળાની આસપાસ કપડું નાખી ગુંગળાવી મારી નાખતા. તેઓ સંકેતવાળી ભાષા વાપરતા, તે કોઈ સમજી શકતા નહોતા. તેઓ કાલિકા માતાના સેવક હતા અને મનુષ્યનો ભોગ આપવાથી માતા પ્રસન્ન થાય છે એમ સમજતા. તેમનું મુખ્ય સ્થળ મધ્ય હિંદુસ્તાન હતું. હૈદરાબાદથી અયોધ્યા સુધી અને બુંદેલખંડથી રજપૂતસસ્થાન સુધી તેઓ સર્વત્ર ત્રાસ વર્તાવતા હતા. ખૂન અને લૂટફાટ તેમનું જીવન હતું. લૉર્ડ વિલિઅમ બેંટિંકે મેજોર સ્લીમૅનની મદદથી દેશને આ ભયંકર ત્રાસથી મુક્ત કર્યો. ૭ વર્ષમાં તેમની ટોળીઓને વિખેરી નાખવામાં આવી. હજારો ઠગો પકડાયા, તેમાંના કેટલાકને ફાંસીની સજા કરવામાં આવી અને કેટલાકને દેશનિકાલ કરવામાં આવ્યા.

**અંગ્રેજી ભાષા**—રાજકર્તાની ભાષા કચેરીઓમાં અને સરકારી કાર્યવ્યવહારમાં હમેશ વપરાય છે. મુગલ લોકોના સમયમાં ન્યાયની કચેરીઓમાં અને સરકારી કામકાજમાં ફારસી ભાષા વપરાતી. અત્યાર-સુધી એજ વહીવટ ચાલતો હતો. લૉર્ડ વિલિઅમ બેન્ટિંકે તેમાં ફેરફાર કરી સરકારી વ્યવહારમાં અંગ્રેજી ભાષા દાખલ કરી.

**કેળવણી**—ઇ. સ. ૧૮૩૩માં ઇસ્ટ ઇંડિઆ કંપનિની સનદનો પટો પૂરો થયો, તે નવો કરવામાં આવ્યો. હવેથી કંપનિ વેપાર કરતી બંધ થઇ. નવા કરાર પ્રમાણે તેની સનદમાં કેટલાક ફેરફાર કરવામાં આવ્યા, તેમજ ગવર્નર-જનરલની સભામાં કાયદા રચવા માટે એક સભ્ય નીમવામાં આવ્યો. આ પ્રમાણે ઇંગ્લંડનો પ્રસિદ્ધ ઇતિહાસકાર લૉર્ડ મૅકૉલે કાયદાનો સભ્ય નિમાયો. હિંદુસ્તાનમાં હાલ જે અંગ્રેજી કેળવણીની પદ્ધતિ ચાલે છે તે તેણેજ દાખલ કરી છે. તેની સલાહથી ગવર્નર-જનરલે ઇ. સ. ૧૮૧૩થી અરબી ને સંસ્કૃત ભાષાની કેળવણી પાછળ એક લાખ રૂપીઆની રકમ ખરચવામાં આવતી તે હવે અંગ્રેજી ભાષાની મારફત અંગ્રેજી અને બીજી યુરોપની ભાષાની કેળવણી આપવા પાછળ ખરચવાનો ઠરાવ કર્યો. બધી ઊંચી કેળવણી અંગ્રેજી ભાષાદ્વારાજ આપવી એવા તેના વિચારને લીધે તે સમયથી હાઈસ્કૂલો ને કૉલેજોમાં અંગ્રેજી ભાષાદ્વારાજ બધા વિષયોનું શિક્ષણ અપાય છે. આથી અંગ્રેજી ભાષાના જ્ઞાનને ઘણું ઉત્તેજન મળ્યું છે. અંગ્રેજી ભાષાના ઉત્તમ વક્તાઓ, લેખકો, અને કવિઓ તરીકે દશીઓ પ્રસિદ્ધ થાય છે. કૉંગ્રેસ જેવી મોટી પ્રજાસભાનું કામકાજ અંગ્રેજીમાં ચાલે છે અને એક ખંડ જેવા વિશાળ હિંદુસ્તાન દેશના જુદા જુદા રિવાજ અને દેશી ભાષાઓવાળા પ્રાન્તોના કેળવાયલા લોકો અંગ્રેજી ભાષાદ્વારા પરસ્પર વ્યવહાર ચલાવી શકે છે. એ રીતે અંગ્રેજી ભાષા દેશને એકત્ર કરવામાં મોટું અને પ્રબળ સાધન થઈ પડી છે અને તેને માટે દેશ લૉર્ડ મૅકૉલેના ધારાને આભારી છે.

**માતૃભાષાની કેળવણીને હાનિ**—પરંતુ પરદેશી ભાષાદ્વારા ઊંચી કેળવણી મળવાથી જનસમાજના નીચલા વર્ગમાં તે પહોંચી શકી

નથી, તેમજ માતૃભાષાની કેળવણીને હાનિ થઈ છે અને કેળવણી ખર્ચાળ થઈ છે. તેમાં સમય અને પરિશ્રમનો નકામો વ્યય થાય છે. ઊંચી કેળવણી પણ માતૃભાષાદ્વારા અપાય તો આવી હરકતો દૂર થાય; થોડા સમય અને પરિશ્રમમાં વિશેષ અને સંગીન કેળવણી મળે અને માતૃભાષાની ખિલવણીને ઉત્તેજન મળે. મનુષ્યમાત્ર સ્વભાષામાંજ વિચાર કરે છે તો આપણા દેશમાં પણ તેમ થવું જોઈએ, એમ એ વિષય પર હાલ દેશના લોકોનું ધ્યાન ખેંચાયું છે.

**કાચાર અને કુર્ગ**—કાચારના રાજાનું ખૂન થયું હતું અને તેને કોઈ વારસ નહોતો. બ્રહ્મદેશના રાજાએ તેના કારભારમાં માથું ન મારવાનું અંગ્રેજોના કરાર પ્રમાણે વચન આપ્યું હતું. લોકો બ્રિટિશ રાજ્યને ચહાતા હતા. તેથી કાચાર દેશ બ્રિટિશ રાજ્ય સાથે સામેલ કરવામાં આવ્યો (૧૮૩૨). હાલ તે આસામ પ્રાન્તનો એક ભાગ છે અને તેમાં ચાહના રોપાઓના યુરોપી વેપારીઓ રહે છે.

મ્હૈસૂર અને મલબાર કિનારાની વચ્ચે કુર્ગ પ્રાન્ત આવેલો છે. ત્યાંનો રાજા ગાંડો થયો હતો અને પ્રજા પર જુલમ કરતો હતો. આથી લૉર્ડ વિલિઅમ બેંટિંકે ઇ. સ. ૧૮૩૪માં રાજાને ગાદી પરથી ઉઠાડી મૂકી કુર્ગમાં બ્રિટિશ રાજ્ય દાખલ કર્યું. હાલ ત્યાં મ્હૈસૂરના રીજન્ટની સત્તા નીચે કમિશ્નર કારભાર ચલાવે છે.

**યુરોપ સાથે વ્યવહાર**—આ સમયમાં યુરોપમાં વરાળયન્ત્રની શોધ થઈ હતી, તેથી તેનો લાભ લઈ યુરોપ સાથે હિંદુસ્તાનનો વ્યવહાર રાતા સમુદ્ર અને સુવેજની મારફતે ચલાવવાનો માર્ગ સુગમ કરવામાં આવ્યો. મુંબઈથી સુવેજ સુધી પહેલી આગબોટ એના વખતમાં ચાલી.

---

## પ્રકરણ ૩૪મું

## લૉર્ડ ઑકલૅન્ડથી લૉર્ડ હાર્ડિંગ સુધી

**સર ચાર્લ્સ મેટ્કાફ અને લૉર્ડ ઑકલૅન્ડ**—લૉર્ડ વિલિઅમ બેંટિંકની પછી લૉર્ડ ઑકલૅન્ડ ગવર્નર-જનરલ તરીકે નિમાયો; પરંતુ તેને

આવતાં વર્ષનો વિલમ્બ થયો, તે દર્મિયાન સર ચાર્લ્સ મેટ્કાફે કારભાર ચલાવ્યો. તેની ટૂંકી કારકીર્દીમાં એક અગત્યનો બનાવ બન્યો. છાપખાનાં પર જે પ્રતિબંધ હતા તે લઈ લેવામાં આવ્યા.અને છાપખાનાંને જે કંઈ છાપવું હોય તે છાપવાની છૂટ બક્ષવાનો ધારો પસાર કરવામાં આવ્યો. ઈ. સ. ૧૮૩૭ના માર્ચ માસમાં લૉર્ડ ઑક્લૅન્ડ કલકત્તા આવ્યો.

**પહેલો અફ્ગાન વિગ્રહ** (ઇ. સ. ૧૮૩૮–૧૮૪૨)—લૅર્ડ ઑક્લૅન્ડ ગવર્નર–જનરલ થયો ત્યારે યુરોપમાં ફ્રાન્સની સત્તા નરમ પડી ગઈ હતી. રશિઆ તેના કબજામાંથી છૂટું થયું હતું અને રશિઅન સરકાર મધ્ય એશિઆમાં પોતાની સત્તા વધારવાનો પ્રયત્ન કરતી હતી. તેનો વિચાર કાસ્પિઅન સમુદ્ર લગણના પ્રાન્તો જીતી ઇરાનમા સત્તા મેળવવાનો હતો. આ પ્રમાણે હિંદુસ્તાનને રશિઆ તરફથી ભયનું કારણ હતું એમ લૉર્ડ ઑક્લૅન્ડને અને ઇંગ્લંડના મંડળને લાગ્યું અને ઇરાનીઓએ હેરાતને ઘેરો ઘાલ્યો ત્યારે એ ભયમાં વૃદ્ધિ થઈ. તે સમયે અફ્ઘાનિસ્તાનમા દોસ્ત મુહમ્મદ નામનો અમીર હતો, તે રશિઆના પક્ષમા હતો. શાહ શુજા અફ્ગાનિસ્તાનની ગાદી પર દાવો કરતો હતો, તે ત્યાથી નાસી આવી પંજાબમાં રહેતો હતો. લૉર્ડ ઑક્લૅન્ડે દોસ્ત મુહમ્મદને ગાદી પરથી ઉઠાડી શાહ શુજાને ગાદી પર બેસાડવાનો વિચાર કર્યો. હિંદુસ્તાનની સરકાર, શાહ શુજા, અને રણજીતસિંહ વચ્ચે એક કરાર કરવામાં આવ્યો અને શાહ શુજાને ગાદી પર બેસાડવા અફ્ગાનિસ્તાનમાં લસ્કર મોકલવામા આવ્યું. બ્રિટિશ લશ્કરે કાબુલ, કંદહાર, અને ગઝની જીતી લીધાં અને શાહ શુજાને ગાદી પર બેસાડયો. તેમને વશ



દોસ્ત મુહમ્મદ

રાખવાને માટે દેશમાં ઘણું લશ્કર રાખવાની જરૂર હતી. તેઓ એટલા બધા ચિડવાયા હતા કે ગમે તે વખતે માથું ઉચકવા તૈયાર હતા. બે વર્ષ રહીને ધુંધવાયા કરતો વહ્નિ સળગી ઊઠયો. પહેલાં, ઘિલજીઓએ બળવો કર્યો. સર રૉબર્ટ સેલ થોડા સવારો સાથે હિંદુસ્તાન જતો હતો, તેના પર તેમણે હુમલો કર્યો અને તેને જલાલાબાદમાં આશ્રય લેવાની જરૂર પાડી. બીજે મહીને પોલિટિકલ એજન્ટ, સર એલેકઝૅન્ડર બર્ન્સનું કાબુલમાં ખૂન કરવામાં આવ્યું. ત્યારપછી સર વિલિઅમ મેક્નૅાટને તેમના સરદારથી છેતરાઈ તેમની સાથે સલાહને માટે મસલત કરવા માંડી હતી તેની, સાથેનાં બધાં માણસો સાથે, કતલ કરવામાં આવી. કાબુલમાં રહેલી લશ્કરી ટુકડીનો અમલદાર બીધો. તેણે પોતાની બધી તોપો શરણે કરી, અને બ્રિટિશ લશ્કરને સહીસલામત હિંદુસ્તાનમાં પહોંચાડવામાં આવે તો ૧૪ લાખ રૂપીઆ આપવાનું વચન આપ્યું.

આ પ્રમાણે ઇ. સ. ૧૮૪૨ની ૬ઠ્ઠી જાન્યુઆરિએ કાબુલમાંનું બધું લશ્કર, ૪,૦૦૦ યોદ્ધા, અને ૧૨,૦૦૦ છાવણીની પાછળ જનારા હિંદુસ્તાન પાછા ફરવા નીકળ્યાં. પછી તરતજ શાહ શુજાને મારી નાખી તેના શબને ખાડીમાં નાખી દેવામાં આવ્યું. દગાખોર અફગાનો જાણતા હતા કે અંગ્રેજો આપણા હાથમાં છે. તેમનો વિચાર તેમને જીવતા પાછા જવા દેવાનો નહોતો. તેઓએ પાછા જવા માંડયું કે તરતજ અફગાનોએ તેમને આગળથી ને પાછળથી ઘેરી લીધા, તેમનાં પાછળ પડેલાં માણસોને ભેગાં થવા દીધાં નહિ, અને તેમનો સામાન લૂટી લીધો. તેમનાં દુઃખનો પાર રહ્યો નહિ. કડકડતો શીઆળો હતો અને જમીન પર બરફ ઊંડો પડયો હતો. અનાજ કંઈ પણ મળે એમ નહોતું. કુર્ડ કાબુલના ઘાટમાં ૩,૦૦૦ માણસ મરી ગયાં, પણ અંગ્રેજો ધૈર્ય રાખી આગળ ચાલ્યા; પરંતુ રસ્તામાં ટાઢ, ભૂખમરો, અને અફગાનોના હુમલાથી તેઓમાંના ઘણાખરા મરણને શરણ થયા. જ્યારે બચવાનો કંઈ ઇલાજ રહ્યો નહિ ત્યારે બાકી રહેલાં બૈરાં ને છોકરાં અને કેટલાક અમલદારો અફગાનોને વશ થયાં અને તેમને પાછા કાબુલ લઈ જવામાં આવ્યાં. ઇંગ્લંડની સરકારે લૉર્ડ ઑકલૅન્ડનો દોષ કાઢી તેને પાછો બોલાવી લીધો.

**લૉર્ડ એલેન્બરો**—(ઇ. સ. ૧૮૪૨-૧૮૪૪)—લૉર્ડ ઑક્લૅન્ડની પછી લૉર્ડ એલેન્બરો ગવર્નર-જનરલ તરીકે નિમાયો. તેણે તરતજ અફ્ગાન લોકો સાથેના વિગ્રહ માટે વ્યવસ્થા કરી. સરદાર પૉલૉકને ખાઇબર ઘાટને રસ્તે અફ્ગાનિસ્તાન મોકલ્યો. કંદહાર અને જલાલાબાદમાં બ્રિટિશ લશ્કરની ટુકડીઓ હતી તે અફ્ગાન લોકોના હુમલા સામે ટકી રહી હતી. સરદાર પૉલૉકના હાથ નીચેની ટુકડી જલાલાબાદની ટુકડીને આશ્રય આપી કાબુલ ગઈ. સરદાર નૉટ કંદહારથી ધસ્યો અને ગઝની જીતી કાબુલમાં પૉલૉકને મળ્યો. સરદાર પૉલૉકના લશ્કર સાથે કંદહાર ને જલાલાબાદની બે ટુકડીઓ કાબુલમાં ભેગી થઈ. કાબુલનો કિલ્લો સર કરી બ્રિટિશ લશ્કર હિંદુસ્તાન પાછું ફર્યું. શાહ શુજાની કતલ કર્યા પછી અફ્ગાન લોકોએ દોસ્ત મુહમ્મદને ગાદીએ બેસાડ્યો હતો. લૉર્ડ એલેન્બરોએ તેની સાથે કોઈ જાતની શરત કરી નહિ અને અફ્ગાનિસ્તાનના કારભારમાં હવે વધારે હાથ ન ઘાલવો એવો નિશ્ચય કર્યો.

**સિંધની જીત**—બલુચી સરદારો સિંધના અમીર કહેવાતા હતા અને સિંધ દેશ તેમના અમલ નીચે હતો. સાહાય્યકારક યોજના પ્રમાણે ઇ. સ. ૧૮૩૯માં બ્રિટિશ સાહાય્યકારક સેના સિંધમાં રહેતી હતી. અફ્ગાન વિગ્રહમાં બ્રિટિશ લશ્કરની હાર થવાથી અમીરો ઉશ્કેરાયા. લાલસિંધ અને ફેજસિંધ સત્તા મેળવવા આતુર હતા. તેમણે ઇ. સ. ૧૮૪૩માં સતલજ નદી ઓળંગી બ્રિટિશ રેસિડન્ટ પર હુમલો કર્યો એટલે લડાઈ શરૂ થઈ. સર ચાર્લ્સ નેપિઅરે અમીરોને હૈદરાબાદની પાસે મીઆની આગળ હરાવ્યા ( ઇ. સ. ૧૮૪૩ ). સિંધને બ્રિટિશ રાજ્ય સાથે જોડી દેવામાં આવ્યું. પાછળથી તેને મુંબઈ ઇલાકામાં મૂક્યું અને હાલ પણ તે મુંબઈ ઇલાકાનો ભાગ છે.

**ગ્વાલિઅર**—આ સમયે સિંધિઆ મરણ પામ્યો. તેને સંતતિ નહોતી. તેની વિધવા તારાબાઈએ દત્તક લીધો હતો. તેથી બ્રિટિશ સરકારે ત્યાં રાજકર્તા ( રીજન્ટ ) નીમ્યો. પરંતુ વિધવા રાણીના કારભારીઓના તરફથી રાજ્યકર્તાને કાઢી મૂકવામાં આવ્યો અને બ્રિટિશ રેસિડન્ટને

ગ્વાલિઅર છોડવું પડયું. સર હ્યૂ ગફને આગ્રાથી લશ્કર સાથે મોકલ્યો, તેણે મરાઠા લશ્કરને ગ્વાલિઅરની પાસે મહારાજપુરમાં અને પાછળથી પનિઆર આગળ હરાવ્યું (ઇ. સ. ૧૮૪૩). રાજા પુખ્ત ઉમરનો થાય ત્યાંસુધી કારભાર છ મરાઠા રાજ્યતન્ત્રીઓને સોંપવામાં આવ્યો.

**સર હેન્રિ હાર્ડિંગ** (ઇ. સ. ૧૮૪૪–૧૮૪૮)—ઇંગ્લંડની સરકારને લૉર્ડ એલેન્બરોનો કારભાર પસંદ ન પડવાથી તેને બોલાવી લઈ સર હેન્રિ હાર્ડિંગને તેણે ગવર્નર–જનરલ તરીકે મોકલ્યો. તે પાછળથી લૉર્ડ હાર્ડિંગ થયો. તે લશ્કરી કામમાં કુશળ હતો અને શાન્તિને ચહાતો હતો, તોપણ તેને સીખ લોકો સાથે લડાઇમાં ઊતરવું પડયું.

**પહેલો સીખ વિગ્રહ** (ઇ. સ. ૧૮૪૫–૧૮૪૬)—'પંજાબનો સિંહ' રણજીતસિંહ ઇ. સ. ૧૮૩૯માં મરણ પામ્યો. તે જીવ્યો ત્યાંસુધી બ્રિટિશ સરકારનો નિમકહલાલ મળતીઓ હતો. હવે તેનું શૂરૂં લશ્કર કોઇના અંકુશમાં રહ્યું નહિ. અફઘાનિસ્તાનમાં બ્રિટિશ લશ્કરનો પરાજય થયો તેથી તે વધારે ઉશ્કેરાયું. તેણે ધુલીપસિંઘ નામના ૫ વર્ષના રણજીતસિંહના કહેવાતા પુત્રને ગાદીએ બેસાડયો. સીખ લશ્કરે સતલજ નદી ઓળંગી બ્રિટિશ સરહદ પર હુમલો કર્યો. બે મહીનાની અંદર બ્રિટિશ લશ્કર અને સીખ લશ્કર વચ્ચે ચાર મોટાં યુદ્ધ થયાં. પહેલાં બે યુદ્ધ મુડકી અને ફિરોઝ-શહેર આગળ થયાં (ઇ. સ. ૧૮૪૫). બ્રિટિશો જીત્યા, પણ તેમને ભારે નુકસાન થયું. જલાલાબાદનો વીર પુરુષ સર રૉબર્ટ સેલ મરણ પામ્યો. ત્યારપછી એક મહીનો બંને પક્ષે આરામ લીધો. પછી ઇ. સ. ૧૮૪૬ના જાન્યુઆરિમાં સીખ લોકોએ ફરી સતલજ નદી ઓળંગી. સર હૅરિ સ્મિથે તેમને અલિવાલ આગળ હરાવ્યા. સીખ લોકોનાં ઘણાં માણસોની કતલ થઈ અને તેમનો ઘણો દારૂગોળો શત્રુના હાથમાં ગયો. સીખ લોકો નાઉમેદ થયા પણ તેમણે એક વાર ફરી લડાઈ કરી. હૅરિ સ્મિથ અને સર હ્યૂ ગફનાં લશ્કર એકઠાં થયાં. સુબ્રાઉન આગળ લડાઈ થઈ, તેમાં સીખ લોકો બહાદુરીથી લડ્યા પણ તદ્દન હારી ગયા. તેથી સીખ લશ્કરને સતલજની પેલી તરફ નાસી જવું પડયું. લાહોર જીતાયું અને સીખ લોકો તાબે થયા.

લાહોર આગળ કરાર થયો તે પ્રમાણે સીખ લશ્કર ઓછું કરવામાં આવ્યું. સતલજ અને બિઆસ નદીની વચ્ચેનો પ્રદેશ બ્રિટિશ હિંદ સાથે જોડી દેવામાં આવ્યો. ધુલીપસિંઘને રાજા તરીકે કબૂલ રાખવામાં આવ્યો. મેજર હેન્રિ લૉરેન્સને લાહોરમાં રેસિડન્ટ તરીકે રાખવામાં આવ્યો. ધુલીપસિંઘના રક્ષણને માટે ત્યાં બ્રિટિશ ટુકડી રાખવામાં આવી અને લડાઈનો ખરચ ૧૫ લાખ પાઉંડ સીખ લોકો પર નાખવામાં આવ્યો. આ ભારે ખરચ આપવા સિંઘના રાજાને પોતાના તાબાનું કાશ્મીરનું રાજ્ય જમ્મુના રાજાને ૧૦ લાખ પાઉંડ સારુ વેચવું પડ્યું.

**સુધારા**—લૉર્ડ હાર્ડિંગ ઇંગ્લંડ ગયો તે પહેલાં તેણે રાજ્યમાં કેટલાક સુધારા કર્યા. તેણે ગંગાની નહેર ખોદાવવાનું કામ આગળ વધાર્યું અને રક્ષિત રાજ્યોમાં સતી, બાળહત્યા, અને મનુષ્યવધના દુષ્ટ રિવાજો અટકાવ્યા. તેણે મીઠા પરનો કરાર ઓછો કર્યો, અંગ્રેજી ભાષાની કેળવણીને ઉત્તેજન આપ્યું, અને સરકારી નોકરીમાં દેશીઓને વધારે સંખ્યામાં દાખલ કર્યા.

---

## પ્રકરણ ૩૫મું

## લૉર્ડ ડેલ્હાઉઝિ

**લાર્ડ ડેલ્હાઉઝિ** (ઇ. સ. ૧૮૪૮–૧૮૫૬)—લૉર્ડ ડેલ્હાઉઝિ એ સ્કૉચ હતો અને ગવર્નર-જનરલ થયો ત્યારે એની ઉમર માત્ર ૩૫ વર્ષની હતી, તે ભર જુવાનીમાં હતો અને ઉત્સાહનો ભરેલો હતો.

**બીજો સીખ વિગ્રહ**—લૉર્ડ હાર્ડિંગે પંજાબના વહીવટ માટે મહારાજા ધુલીપસિંઘ સગીર રહે ત્યાંસુધી એક સભા નીમી હતી. તેમાં સીખ અમીરો હતા અને તેમને લાહોરમાં રહેતા બ્રિટિશ રેસિડન્ટની નીચે કામ કરવાનું હતું. પણ એ ગોઠવણ લાંબો વખત પહોંચી નહિ. ખાલસા લશ્કર રાજકાર્ય કરનારી સભાને આધીન રહેવા ખુશ નહોતું. લડાઈની શરૂઆત મુલતાનમાં થઈ. ત્યાંના ગવર્નર મૂળરાજે બળવો ઉઠાવી બે

બ્રિટિશ અમલદારોનાં ખૂન કર્યાં. આથી આખું સીખ લશ્કર સામું થવા ઉશ્કેરાયું. મૂળરાજ મુલતાનના કિલ્લામાં હતો. ઇ. સ. ૧૮૪૯માં લૉર્ડ ગફ નામના સેનાધિપતિએ મુલતાનને ઘેરો ઘાલી કિલ્લો જીતી લીધો. મૂળરાજ બ્રિટિશ સરકારને વશ થયો. ઝેલમ નદી પર આવેલા ચિલિઆનવાળા શહેર આગળ સીખ અને બ્રિટિશ લશ્કર વચ્ચે ખુનરેજી લડાઈ થઈ (ઇ. સ. ૧૮૪૯). સીખ લોકો બહાદુરીથી લડ્યા અને લડાઈનું પરિણામ અનિશ્ચિત રહ્યું. બંને પક્ષે ધાર્યું કે પોતે વિજયી થયા છે. પરંતુ બીજું યુદ્ધ ગુજરાત પ્રાન્તમાં ચિનાબ નદી પર આવેલા ગુજરાત શહેર આગળ થયું (ઇ. સ. ૧૮૪૯), તેમાં સીખ લોકો તદ્દન હાર્યા અને અફગાન લોકો તેમની મદદે આવ્યા હતા તેમને નાસી જવું પડયું. લડાઈનો અન્ત આવ્યો. પરિણામે પંજાબ પ્રાન્ત ખાલસા કરવામાં આવ્યો. ત્યાં પ્રથમ ચીફ કમિશ્નર અને પાછળથી લેફ્ટેનન્ટ–ગવર્નર નીમવામા આવ્યો. હાલ એ પ્રાન્ત લેફ્ટેનન્ટ ગવર્નરનાજ હાથ નીચે છે. સીખ લોકો બ્રિટિશ સરકારના વફાદાર મળતીઆ નીવડયા છે અને સીખ ટુકડી હિંદુસ્તાનના બ્રિટિશ લશ્કરનો અગત્યનો ભાગ છે. ઇ. સ. ૧૮૫૭ના બળવા વખતે સીખ લોકો બ્રિટિશ સરકારને વફાદાર રહ્યા હતાં.

**બ્રહ્મદેશ સાથે બીજો વિગ્રહ**—ત્રણ વર્ષ રહીને બ્રહ્મદેશ સાથે લડાઈ જાગી. ઇ. સ. ૧૮૫૨માં બ્રહ્મદેશના રાજાએ રંગુનના બ્રિટિશ વેપારીઓ પર જુલમ ગુજાર્યો અને તેનો બદલો વાળવાને ખુશ નહોતો. આથી બ્રિટિશ સરકારે લડાઈ જાહેર કરી. રંગુન અને પ્રોમ જીતી લેવામાં આવ્યાં અને પેગુ પ્રાન્ત ખાલસા કરવામાં આવ્યો. આ નીચલો બ્રહ્મદેશ હતો. ઉપલો બ્રહ્મદેશ સ્વતન્ત્ર રહ્યો.

**પ્રાન્તો ખાલસા કરવાની રાજ્યપદ્ધતિ**—લૉર્ડ ડેલ્હાઉઝિને માલમ પડયું કે લૉર્ડ વેલેસ્લિની સાહાય્યકારક પદ્ધતિનાં પરિણામ બહુ સારાં આવ્યાં નથી. દેશી રાજાઓ સત્તાનો દુરુપયોગ કરતા હતા અને મોજશોખમાં જીવન ગાળતા હતા, તેથી રાજ્યમાં અવ્યવસ્થા હતી અને રૈયત દુઃખી હતી. એવામાં રાજ્યોને પ્રત્યક્ષ બ્રિટિશ અમલમાં લાવવાથી



લૉડ ડેલ્હાઉઝિના સમયનું
- હિંદુસ્તાન -
પંજાબ
સિંધ
રજપુતાના
બંગાળા
ઈલાકો
હૈદરાબાદ
મૈસૂર

પ્રજા સુખી થશે એમ લૉર્ડ ડેલ્હાઉઝિને લાગ્યું, તેથી તેણે ખાનગી મિલ્કતના સંબંધમાં ઇંગ્લંડમાં ચાલતો કાયદો રાજ્યોને લાગુ પાડવાનો વિચાર કર્યો. એ કાયદા પ્રમાણે કોઈ ખાનગી મિલ્કતનો માલિક બિનવારસ મરણ પામે તો બધી મિલ્કત સરકારમાં જાય. હાલ કોઈ દેશી રાજ્યકર્તાને સંતતિ ન હોય તો તેને દત્તકપુત્ર લેવાનો અધિકાર છે. પરંતુ લૉર્ડ ડેલ્હાઉઝિએ એવો ઠરાવ કર્યો કે કોઈ રાજા કે નવાબ બિનવારસ મરણ પામે તો તેનું રાજ્ય બ્રિટિશ સરકારમાં ખાલસા થાય. એ નિયમ લાગુ પાડી તેણે ઘણાં દેશી રાજ્યો ખાલસા કર્યાં.

**ખાલસા કરેલાં રાજ્યો**—ઉપલા નિયમ પ્રમાણે લૉર્ડ ડેલ્હાઉઝિના કારભારના પહેલાજ વર્ષમાં સતારાનું રાજ્ય ખાલસા કરવામાં આવ્યું. પાછળથી ઝાંસી અને ભોંસ્લેને તાબેનું નાગપુરનું રાજ્ય એજ નિયમને અનુસારે ખાલસા કરવામાં આવ્યાં (ઇ. સ. ૧૮૫૩). દત્તક કરતા પહેલાં સર્વોપરિ બ્રિટિશ સત્તાની રજા માગવામાં આવી નહોતી એ, સતારા ને ઝાંસીના રાજ્યને ખાલસા કરવાનું કારણ આપવામાં આવ્યું. નાગપુરના રાજ્યને ખાલસા કર્યું; કારણ કે તેમાં કોઈ વારસ નહોતો.

વળી બીજી રીતે પણ કેટલાંક દેશી રાજ્યો ખાલસા થયાં. વાયવ્ય સરહદ પર આવેલા સિખિમ પ્રાન્તનો થોડોક ભાગ બ્રિટિશ મુસાફરો તરફ રાજાની ખરાબ વર્તણુક માટે શિક્ષા તરીકે ખાલસા કરવામાં આવ્યો.

ઇ. સ. ૧૮૫૬માં અયોધ્યા પ્રાન્ત ખાલસા કરવામાં આવ્યો; કારણ કે રાજ્યકારભારમાં ઘણી અવ્યવસ્થા હતી. રાજ્યની આવક રાજા મોજશોખમાં ગુમાવતો હતો અને પ્રજા દુ:ખી હતી. આથી રાજા વજિદ અલિને કલકત્તામાં દેશનિકાલ કરવામાં આવ્યો અને તેને ૧૨ લાખ રૂપીઆનું વાર્ષિક પેન્શન બાંધી આપવામાં આવ્યું.

**નાના સાહેબ**—રજો બાજીરાવ પેશ્વા ઇ. સ. ૧૮૫૧માં મરણ પામ્યો. નાના સાહેબ તેનો દત્તક હતો. બાજીરાવ જીવે ત્યાં સુધીજ તેને આઠ લાખ રૂપીઆ પેન્શન આપવાનું હતું, તેથી એ પેન્શન નાના સાહેબે

માગ્યું તે આપવાની બ્રિટિશ સરકારે ના કહી. પરંતુ બાજીરાવની ખાનગી મિલ્કત ૨૮ લાખ રૂપીઆની હતી તે તેને લેવા દીધી.

**સુધારા: રેલ્વે**—લૉર્ડ ડેલ્હાઉઝિના સમયમાં પ્રજાનાં સાધનોમાં ઘણો વધારો કરવામાં આવ્યો. ઇ. સ. ૧૮૫૩માં હિંદુસ્તાનમાં પહેલી આગગાડીની સડક બાંધવામાં આવી. એ સડક મુંબઈથી થાણા સુધીની ૨૦ માઇલની હતી. ઇ. સ. ૧૮૫૪માં કલકત્તાથી હુગલી સુધી ૩૮ માઇલિની રેલ્વે બંધાઇ અને ઇ. સ. ૧૮૫૬માં મદ્રાસથી આર્કટ સુધી રેલ્વે થઈ. હાલ ૩૦૦,૦૦૦થી પણ વધારે માઇલની રેલ્વે સડકોથી હિંદુસ્તાનના જુદા જુદા ભાગો જોડાયલા છે.

**ટપાલ ને તાર**—તે વખત ટપાલ મોકલવાની ઘણી મુશીબત હતી. ખેપીઆઓ ગામથી ગામ ટપાલ લઈ જતા હતા તેનો ખરચ ઘણો થતો હતો; તેથી પૈસાદાર લોકોજ કાગળ લખી શકતા હતા. લૉર્ડ ડેલ્હાઉઝિએ ટપાલખાતું ઊભું કર્યું અને અર્ધા આનાની ટપાલની ટિકિટથી હિંદુસ્તાનમાં એક છેડેથી બીજે છેડે ટપાલ પહોંચાડવાની પદ્ધતિ દાખલ કરી. હાલ તેને બદલે એક આનાની ટિકિટ વાપરવી પડે છે. એક પૈસાના કાર્ડને બદલે હાલ બે પૈસાના કાર્ડ થયા છે. વળી તેણે વીજળીના બળથી તાર મૂકવાની હાલની રીતની શરૂઆત કરી.

**જાહેર બાંધકામ**—તેણે જાહેર બાંધકામો સારૂ ખાતું સ્થાપ્યું અને ગંગાની નહેરોનું કામ પૂરૂં કર્યું. કલકત્તાથી પંજાબ સુધી પાકી સડક બાંધવામાં આવી.

**કેળવણી**—ઈંગ્લંડની સરકારે દરેક જિલ્લામાં દેશી ભાષા શિખવવા નિશાળો સ્થાપવા તેમજ કૉલેજો અને યુનિવર્સિટિઓ સ્થાપવાની યોજના કરવા લૉર્ડ ડેલ્હાઉઝિને ફરમાવ્યું. તેણે કેળવણીખાતું સ્થાપી તેના હાથ નીચે ઘણી નિશાળો ઉઘાડી.

**કંપનિની સનદ**-કંપનિની સનદનો પટો પૂરો થવાથી ઇ. સ. ૧૮૫૩માં નવો પટો કરવામાં આવ્યો. તે પ્રમાણે બંગાળા અને બિહારમાં લેફ્ટેનન્ટ

ગવર્નર નીમવામાં આવ્યો અને હિંદુસ્તાનની સનદી મુલ્કી નોકરીમાં ('સિવિલ સર્વિસ'માં) કંપનિના ડિરેક્ટરો પોતાના માનીતા માણસોની નીમણુક કરતા હતા, તેને બદલે હવેથી જાહેર સ્પર્ધાથી એ નીમણુક કરવાનો ઠરાવ થયો.

---

# પ્રકરણ ૩૬મું

# લૉર્ડ કૅનિંગ

**લૉર્ડ કૅનિંગ, છેલ્લો ગવર્નર–જનરલ** (ઇ. સ. ૧૮૫૭–૧૮૬૨)– લૉર્ડ કૅનિંગ એ હિંદુસ્તાનનો છેલ્લો ગવર્નર–જનરલ હતો. બળવા પછી હિંદુસ્તાનના મુખ્ય હાકેમો વાઇસરૉયના નામથી પ્રસિદ્ધ છે. દેશી લશ્કરનો બળવો એ એના વખતનો મુખ્ય બનાવ હતો.

**બળવાનાં કારણો** નીચે દર્શાવ્યાં છે:—

(૧) દેશી રાજ્યોને ખાલસા કરવાની લૉર્ડ ડેલ્હાઉઝિની પદ્ધતિથી દેશી રાજાઓમાં અસંતોષ ફેલાયલો હતો.

(૨) અયોધ્યાનું રાજ્ય ખાલસા કરવામાં આવ્યું હતું અને બંગાળાના લશ્કરના દેશી સિપાઇઓ ઘણે ભાગે એ પ્રાન્તના વતની હતા, તેથી તેઓ ઘણા નાખુશ હતા.

(૩) દેશમાં એવી વાતો ચાલતી હતી કે બ્રિટિશ સરકારનો વિચાર લોકોને ખ્રિસ્તિ બનાવવાનો છે, અને રેલ્વે, તાર, અને એવાં બીજાં અર્વાચીન સાધનો હિંદુ લોકોને વટાળવાના માર્ગ છે.

(૪) નાના સાહેબે પેન્શન માગ્યું તે તેને આપવામાં આવ્યું નહોતું, તેથી તે ખોરવાયલો હતો.

(૫) દેશી સિપાઇઓ જાણતા હતા કે ગોરૂં લશ્કર ઘણું થોડું છે. તે સમયે ચીન અને ઇરાનની સાથે ઇંગ્લંડ લડાઇમાં રોકાયાથી હિંદુસ્તાનમાંથી કેટલુંક ગોરૂં લશ્કર ત્યાં મોકલવું એમ ઇંગ્લંડની સરકારે ગવર્નર–જનરલને લખ્યું હતું.

(૬) ગોરા લશ્કરની જે થોડી ટુકડીઓ હતી તે દેશના દૂર દૂર ભાગોમાં હતી અને હાલના જેવું રેલ્વેનું સાધન તે વખતે નહોતું.

(૭) ગયા બ્રહ્મી વિગ્રહ વખતે દેશી લશ્કરને દરિયાની સફર કરવી પડી હતી અને દરિયાની સફર કરવાથી ધર્મભ્રષ્ટ થવાય છે એમ સિપાઇઓને લાગવાથી તેઓ અસંતુષ્ટ હતા. તેઓ માનતા હતા કે અમારે દેશની અંદરજ નોકરી કરવાની છે, દરિયામાર્ગે પરદેશ જવાનું નથી.

(૮) ઉપલાં કારણોથી દેશી સિપાઈઓનાં મન ધુંધવાઈ રહ્યાં હતાં; તેવામાં તેમને માલમ પડ્યું કે નવી બંદુકોની કારતુસો પર પશુઓની ચરબી ચોપડી છે. તેમને વટાળવાને માટેજ આમ કર્યું છે એમ તેમને લાગ્યું. અજ્ઞાનથી થયલી ભૂલ સુધારવા અધિકારીઓએ બનતો પ્રયાસ કર્યો; પરંતુ તે નિષ્ફળ ગયો. લોકોનાં મન ઉશ્કેરાઈ રહ્યાં હતાં. તેમાં આ કારણ પૂરતું થઈ પડ્યું.

**મીરતમાં શરૂઆત**—બળવાની શરૂઆત મીરતમાં થઈ. ત્યાં દેશી પલટણે બંડ કર્યું, મુકામ બાળી મૂક્યો, ખ્રિસ્તિઓનું ખૂન કર્યું, અને દિલ્હી તરફ કૂચ કરી. મીરતના ગોરા લશ્કરનો સરદાર નબળો હતો, તેણે આ પ્રમાણે દેશી લશ્કરને જવા દીધું. દિલ્હી પહોંચી તે લશ્કરે ત્યાંની ખ્રિસ્તિ પ્રજાની કતલ કરી અને મુગલ બાદશાહ બહાદુરશાહને પોતાના શહનશાહ તરીકે જાહેર કર્યો.

એક માસમાં અલાહાબાદ અને સતલજ નદી વચ્ચેના પ્રદેશની દરેક દેશી પલટણ બળવામાં સામેલ થઈ.

**કાનપુર**—કાનપુરમાં રજા બાજીરાવનો દત્તક પુત્ર નાના સાહેબ બળવાખોરોનો સરદાર થયો અને તેણે પેશ્વાની પદવી ધારણ કરી. ત્રણ અઠવાડીઆં સુધી બ્રિટિશ લશ્કરે પોતાનો બચાવ કીધો; પરંતુ છેવટે તેને શરણે થવું પડ્યું. તેને અભયદાન આપવામાં આવ્યું હતું; પરંતુ મરદ, બૈરાંછોકરાં, અને બધા કેદીઓની કતલ કરવામાં આવી.

**લખનૌ**—લખનૌમાં એક નાની બ્રિટિશ પલટણે રેસિડન્સિમાં ભરાઈ પોતાનો ને ત્યાંની યુરોપી પ્રજાનો બચાવ કર્યો. તેનો સરદાર હેન્રિ લૉરન્સ માર્યો ગયો. લગભગ ત્રણ માસ પછી બે બ્રિટિશ સરદારો થોડાક લશ્કર સાથે તેમની મદદે આવ્યા અને એ પ્રમાણે પાંચ મહીને બ્રિટિશ પલટણનો છુટકારો થયો. આ બચાવ કરવામાં સીખ અને બીજા કેટલાક વફાદાર દેશી સિપાઇઓએ મદદ કરી હતી.

**ઝાંસીની રાણી અને તાંતીઆ તોપી**—લખનૌની પલટણને મદદ કરનાર લશ્કરને તરતજ કાનપુર જવું પડયું. ત્યાં ઝાંસીની બહાદુર રાણી અને મરાઠા બળવાખોર તાંતીઆ તોપીની સરદારી નીચે ગ્વાલિઅર-માંથી ૨૫,૦૦૦ માણસનું મોટું લશ્કર આવ્યું હતું. સર કૉલિને તાંતીઆ તોપીને હરાવ્યો. તાંતીઆ તોપીએ પછી પોતાનું લશ્કર ઝાંસીની રાણીના લશ્કર સાથે એકઠું કર્યું. બળવો શમાવવા મુંબઈથી એક બ્રિટિશ લશ્કર આવ્યું, તેણે બળવાખોરોને હરાવ્યા. ઝાંસીની રાણી ચાંદબીબીની પેઠે બહાદુરીથી લડતાં લડતાં મરણ પામી. તાંતીઆ તોપી પકડાયો અને કાનપુરની કતલમાં તે સામેલ થયલો હોવાથી તેને ફાંસી દેવામાં આવી.

**દિલ્હી**—૩૦,૦૦૦ બળવાખોર સિપાઇઓએ દિલ્હીનો કબજો લીધો હતો. નિકોલ્સનની સરદારી નીચે ૭,૦૦૦ બ્રિટિશ સિપાઇઓએ દિલ્હીને ઘેરો ઘાલ્યો. આખરે, બળવાખોરો હાર્યા અને દિલ્હી બ્રિટિશ લશ્કરના કબજામાં આવ્યું; પરંતુ નિકોલ્સન લડાઈમાં મરણ પામ્યો. બહાદુરશાહ અને તેના બે પુત્રોને કેદ કરવામાં આવ્યા. બહાદુરશાહને બ્રહ્મદેશ મોકલી દીધો અને બળવાખોરોમાંના અગ્રેસરોનો ગોળીબારથી નાશ કરવામાં આવ્યો.

**બળવાનો અન્ત**—દિલ્હી તાબે થયું અને બહાદુરશાહ પકડાયો એટલે બળવાખોરો વિખેરાઈ ગયા. નાના સાહેબ જંગલમાં નાસી ગયો. થોડા વખતમાં સર્વત્ર શાન્તિ ફેલાઈ.

**પ્રજાની વફાદારી**—નર્મદાના ઉત્તર પ્રદેશમાંજ બળવો ફેલાયો હતો. અયોધ્યામાં તે સર્વત્ર પ્રસર્યો હતો અને દરેક મોટો જમીનદાર તેમાં

સામેલ થયો હતો. મુંબઈ અને મદ્રાસના દેશી લશ્કરોએ બળવામાં ભાગ લીધો નહોતો. હિંદુસ્તાનના વતનીઓએ બળવાખોર સિપાઇઓને મદદ કરી નહોતી. બની શક્યું ત્યાં તેમણે અંગ્રેજ લોકોને શત્રુઓથી બચાવ્યા હતા અને ખાવાનું પૂરૂં પાડયું હતું. હિંદુસ્તાનના મોટા મોટા દેશી રાજાઓ પણ બ્રિટિશ સરકારને વફાદાર રહ્યા હતા. ઝાંસીની રાણીને દત્તક લેવાની ના કહેવામાં આવી હતી, તેથી માત્ર તેણેજ બળવામાં ભાગ લીધો હતો. સિંધિઆ તે રાણીની મદદે ગયો હતો; પણ પાછળથી અંગ્રેજ લશ્કરને શરણે થયો હતો.

**ઇ. સ. ૧૮૫૮નો રાણીનો ઢંઢેરો**—બળવાની ખબર ઇંગ્લંડ ગઈ એટલે પાર્લમેન્ટે હિંદુસ્તાનના રાજ્યકારભારમાં ફેરફાર કર્યો. ઇસ્ટ ઇંડિઆ કંપનિના હાથમાંથી બધી સત્તા લઈ લેવામાં આવી અને હિન્દનો બધો કારભાર ઇંગ્લંડના રાજ્યકર્તાની પ્રત્યક્ષ નજર તળે લાવવામાં આવ્યો. કંપનિની નિયામક સત્તાને ( બોર્ડ ઑવ્ કંટ્રોલને ) બદલે હિન્દ રાજ્યમન્ત્રી ( સેક્રેટરિ ઑવ્ સ્ટેટ ફૉર ઇંડિઆ ) અને ૧૫ માણસોની તેની સભાને સોંપવામાં આવ્યો. ઓછાંમાં ઓછાં દસ વર્ષ હિંદુસ્તાનમાં રહ્યા હોય અને એ રીતે દેશથી વાકેફ હોય એવાજ માણસો હિંદના રાજ્યમન્ત્રીની સભાના સભ્ય થઈ શકે.

ઇ. સ. ૧૮૫૮ની ૧લી નવેંબરે અલ્લાહાબાદમાં એક મોટો દરબાર ભરાયો, તેમાં લૉર્ડ કૅનિંગે ઇંગ્લંડની રાણી વિકટોરિઆનો ઢંઢેરો પ્રજાને વાંચી સંભળાવ્યો. તે પ્રમાણે લૉર્ડ કૅનિંગ ૧લો વાઇસરૉય એટલે રાજાનો પ્રતિનિધિ નિમાયો અને જે બળવાખોરોએ ગોરા લોકોનાં ખૂન કર્યાં હતાં તે સિવાય બધાને માફી બક્ષવામાં આવી. રાજાઓ સાથે થયલા કરારો સંભાળથી જળવાશે, સર્વને સરખા હક્ક મળશે, નોકરી આપવામાં યોગ્યતાજ લક્ષમાં લેવાશે, કોઈ પણ જાતનો જાતિભેદ ગણવામાં આવશે નહિ, અને ધર્મસંબંધી બાબતોમાં હાથ ઘાલવામાં આવશે નહિ, એમ એ ઢંઢેરામાં રાણીએ વચન આપ્યું હતું. હિંદુસ્તાનની પ્રજા એ ઢંઢેરાને સ્વતન્ત્રતાની અને હક્કની મોટી સનદ માને છે.

**દત્તક લેવાનો હક્ક**—લૉર્ડ કૅનિંગે ઉત્તર હિંદુસ્તાનમાં ફરી રાજાઓને ખાતરી કરી આપી કે રાજાઓ અપુત્ર હોય તો તેમનાં રાજ્ય ખાલસા કરવાની પદ્ધતિનો હવે નાશ થયો છે; એવા રાજાઓને વારસ તરીકે દત્તક પુત્ર લેવાનો હક્ક છે.

**વિશ્વવિદ્યાલયો ( યુનિવર્સિટિઓ )**—ઇ. સ. ૧૮૫૭માં એટલે બળવાના વર્ષમાં મુંબઈ, મદ્રાસ, અને કલકત્તામાં યુનિવર્સિટિઓ સ્થપાઈ અને ઊંચા પ્રકારની કેળવણીનો પાયો રચાયો. એ યુનિવર્સિટિઓ લંડનની યુનિવર્સિટિની નકલ કરી સ્થપાઈ હતી, તેથી ઊંચા પ્રકારના શિક્ષણની વ્યવસ્થા કરવી-તેનો અભ્યાસક્રમ અને પરીક્ષા નક્કી કરવાં, અને ઊંચી પરીક્ષાઓ પસાર કરનારને પદવીદાન કરવું-એટલું કામ તે કરે છે. પરંતુ પ્રત્યક્ષ શિક્ષણ આપવામાં પણ ભાગ લેવો એ તેનો ધર્મ છે એમ હવે લોકો સમજતા થયા છે અને તેવો કેટલોક સુધારો એ યુનિવર્સિટિઓમાં હવે કરવામાં આવ્યો છે. પાછળથી અલાહાબાદમાં અને લાહોરમાં યુનિવર્સિટિઓ સ્પથાઈ. થોડાજ સમય પર ધાકામાં અને લખનૌમાં તેમજ રંગુન, અને પટના, નાગપુર, ને દિલ્હીમાં યુનિવર્સિટિ સ્થપાઈ છે. હાલ કેળવણી તરફ પ્રજાનું લક્ષ ઘણું આકર્ષાયાથી મ્હૈસૂરના દેશી રાજ્યમાં એક યુનિવર્સિટિ સ્થપાઈ છે. વળી કાશીમાં ' હિંદુ યુનિવર્સિટિ ' અને અલિગઢમાં મોસ્લેમ યુનિવર્સિટિ સ્થપાઈ છે.

**સુધારા**—અત્યારસુધી રાણીનું લશ્કર અને કંપનિનું લશ્કર, એમ લશ્કરના બે ભાગ હતા, તે હવે જોડી દેવામાં આવ્યા. દેશી લશ્કરમાં પણ સુધારો કરવામાં આવ્યો.

ઇ. સ ૧૮૬૦માં લૉર્ડ મેકૉલેએ ફોજદારી કાયદાનો સંગ્રહ ('પીનલ કોડ') રચ્યો અને બીજે વર્ષે એ કાયદાને અમલમાં લાવવાની રીતનો ધારાસંગ્રહ તૈયાર કર્યો.

રાજ્યની આવક કરતાં ખરચ વધી ગયો હતો. તેની ખોટ પૂરવા દેશમાં આવક પર કર ('ઇન્કમ ટૅક્સ') મૂકવામાં આવ્યો.

---

## પ્રકરણ ૩૭મું

## લૉર્ડ એલ્જિનથી લૉર્ડ રેડિંગ સુધી

**છેલ્લાં સાઠ વર્ષ**—આ છેલ્લાં સાઠ વર્ષનો ઇતિહાસ છે; એટલે એ સમયનો વિગતવાર પ્રમાણભૂત ઇતિહાસ થોડોક સમય ગયા પછી લખાશે. અહિં વાઇસરૉયનાં નામ અને તેના સમયના મુખ્ય બનાવો અતિસંક્ષેપમાં કહ્યાં છે.

**લૉર્ડ એલ્જિન**—( ઇ. સ. ૧૮૬૨–૧૮૬૩ )–લૉર્ડ કૅનિંગ પછી લૉર્ડ એલ્જિન વાઇસરૉય નિમાયો. તેણે માત્ર અઢાર મહીના કામ કર્યું. વાયવ્ય કોણમાં વહાબી નામની જનૂની મુસલમાન ટોળીએ બંડ કર્યું. તે શમાવામાં આવ્યું. એ ભાગમાં મુસાફરી કરતાં લૉર્ડ એલ્જિન ધર્મશાલા નામના શહેરમાં મરણ પામ્યો.

**લૉર્ડ લૉરેન્સ** ( ઇ. સ. ૧૮૬૪–૧૮૬૯ )–બળવાને વખતે સર જૉન લૉરેન્સ પંજાબમાં લેફ્ટેનન્ટ–ગવર્નર તરીકે રાજ્યકારભાર ચલાવતો હતો. તે શાન્ત પ્રકૃતિનો હતો. તે ગવર્નર–જનરલ નિમાયો. તેના સમયમાં એક લશ્કર ભુતાનમાં મોકલવામાં આવ્યું. તેણે બે કિલ્લા જીતી લીધા, પણ દેશ ડુંગરી હોવાથી લશ્કર ત્યાંથી પાછું આવ્યું. ઇ. સ. ૧૮૬૬માં ઓરિસામાં મોટો દુકાળ પડયો અને તે સમયે આગગાડીની સડક અને રસ્તાઓની સગવડ ન હોવાથી ઘણાં માણસો મરણ પામ્યાં. એનાજ વખતમાં અમેરિકામાં લડાઈ ચાલી અને તે કારણથી મુંબઈમાં શેરનો અને રૂનો સટ્ટો ખૂબ જોરમાં ચાલ્યો અને ઘણા માણસોની પાયમાલી થઈ.

**લૉર્ડ મેઓ** (ઇ. સ. ૧૮૬૯–૧૮૭૨)–ઇ. સ. ૧૮૫૮ના રાણીના ઢંઢેરા પછી કોઈ પણ દેશી રાજ્ય ખાલસા કરવામાં આવતું નથી; તોપણ કોઈ દેશી રાજ્યમાં ઘણી અંધાધુની અને અવ્યવસ્થા ચાલે અને પ્રજા પર અનાચર અને જુલમ થાય તો તેના રાજાને દૂર કરવાનો બ્રિટિશ સરકારને હક્ક છે. અલવારમાં અને કાઠીઆવાડનાં કેટલાંક નાનાં રાજ્યમાં લૉર્ડ મેઓને એ હક્કનો ઉપયોગ કરવો પડયો.

**મેઓ-કૉલેજ**—રાજપુત્રોને યોગ્ય શિક્ષણ મળે તો તેઓ પોતાનો ધર્મ બરાબર બજાવી શકે એવા હેતુથી સરદારોના છોકરાઓના શિક્ષણ માટે લૉર્ડ મેઓએ અજમેરમાં એક કૉલેજ સ્થાપવાની યોજના કરી. તેના મરણ પછી તે સ્થપાઈ અને મેઓ કૉલેજના નામથી પ્રસિદ્ધ થઈ.

અફઘાનિસ્તાનમાં રશિઆની સત્તા થવા ન પામે માટે તેણે ત્યાંના અમીર શેર અલી સાથે મૈત્રીનો સંબંધ બાંધ્યો.

વિક્ટોરિઆ રાણીના બીજા પુત્ર ડ્યૂક ઑવ્ એડિનબરોએ હિંદુસ્તાનની મુલાકાત લીધી અને રાજા અને પ્રજા વચ્ચે ગાઢ પ્રેમની એ પ્રમાણે ગાંઠ બંધાઈ.

અત્યારસુધી હિંદુસ્તાનની વરિષ્ઠ સરકાર બધો પૈસો પોતાની પાસે રાખતી અને પ્રાન્તિક ઇલાકાઓની સરકારોને દરેક જાતના ખરચ માટે તેની બહાલી મેળવવી પડતી. આથી ઘણો નકામો પત્રવ્યવહાર થતો અને ઘણો સમય નકામો જતો. લૉર્ડ મેઓએ એ પદ્ધતિમાં ફેરફાર કર્યો. પ્રાન્તિક ઇલાકાઓની સરકારને પાંચ વર્ષ માટે ખરચની રકમ બાંધી આપી. તેનો ઉપયોગ તે ઇલાકાના લાભને અર્થે તે મરજી મુજબ કરી શકે. લૉર્ડ મેઓએ કેદખાનાની સ્થિતિ સુધારવા લક્ષ આપ્યું. એ હેતુથી તે આંડામાન ટાપુમાં ગયો; પણ ત્યાંથી પાછા ફરતાં એક પઠાણ ગુનેહગારે તેનું ખૂન કર્યું

**લૉર્ડ નૉર્થબ્રૂક** (ઇ. સ. ૧૮૭૨–૧૮૭૬)–ઇ. સ. ૧૮૭૩–૭૪માં ઉત્તર બંગાળા અને બિહારમાં **મોટો દુકાળ** પડયો. અગાઉના ઓરિસાના દુકાળથી સરકારને બહુ શિક્ષણ મળ્યું હતું, તેથી આ વખતે સંકટના નિવારણને અર્થે બાંધકામ ઉઘાડવામાં આવ્યાં અને બ્રહ્મદેશથી અનાજ આણવામાં આવ્યું. એકંદરે સરકારે ૭૦ લાખ રૂપીઆ ખરચ્યા અને જિંદગીનો નાશ થતો અટકાવ્યો.

ઇ. સ. ૧૮૭૫–૭૬માં મહારાણી વિક્ટોરિઆના જયેષ્ઠ પુત્ર પ્રિન્સ ઑવ્ વેલ્સે હિંદુસ્તાનની મુલાકાત લીધી. પ્રજાએ તેને ખરા અન્તઃકરણથી આવકાર દીધો.

બલુચી સરકાર સાથે કરાર કરવામાં આવ્યો. એ પ્રમાણે બ્રિટિશ બલુચિસ્તાનનો પ્રાંત બન્યો, તેની રાજધાની કવેટા છે.

વડોદરાના ગાયકવાડ સરકાર મલ્હારરાવને પદભ્રષ્ટ કરી તેમને બદલે હાલના રાજા સયાજીરાવને ગાદી આપવામાં આવી.

**લૉર્ડ લિટન** (ઇ. સ. ૧૮૭૬–૧૮૮૦)—એના સમયમાં ઇ. સ. ૧૮૭૭માં દિલ્હીમાં એક મોટો દરબાર ભરવામાં આવ્યો અને મહારાણી વિક્ટોરિઆએ **કસરે હિંદની પદવી** ધારણ કરી એમ તે દરબારમાં જાહેર કરવામાં આવ્યું. એજ દરબારમાં ઇ. સ. ૧૮૫૮નો રાણીનો ઢંઢેરો ફરી બહાર રાખવામાં આવ્યો.

ઇ. સ. ૧૮૭૭–૭૮માં મુંબઈ અને મદ્રાસના ઘણા ભાગમાં ભયંકર દુકાળ પડયો અને ઘણો ખરચ અને પ્રયત્ન કર્યા છતાં ૫૦ લાખ માણસ મરણ પામ્યાં.

લૉર્ડ લિટને દેશી છાપાની સ્વતન્ત્રતા અટકાવવા એક કાયદો પસાર કર્યો તેથી તે પ્રજામાં ઘણો અપ્રિય થયો.

**ત્રીજો અફઘાન વિગ્રહ** (ઇ. સ. ૧૮૭૯–૧૮૮૧)—અફઘાનિસ્તાનના અમીર શેર અલીએ રશિઅન એલચીને કાબુલમાં દાખલ કર્યો અને બ્રિટિશ એલચીને દાખલ કરવાની ના પાડી, તેથી ત્રીજો અફઘાન વિગ્રહ શરૂ થયો. બ્રિટિશ લશ્કરના હુમલાથી શેર અલી નાસી ગયો. તેના પુત્ર યાકુબખાનને અમીર બનાવ્યો (ઇ. સ. ૧૮૭૯) અને તેણે બ્રિટિશ એલચીને પોતાની રાજધાનીમાં દાખલ કરવાનું વચન આપ્યું. પરંતુ તે એલચીને મારી નાખવામાં આવ્યો. સરદાર (પાછળથી લૉર્ડ) રૉબર્ટ્સને અફઘાનિસ્તાન મોકલવામાં આવ્યો. તેણે અફઘાનોને હરાવ્યા અને યાકુબખાનને ગાદી પરથી ઉઠાડી કલકત્તામાં કેદી તરીકે આણ્યો. આથી અફગાન લોકો ઉશ્કેરાયા અને સામા થયા. એવામાં ઇંગ્લંડમાં પ્રધાનમંડળ બદલાયાથી લૉર્ડ લિટનને પોતાની પદવીનું રાજીનામું આપવું પડયું.

**લૉર્ડ રિપન** (ઇ. સ. ૧૮૮૦–૧૮૮૪)—એ ઘણોજ લોકપ્રિય વાઇસરૉય થયો. હિંદુસ્તાન આવ્યા પછી એને માલમ પડયું કે યાકુબખાનના ભાઈ આયુબખાને અંગ્રેજ લસ્કરને મૈવાંડ આગળ હરાવ્યું છે. આથી તેણે સરદાર રૉબર્ટ્સને અફગાનિસ્તાન મોકલ્યો. વીર રૉબર્ટ્સે જલદી કાબુલથી કંદહાર કૂચ કરી, આયુબના લસ્કર પર હુમલો કર્યો ને તેને હરાવ્યું. આ વિજય જબરો હતો અને તેથી અફગાન નરમ પડી ગયા. અબ્દુલ રહમાનને કાબુલ બોલાવી ગાદી પર બેસાડવામાં આવ્યો અને અંગ્રેજો કાબુલ છોડી પાછા ફર્યા. તેણે આયુબખાનના લસ્કરને હરાવ્યું. શેર અલીના ભત્રીજા અબ્દુલ રહમાનખાનને અમીર બનાવવામાં આવ્યો અને લડાઈનો અન્ત આવ્યો.

લોકોને સ્થાનિક કારભારમાં વધારે હક્ક આપવા જોઈએ એવા ઉદાર અને વિસ્તૃત વિચારથી લૉર્ડ રિપને ઇ સ. ૧૮૮૨માં **સ્થાનિક સ્વરાજ્યનો કાયદો** પસાર કર્યો. આથી મ્યુનિસિપાલિટિમાં કેટલાક સભ્યો (કમિશ્નરો) પ્રજાના મત પ્રમાણે નિમાય છે. ધીમે ધીમે પ્રજાના એ હક્કમાં વધારો કરવામાં આવ્યો છે.



લૉર્ડ રિપન

દેશી છાપખાનાનું મોં બંધ કરનારો આકરો કાયદો લૉર્ડ લિટને પસાર કર્યો હતો, તે લૉર્ડ રિપને રદ કરી પ્રજાપ્રીતિ સંપાદન કરી.

દેશીઓની પેઠે યુરોપીઅનો ઉપર પણ દેશી ફોજદારી અમલદારોની કચેરીમાંજ કામ ચાલે એવો ધારો પસાર કરવા ઇલ્બર્ટે પ્રયાસ કર્યો. એ ધારો **ઇલ્બર્ટ બિલના નામથી પ્રસિદ્ધ છે. અંગ્રેજ લોકો તેની સામા થયા, તેથી** એ ધારો પસાર કરવાનું કામ પડતું મૂકવામાં આવ્યું.

ઉદાર અને હિતકારક કૃત્યોથી લૉર્ડ રિપન ઘણો પ્રજાપ્રિય થયો અને જ્યારે તેણે દેશ છોડયો ત્યારે સિમલાથી મુંબઈ સુધી સ્થળે સ્થળે પ્રજાનાં મોટાં ટોળાંએ તેનો અત્યન્ત પ્રેમપૂર્વક સત્કાર કર્યો.

**લૉર્ડ ડફરિન** (ઇ. સ. ૧૮૮૪–૧૮૮૮)—એશિઆમાં પોતાના રાજ્યની સરહદ વધારી રશિઆ છેક અફગાનિસ્તાનની સીમા સુધી આવી પહોંચ્યું હતું. આથી લૉર્ડ ડફરિને રાજનીતિકુશળતાથી અંગ્રેજી અને રશિઅન અમલદારોનું એક મંડળ (કમિશન) બનાવ્યું. તેણે અફગાનિસ્તાનની સરહદ નક્કી કરી. તેણે રાવળપીંડીમાં દરબાર ભર્યો, તેમાં અફગાનિસ્તાનના અમીરને માન સાથે બોલાવ્યો અને બ્રિટિશ સરકારનો અફગાનિસ્તાન સાથે સંબંધ દૃઢ થયો.

**ત્રીજો બ્રહ્મી વિગ્રહ**—ઉપલા બ્રહ્મદેશનો રાજા થીબો અંગ્રેજ સરકાર સાથે થયલા કરારને ગણકારતો નહોતો. તે ફ્રેન્ચ સરકારનું રક્ષણ શોધતો હતો અને બ્રિટિશ વેપારીઓ પર જુલમ કરતો હતો. આથી લૉર્ડ ડફરિનને બ્રહ્મદેશ સાથે લડાઈ કરવી પડી. આ ત્રીજો બ્રહ્મી વિગ્રહ હતો. પેંડરગાસ્ટ નામના સરદારની નીચે બ્રિટિશ લશ્કરને માંડલે તાબે કરતાં કંઈ વાર લાગી નહિ. થીબો પકડાયો અને તેને કેદી તરીકે રત્નાગિરિ મોકલવામાં આવ્યો. **ઉપલા બ્રહ્મદેશને બ્રિટિશ રાજ્ય સાથે જોડી દેવામાં આવ્યો.** થીબો ઇ. સ. ૧૯૧૬ની ૧૬મી ડીસેંબરે રત્નાગિરિમાં મરણ પામ્યો.

ઇ. સ. ૧૮૮૭નું વર્ષ **મહારાણી વિક્ટોરિઆના** રાજ્યનું પચાસમું વર્ષ હોવાથી હિંદુસ્તાનના સર્વ પ્રદેશમાં એ **જ્યુબિલિનો ઉત્સવ** પ્રજાએ બહુ ધામધુમથી ઊજવ્યો.

**લૉર્ડ લૅન્સડાઉન** (ઇ. સ. ૧૮૮૮–૧૮૯૪)—અફઘાનિસ્તાનની સરહદ પરનાં બાંધકામ એના સમયમાં પરિપૂર્ણ થયાં.

મણિપુરના રાજ્યમાં આસામના ચીફ કમિશ્નર અને બીજા કેટલાક અમલદારોને મારી નાખવામાં આવ્યા હતા. ગુનેહગારને શિક્ષા કરી રાજ્યને કેટલાંક વર્ષ બ્રિટિશ વ્યવસ્થા નીચે મૂકવામાં આવ્યું. રાજાને ગાદી ઉપરથી ઉઠાડી મૂકવામાં આવ્યો અને આંડામાનના ટાપુમાં કેદી તરીકે મોકલવામાં આવ્યો. અમલદારોના ખૂનીઓને ફાંસી દેવામાં આવી. રાજ્યને ખાલસા કરવાને બદલે બ્રિટિશ સરકારે રાજવંશના એક બાળકને ગાદી પર બેસાડ્યો અને તે સગીર હોવાથી એક બ્રિટિશ અમલદારના હાથમાં રાજ્યનો બંદોબસ્ત કરવાનું કામ મૂકવામાં આવ્યું.

હિંદની ધારાસભા અને પ્રાન્તિક ધારાસભાઓ મોટી કરવામાં આવી અને તેમાં પ્રજાએ નીમેલા સભ્યોની સંખ્યા વધારવામાં આવી.

**૨જો લૉર્ડ એલ્જિન** (ઇ. સ. ૧૮૯૪–૧૮૯૯)—હિંદુસ્તાનની સરહદ પરની સીમા માટે તકરાર ચાલતી હતી. આગલા વાઇસરૉયે તે નક્કી કરવા પ્રયત્ન કર્યો હતો; છતાં તકરાર શમી નહોતી. અફગાનિસ્તાન તરફની સરહદ ફરી નક્કી કરવામાં આવી.

વાયવ્ય પ્રાંતોની સરહદ પરનો ચિત્રલ પ્રાંત લૉર્ડ લૅન્ડ્સડાઉનના સમયમાં થયલી કાબુલના અમીર સાથેની ગોઠવણ પ્રમાણે બ્રિટિશ સત્તા નીચે મૂકવામાં આવ્યો હતો. ઇ. સ. ૧૮૯૫માં ત્યાંના એજન્ટને ઘેરી લેવામાં આવ્યો તેથી તેની મદદને માટે લશ્કર મોકલવું પડ્યું. બે વર્ષ રહીને વઝીર, સ્વાંટી, મોહમંડ ટોળીઓ, આફ્રિડિઓએ તોફાન મચાવ્યું, તેમને શાન્ત કરવા મોટું લશ્કર લાંબો વખત રોકવું પડ્યું.

ઇ. સ. ૧૮૯૬માં **ગાંઠીઆ તાવ નામની મરકી** મુંબઈમાં દાખલ થઈ. તે હૉંગકૉંગમાંથી આવી હોય એમ માનવામાં આવે છે. તે હિંદુસ્તાનના બધા ભાગોમાં ફરી વળી છે અને તેનો નાશ કરવાના સરકારના સર્વ પ્રયત્નો નિષ્ફળ ગયા છે. દાક્તરી શોધ પ્રમાણે ઉંદરોને એ મરકી થાય છે અને તે મનુષ્યોમાં ફેલાવે છે. તેમાંથી બચાવનો શ્રેષ્ઠ ઉપાય મરકીના ઉંદરો માલમ પડે કે તે ઘરનો ત્યાગ કરવો એજ છે. દાક્તરોએ મરકીની રસી શોધી કાઢી છે, તે મુકાવવાથી પણ છ મહીના મરકીથી સંરક્ષણ થઈ શકે છે એમ મનાય છે.

**લૉર્ડ કર્ઝન—**(ઇ. સ. ૧૮૯૯–૧૯૦૫)—લૉર્ડ કર્ઝન ઘણો ઉત્સાહી અને બુદ્ધિશાળી વાઇસરૉય હતો. પરંતુ તે પોતાના કારભારથી હિંદીઓનો પ્રેમ સંપાદન કરી શક્યો નહિ. તેણે પંજાબ અને બંગાળા, બંનેના બબ્બે વિભાગ કર્યા. આ પ્રમાણે 'વાયવ્ય કોણની સીમાનો પ્રાન્ત' (નૉર્થ વેસ્ટર્ન ફ્રૉંટિઅર પ્રૉવિન્સ') બન્યો. વાયવ્ય કોણની સરહદ પરની ટોળીઓને વશ કરવા તેણે તેમની લશ્કરની ટુકડી બનાવી ત્યાંનો બંદોબસ્ત તેમને સોંપ્યો અને પાસેના મુલકમાં વાયવ્ય કોણની સીમાનો પ્રાંત બનાવી ત્યાં ચીફ્ કમિશ્નર નીમ્યો. પરંતુ **બંગાળાના ભાગલાથી** લૉર્ડ કર્ઝન આખા દેશમાં દેશીઓનો ઘણોજ અપ્રિય થયો. બંગાળા ઇલાકાની વસ્તી 'મુંબઈ ઇલાકાની વસ્તી કરતાં ચાર ગણી વધારે છે, તેથી આખા પ્રાન્ત પર લેફ્ટેનન્ટ ગવર્નરથી લક્ષ આપી શકાતું નથી એમ ધારી લૉર્ડ કર્ઝને બંગાળાના ભાગલા કર્યા. પૂર્વ બંગાળાને આસામ સાથે જોડી તેનો પ્રાન્ત બનાવ્યો. પરંતુ એની યોજના બંગાળીઓને અત્યન્ત અપ્રિય થઈ; આખો દેશ ઉશ્કેરાયો અને છેવટે ઇ. સ. ૧૯૧૧માં એ ભાગલા રદ્દ કરી બીજી ગોઠવણ કરવી પડી.


લૉર્ડ કર્ઝન

ઇ. સ. ૧૮૯૯માં આફ્રિકામાં બોઅર લોકો સાથે અંગ્રેજ લોકોને લડાઇ થઈ તેમાં હિંદુસ્તાનમાંથી લશ્કર અંગ્રેજ લોકોની મદદે ગયું અને લડાઈમાં બહુ શુરાતન બતાવ્યું.

ઇ. સ. ૧૯૦૧માં ભલાં મહારાણી વિક્ટોરિઆ મરણ પામ્યાં તેમની ઉમર લગભગ ૮૨ વર્ષની હતી અને તેમણે લગભગ ૬૪ વર્ષ રાજ્ય કર્યું. તેમના સમયમાં હિંદુસ્તાનની પ્રજા સુખી હતી અને પ્રજા તેમને પોતાની માતા ગણતી. તેમનું ભલું નામ હિંદુસ્તાનના સર્વ પ્રદેશમાં અત્યન્ત પ્રજાપ્રિય હતું. તેમની પછી તેમના વડા પુત્ર જેમણે ઇ. સ. ૧૮૭૫માં હિંદુસ્તાનની મુલાકાત લીધી હતી તેઓ ગાદીએ બેઠા. તેઓ માત્ર ૯ વર્ષ રાજ્ય કરી ઇ. સ. ૧૯૧૦માં મરણ પામ્યા. તેમની પછી તેમના પુત્ર ૫મા જ્યૉર્જ ગાદીએ આવ્યા, તે આપણા હાલના રાજા છે.

લૉર્ડ કર્ઝને કેળવણીને લગતા ધારા કર્યા, તેથી પણ તે અપ્રિય થયો ઇ. સ. ૧૯૦૪માં તેણે **નવો યુનિવર્સિટિ ધારો** પસાર કર્યો અને હિંદની યુનિવર્સિટિના બંધારણમાં ફેરફાર કર્યો. આથી સરકારી અમલદારોની સત્તા વધી અને પ્રજામત દર્શાવનારા પ્રજાના પ્રતિનિધિઓની સત્તા ઘટી કૉલેજો ને હાઇ સ્કૂલો પર યુનિવર્સિટિની સત્તા થઈ.

ઇ. સ. ૧૯૦૦માં મધ્ય પ્રાન્ત, વરાડ, દક્ષિણ પ્રાન્તનો ઉત્તર ભાગ, ગુજરાત, રજપૂતસંસ્થાન, અને મ્હૈસૂરમાં ભયંકર દુકાળ પડ્યો. છુટકારા માટે મોટાં બાંધકામ ઉઘાડવામાં આવ્યાં. ૩૫ લાખ માણસ એવાં બાંધકામ પર કામે લાગ્યાં હતાં. ખેડુતોને તગાવી આપવામાં આવી અને ગરીબ અને ભૂખે મરતા લોકોના સંરક્ષણ માટે સરકારે બનતા ઉપાયો યોજ્યા.

દિલ્હી, આગ્રા, અમદાવાદ, બિજાપુર, ને અન્ય સ્થળે જૂનાં ઐતિહાસિક મકાનો છે, તેનું સંરક્ષણ કરવા અને તેની હકીકત એકઠી કરવા એક **પ્રાચીનવસ્તુસંશોધક ખાતું** ઉઘાડવામાં આવ્યું. ઇ. સ. ૧૯૦૪માં વેપાર ને ઉદ્યોગને માટે પણ નવું ખાતું ખોલવામાં આવ્યું.

લૉર્ડ કર્ઝને પાસેનાં રાજ્ય સાથે મસલત કરી. તેણે ઇરાનની મુલાકાત લીધી અને અફઘાનિસ્તાનના અમીર સાથે નવો કરાર કર્યો. તિબેટમાં રશિઆની સત્તા થતી અટકાવવા તેણે લશ્કર મોકલ્યું. તિબેટમાં દલાઇ લામા બૌદ્ધોનો ધર્મગુરુ હતો તેમજ તિબેટના રાજ્યનો ધણી હતો. એણે રાજ્યમાં રશિઆની સત્તા વધવા દીધી તેથી સર ફ્રાન્સિસ યંગ હઝ્બન્ડને બ્રિટિશ સરકારે એની સાથે મસલત કરવા મોકલ્યો. બ્રિટિશ લશ્કર લાસા પહોચ્યું

તે પહેલાં દલાઈ લામા નાસી ગયો. મુખ્ય અધિકારીઓ સાથે મસલત ચલાવી બ્રિટિશ અમલદાર પાછો ફર્યો. આ રીતે પરદેશીઓથી હિંદુસ્તાનનું રક્ષણ કર્યું.

તેણે મીઠાના કરમાં ને આવકના કરમાં ઘટાડો કરી પ્રજાપ્રેમ મેળવ્યો. તેના સમયમાં લૉર્ડ કિચનર હિંદુસ્તાનનો મુખ્ય સેનાધિપતિ હતો. તેની સત્તાના સંબંધમાં લૉર્ડ કર્ઝનને તેની સાથે તકરાર થઈ. ઇંગ્લંડની સરકારે લૉર્ડ કિચનરનો પક્ષ લીધો તેથી લૉર્ડ કર્ઝને પોતાની પદવીનું રાજીનામું આપ્યું.

સાધારણ રીતે ગવર્નરો ને વાઇસરૉયના કારભારની મુદ્દત પાંચ વર્ષની હોય છે. ઇ. સ. ૧૯૦૪માં લૉર્ડ કર્ઝન થોડી વાર યુરોપ જઈ આવ્યો અને પાછો વાઇસરૉય તરીકે નિમાયો. ઇ. સ. ૧૯૦૫માં તે પોતાની પદવી છોડી ઇંગ્લંડ ગયો.

**૨જો લૉર્ડ મિન્ટો** (ઇ. સ. ૧૯૦૫–૧૯૧૦)—અગાઉ થઈ ગયલા ગવર્નર-જનરલ લૉર્ડ મિન્ટોનો એ પ્રપૌત્ર હતો. એના સમયમાં દેશમાં મુખ્યત્વે બંગાળામાં, અશાન્તિ હતી. કેટલાક પોલીસ અમલદારોનાં ખૂન કરવામાં આવ્યાં. આથી સરકારે છાપા પર અને પુસ્તકો પર પ્રતિબિંબ મૂકયા અને રાજદ્રોહવાળાં લખાણોની સામા સખ્ત કાયદા બાંધ્યા.

હિંદનો રાજ્યમન્ત્રી લૉર્ડ મોર્લિ ઉદાર વિચારનો હતો. તેણે અને લૉર્ડ મિન્ટોએ મળીને હિંદી અને પ્રાન્તિક ધારાસભાના બંધારણમાં ફેરફાર કર્યો. સભાઓને મોટી બનાવી, તેમાં પ્રજાના પ્રતિનિધિઓની સંખ્યા વધારી, અને તેમને રાજ્યકારભારસંબંધી સવાલ પૂછી સરકાર પાસે હકીકત કઢાવવાનો તેમજ હિંદુસ્તાનના અંદાજપત્ર (બજેટ) પર તકરાર કરવાનો હક્ક આપવામાં આવ્યો. આને **મોર્લિ-મિન્ટોના સુધારા** કહે છે અને ઇ. સ. ૧૯૦૯ના ઇંડિઆ કાઉન્સિલ્સ ઍક્ટથી થયા. કારોબારી સભાઓને વધારવામાં આવી અને હિંદીઓને તેમાં પ્રથમ દાખલ કરવામાં આવ્યા. તેમજ લૉર્ડ મોર્લિએ હિંદુસ્તાનના મન્ત્રીની સભામાં બે જગા દેશીઓ માટે રાખી.

આગ્રામાં દબદબાભરેલો દરબાર ભરી તેમાં અફઘાનિસ્તાનના અમીર હબીબુલ્લાનો સત્કાર કરવામાં આવ્યો અને ત્યાંની મસલતથી હિંદુસ્તાન અને અફઘાનિસ્તાનની સરકારો વચ્ચે મૈત્રીનો સંબંધ વધારે દઢ થયો.

**લૉર્ડ હાર્ડિંગ** (ઇ. સ. ૧૯૧૦–૧૯૧૫)—લૉર્ડ હાર્ડિંગ આગળ થયેલા વાઇસરૉયનો પૌત્ર હતો. તેના સમયમાં પમા જ્યૉર્જ રાજા અને



લૉર્ડ હાર્ડિંગ

મેરિ રાણી આપણા દેશમાં પધાર્યાં અને ૨૭ ડીસેંબર ૧૯૧૧થી ૧૦મી જાન્યુઆરિ ૧૯૧૨ સુધી રહ્યાં. ઇ. સ. ૧૯૧૧ની ૧૨મી ડીસેંબરે તેમણે **દિલ્હી**માં યોગ્ય દબદબા સાથે **દરબાર** ભર્યો, તેમાં પોતાનો રાજ્યાભિષેક જાહેર કર્યો અને દેશી રાજાઓ અને પ્રજાના પ્રતિનિધિઓએ પોતાની વફાદારી દર્શાવી નમન કર્યું. બંગાળાના ભાગલા રદ્દ કરી સમ્રાટ્ પમા જ્યૉર્જે બંગાળાના વિભાગની નવીન યોજના જાહેર કરી તે પ્રમાણે બંગાળાના બે પ્રાંતને એકઠા કરી તેને ગવર્નરની સત્તા નીચે મૂક્યા. બિહાર, છોટા, નાગપુર, ને ઓરિસાનો એક પ્રાંત બનાવી તેને લેફ્ટેનન્ટ-ગવર્નરની સત્તા નીચે

મૂક્યો, અને આસામને ચીફ કમિશ્નરની સત્તા નીચે મૂક્યો. કલકત્તાને બદલે **દિલ્હીને રાજધાનીનું શહેર** બનાવ્યું.

ઇ. સ. ૧૯૧૨ની ૨૨મી ડીસેમ્બરે લૉર્ડ હાર્ડિંગ દિલ્હીને પાયતખ્ત જાહેર કરવાના દરબારમાં સમારંભ સાથે હાથી પર બેસી જતો હતો ત્યારે તેના પર કોઈ દુષ્ટ પુરુષે ગોળો (બૉમ્બ) નાખી પ્રાણ લેવાનો પ્રયાસ કર્યો. આથી તેને પ્રાણઘાતક ઇજા થઈ. પરંતુ ઇશ્વરકૃપાથી તેની જિંદગી બચી. દુષ્ટ ગુનેહગાર છટકી ગયો.

લૉર્ડ હાર્ડિંગે કેળવણીનો પ્રચાર વધાર્યો અને રાજ્યની આવકમાંથી વધારે વધારે ફાળો કેળવણીખાતામાં વૃદ્ધિ ને સુધારો કરવા આપ્યો. લૉર્ડ રિપનની પેઠે તે પણ ઘણો લોકપ્રિય વાઇસરૉય હતો અને અને ઇ. સ. ૧૯૧૫માં જ્યારે તે પદવી છોડી ઇંગ્લંડ ગયો ત્યારે પ્રજાએ તેનું સન્માન કર્યું. મુંબઈની યુનિવર્સિટિએ તેને એલ એલ. ડી.ની માનપ્રદ પદવી બક્ષી.

ઇ. સ. ૧૯૧૩માં કાનપુરમાં એક મસીદ પાસેની એક નહાવાની ઓરડીનો નાશ કરવામાં આવ્યો, તેથી મુસલમાનો ખૂબ ઉશ્કેરાયા. એક ભારે હુલ્લડ થયું તેમાં ઘણાં માણસોનો નાશ થયો. ૧૦૬ હુલ્લડખોરોને પકડવામાં આવ્યા ને તેમના પર કામ ચલાવવામાં આવ્યું. પરંતુ લૉર્ડ હાર્ડિંગે કુનેહ વાપરી જાતે કાનપુર જોઈ સર્વને સંતોષ થાય એવી રીતે સમાધાન કર્યું.

તેની કારકીર્દીના છેલ્લા ભાગમાં ઇ. સ. ૧૯૧૪માં **યુરોપમાં ભારે પ્રચંડ યુદ્ધ** થયું. આપણા દેશે એમાં સબળ ભાગ ભજવ્યો અને બ્રિટિશ સરકારને અન્તઃકરણની રાજ્યભક્તિથી માણસ અને દ્રવ્યની મદદ આપી. એ મહાયુદ્ધમાં દુનિયાનાં લગભગ તમામ મોટાં રાજ્યો ગુંચવાયાં હતાં અને છેવટે આપણી માયાળુ બ્રિટિશ સરકાર અને તેનાં મિત્રરાજ્યોનો વિજય થયો અને જર્મનિની આપખુદ સત્તાનો વિનાશ થયો

આ લડાઈમાં હિંદુસ્તાનની પ્રજાએ ઇંગ્લંડને ખરા દિલથી મદદ કરી. હિંદુસ્તાનમાંથી સાડા પાંચ લાખ માણસને ફ્રાન્સ, પૂર્વ આફ્રિકા, પાલેસ્ટાઇન, મેસોપોટેમિઆ, અને સેલોનિકાના રણક્ષેત્રમાં મોકલવામાં આવ્યાં. લગભગ ચાર લાખ માણસને મજુરીના કામ પર મોકલવામાં આવ્યાં.

આપણા દેશે ૧૦ કરોડ રૂપીઆનું ઇંગ્લંડનું લડાઇનું કરજ પતાવવાનું માથે લીધું અને ૪૦ કરોડ રૂપીઆની વૉર-લોન કાઢી; અને લડાઇનાં સાહિત્ય તૈયાર કરનારી સભા ('મ્યુનિશન-બોર્ડ')ની મદદથી સાહિત્યો દેશમાંથી પૂરાં પાડવાનું કામ માથે લીધું. રેલ્વેના ડબ્બા, આગબોટો, લાકડાં, વગેરે બધાં સાહિત્ય પૂરાં પાડવામાં આવ્યાં. લંડનમાં બાદશાહી યુદ્ધસમિતિ ('ઇંપીરિઅલ વૉર-કેબિનેટ') મળી તેમાં હિંદુસ્તાનના બે પ્રતિનિધિઓ હતાઃ—૧. બિકાનેરના મહારાજા અને ૨. લૉર્ડ સિંહા. લડાઇનું ક્ષેત્ર દૂર હતું, તોપણ શત્રુએ મુંબઇથી થોડે દૂર દરિયામાં ખાણો નાખી અને કેટલીક આગબોટોનો નાશ કર્યો. આથી સ્ત્રીઓને લડાઇના દરિયામાં મુસાફરી કરતી અટકાવવામાં આવી. 'એમ્ડન' નામની જર્મન આગબોટે મદ્રાસ પર દારૂગોળા ફેંક્યા, અને બંગાળાના ઉપસાગર ને અરબી સમુદ્રમાં ફરતી રહી, હિંદુસ્તાનની પ્રજામાં ત્રાસ ફેલાવ્યો.

**લૉર્ડ ચેમ્સફર્ડ**—ઇ. સ. ૧૯૧૫-૧૯૨૧—જર્મન વિગ્રહ ચાલતો હતો તે દર્મિયાન લૉર્ડ હાર્ડિંગની મુદ્દત પૂરી થવાથી તે ઇંગ્લંડ ગયો ને તેની પછી લૉર્ડ ચેમ્સફર્ડ વાઇસરૉય થયો. એના સમયમાં પ્રજાનાં મન ઉશ્કેરાયલાં હતાં અને એની કારકોર્દીમાં બનેલા બનાવોથી તે વધારે ઉશ્કેરાયાં. રાજ્યમન્ત્રી મૉન્ટેગ્યુએ હિંદુસ્તાનની મુલાકાત લીધી. એણે દેશના જુદા જુદા ભાગમાં ફરી લોકોના વિચાર જાણવાનો પ્રયત્ન કર્યો. પછી વાઇસરૉયે ને મૉન્ટેગ્યુએ મળીને ઇ. સ. ૧૯૦૯ના ઇંડિઆ કાઉન્સિલ્સ ઍક્ટમાં સુધારા કર્યા. આ થયા પછી રાજદ્રોહના ગુનાને



લૉર્ડ ચેમ્સફર્ડ

લગતી તપાસ કરવા એક ખાસ સમિતિ ન્યાયાધીશ રોલૅટના અધ્યક્ષપણા નીચે નિમાઈ હતી. આ તપાસ પૈકી **રોલૅટ કાયદો** પસાર થયો, તેથી પ્રજાના મન ઘણા ઉશ્કેરાયા. એ કાયદો સમગ્ર પ્રજામાં ઘણો અપ્રિય થયો. મહાત્મા ગાંધીજીએ પ્રથમ સત્યાગ્રહની પ્રવૃત્તિ ને પછી અસહકારની પ્રવૃત્તિ દેશમાં ચલાવી. અમદાવાદ, વીરમગામ, દિલ્હી, લાહોર, અમૃતસર, ગુજરાનવાલા, અને અન્ય સ્થળે ઉશ્કેરાયલી અજ્ઞાન પ્રજાએ તોફાન મચાવ્યા અને



લૉર્ડ મૉન્ટેગ્યુ

તેમાં અનેક માણસોના પ્રાણ ગયા ને માલમિલકતને ભારે નુકસાન થયું. વીરમગામનું સ્ટેશન ને અમદાવાદના દરવાજા તથા કચેરીઓ બાળી નાખવ માં

આવ્યાં, રેલ્વેના પાટા ઉખેડી નાખવામાં આવ્યા, તારો તોડી નાખવામાં આવ્યા. આથી સરકારને લશ્કરી કાયદો જાહેર કરવો પડયો. અમૃતસર ને ગુજરાનવાલામાં લશ્કરી કાયદો બહુ સખ્તાઈથી અમલમાં મૂકવામાં આવ્યો ને પ્રજા પર બહુ ત્રાસ વર્તાવવામાં આવ્યો. **જલીઆનવાલા બાગ** આગળ ભારે તોફાન થયું. જનરલ ડાયરે ગોળીબાર કરવાનો હુકમ કર્યો, તેમાં ઘણાં માણસ મરણ પામ્યાં. જનરલ ડાયરે લોકોને પેટ ઘસડીને ચલાવ્યા. આથી પંજાબનો ગવર્નર અને લશ્કરી અમલદાર જનરલ ડાયર ઘણા અપ્રિય થયા. ડાયરને પેન્શન આપી નોકરીમાંથી ફારક કરવામાં આવ્યા.

અફગાનિસ્તાનમાં હબિબુલ્લાખાનનું ખૂન કરવામાં આવ્યું અને તેની પછી તેનો ભાઈ નસીરૂલ્લાખાન અમીર થયો ને થોડા વખત પછી તેના છોકરા અમનુલ્લાખાનને અમીર જાહેર કરવામાં આવ્યો. અમીરે હિંદુસ્તાન સાથે લડાઈ જાહેર કરી અને સરહદ પર હુમલો કર્યો. સરહદ પર આવેલા વઝિરિસ્તાનમાંની ટોળીઓએ લડાઈ મચાવી.

જગજાહેર જર્મન યુદ્ધ ઇ. સ. ૧૯૧૮ના **નવેંબરની ૧૧મીએ ૧૧ વાગે** સવારે બંધ થયું અને તે વખતે થયલી કામચલાઉ સંધિ ઇ. સ. ૧૯૧૯માં દ્રઢીભૂત થઈ.

ઇ. સ. ૧૯૧૯ના ડીસેંબરમાં **ગવર્ન્મેન્ટ ઑવ્ ઇંડિઆ બિલ** પસાર થયું, તેથી કારોબારી ને કાયદા બાંધનારી સભાને વધારે હક્ક આપવામાં આવ્યા.

ઇ. સ. ૧૯૨૦માં પંજાબમાં પ્રજાના અસંતોષના કારણની તપાસ કરવા **હંટર કમિશન** નીમવામાં આવ્યું. તેની તપાસમાં બહાર પડેલી હકીકતથી પ્રજાનાં મન વધારે ઉશ્કેરાયાં. એ રિપોર્ટ કરનારા સભ્યો એકમત ન થયા. અંગ્રેજ સભ્યોની બહુમતિ થઈ. તેમના મત પ્રમાણે લશ્કરી કાયદો મૂકવાની જરૂર હતી અને દેશી સભ્યોના મત પ્રમાણે એવી જરૂર નહોતી. તુર્કસ્તાન સાથે સલાહ થઈ. તેની શરતથી ખિલાફતની બાબતમાં મુસલમાનોનાં મન ઘણાં ઉશ્કેરાયાં.

**લૉર્ડ રેડિંગ ઇ સ. ૧૯૨૧**—ઇ. સ. ૧૯૨૧માં લૉર્ડ ચેમ્સફર્ડ ગયો ને લૉર્ડ રેડિંગ તેની પછી વાઇસરૉય થયો. હિંદુસ્તાન આવતાં પહેલાં તે ઈંગ્લંડમાં મુખ્ય ન્યાયાધીશ હતો, તેથી હિંદની પ્રજાએ તેની ન્યાયવૃત્તિ પર બહુ શ્રદ્ધા રાખી હતી.



લૉર્ડ રેડિંગ

ઇ. સ. ૧૯૨૦ને અન્તે પ્રિન્સ ઑવ વેલ્સનો વિચાર હિંદુસ્તાનમાં આવી ઇ. સ. ૧૯૧૯માં થયલા ગવર્મેન્ટ ઑવ ઇંડિઆ ઍક્ટ પ્રમાણે સુધારાને અન્વયે મળેલી સભાને ખુલ્લી મૂકવાનો હતો. પણ તે આવી શક્યો નહિ ને તેને બદલે ડયૂક ઑવ્ કૅનોટ હિંદુસ્તાનમાં ઇ. સ. ૧૯૨૧ના આરંભમાં કાઉન્સિલો ઉઘાડવા આવ્યો.

ઇ. સ. ૧૯૨૩માં દિલ્હીની ધારાસભાએ (લેજિસ્લેટિવ ઍસેમ્બ્લિએ) મીઠાનો કર એવડો કરવાની વિરુદ્ધ મત આપ્યો; પરંતુ વાઇસરૉયે પોતાની ખાસ સત્તાથી પ્રમાણપત્ર વડે મીઠાનો કર એવડયો. આથી પ્રજામાં ઘણો અસંતોષ ફેલાયો.

યુરોપમાં તુર્કસ્તાન સાથે થયલા કરારમાં લૉસૅન કરારથી ફેરફાર કરવામાં આવ્યો, તેથી તુર્કો રાજી થયા ને હિંદુસ્તાનમાં મુસલમાનો પણ ફરિયાદ ઘણે દરજ્જે દૂર થઈ.

મલબારમાં મૉપ્લા લોકોએ હુલ્લડ કર્યું ને ઘણા હિંદુઓ પર ત્રાસ વર્તાવ્યો ને તેમને મુસલમાન કર્યા.

માહાત્મા ગાંધીને ઇ. સ. ૧૯૨૦માં કેદ કરવામાં આવ્યા. તેમને ૧૯૨૩માં છૂટા કરવામાં આવ્યા.

જરૂર પડે હિંદુઓ મુસલમાનોથી પોતાનું રક્ષણ કરી શકે એવા હેતુથી પંડિત માલવીઆએ **સંગ્રથન પ્રવૃત્તિ** ઊભી કરી હિંદુઓનું શરીરબળ કેળવવાની પ્રવૃત્તિ યોજી. તેમજ હિંદુઓની સંખ્યા મુસલમાન ને ખ્રિસ્તિ થવાથી ઓછી થાય છે તે અટકાવવા સ્વામી શ્રદ્ધાનન્દે વટલેલાને શુદ્ધ કરી હિંદુ કોમમાં દાખલ કરવાની પ્રવૃત્તિ જે '**શુદ્ધિ**'ના નામથી ઓળખાય છે તે યોજી.

હિંદુસ્તાનના ઉદ્યોગને ઉત્તેજન આપવા શા ઉપાયો યોજવા તે વિચારવા સરકારે કલકત્તામાં **તારિફ-બોર્ડ** નીમી. તેણે હિંદના, ટાટાના પોલાદના ઉદ્યોગને ઉત્તેજન આપવા કેટલાક ઉપાયો સૂચવ્યા, તે વિષે કાયદો—પોલાદના સંરક્ષણનો કાયદો—લેજિસ્લેટિવ ઍસેમ્બ્લિ ને કાઉન્સિલ ઑવ્ સ્ટેટમાં પસાર થયો છે ને તેના પર વાઇસરોયે પોતાની સંમતિ આપી છે એટલે તે કાયદો પૂર્ણ રીતે પસાર થયો છે. તા ૧૩મી જૂન ૧૯૨૪થી એ કાયદો અમલમાં મુકાયો છે.

સિવિલિઅનોના પગાર વધારવાની તપાસ કરવા સરકારે લી-કમિશન નીમ્યું, તેની તપાસ પર પણ કાઉન્સિલોમાં વિચાર થાય છે.

**બ્રિટિશ સામ્રાજ્યઃ તેની સત્તાનો હિંદમાં વિકાસ**—બ્રિટિશ સામ્રાજ્યમાં ગ્રેટબ્રિટન, આયર્લંડનું સ્વતંત્ર રાજ્ય ( ફ્રી સ્ટેટ ), જેમાં સ્વરાજ્ય છે એવાં સંસ્થાન, રાજાધીન સંસ્થાન ( ક્રાઉન કૉલોનિ ), અને અધીન દેશોનો સમાવેશ થાય છે.

હિંદુસ્તાન એ અધીન દેશ છે. એમાં પ્રથમ ઇસ્ટ ઇંડિઆ કંપનિની સત્તા હતી. ઇ. સ. ૧૭૭૩માં રેગ્યુલેટિંગ ઍક્ટ પસાર થયો, આથી કંપનિની સત્તા પર બ્રિટિશ રાજ્યની સત્તાનો પ્રથમ અંકુશ થયો. ગવર્નર-જનરલની નીમણુક કંપનિના હાથમાં ન સોંપતાં ઇંગ્લંડના મુખ્ય પ્રધાનોને સોંપવામાં આવી.

ઇ. સ. ૧૭૮૪માં પિટનો ઍક્ટ પસાર થયો, તેથી ખરી સત્તા કંપનિ પાસેથી લઈ લેવામાં આવી અને તે પ્રધાનમંડળે નીમેલી છ માણસની નિયામક સભાને (બોર્ડ ઑવ્ કંટ્રોલને) સોંપવામાં આવી. એ સભાનો પ્રમુખ પ્રધાનમંડળમાંનો એક હતો, એટલે વાસ્તવિક રીતે હિન્દુસ્તાનનો કારભાર ઇંગ્લંડના પ્રધાનમંડળના હાથમાં આવ્યો. ઇ. સ. ૧૮૧૩માં અને ઇ. સ. ૧૮૩૩માં જ્યારે કંપનિની સનદનો પટો નવો કરવામાં આવ્યો ત્યારે તેની સત્તા પર બ્રિટિશ રાજ્યે પોતાનો અંકુશ વધાર્યો.

ઇ. સ. ૧૮૫૩માં હિંદુસ્તાનમાં અમલદારો નીમવાની સત્તા કંપનિ પાસેથી લઈ લેવામાં આવી.

છેવટે, ઇ. સ. ૧૮૫૭ના બળવા પછી ઇ. સ. ૧૮૫૮માં વિક્ટોરિઆ રાણીનો ઢંઢેરો બહાર પાડવામાં આવ્યો તેથી જે સત્તા ઇસ્ટ ઇંડિઆ કંપનિના ડિરેક્ટરોના અને નિયામક સભાના હાથમાં હતી તે લઈ લેવામાં આવી અને હિંદુસ્તાનના રાજ્યમંત્રીને આપવામાં આવી.

આ પ્રમાણે કંપનિની સત્તા પર અંકુશ મુકાતાં તે સત્તા તદ્દન જતી રહી ને હિંદુસ્તાનના રાજ્યમંત્રીના હાથમાં આવી.

---

## પ્રકરણ ૩૮મું

## હિંદની રાજ્યપદ્ધતિઃ આધુનિક પ્રવૃત્તિઓ

**હિંદ બ્રિટિશ સામ્રાજ્યનું અંગ**—બ્રિટિશ સામ્રાજ્ય અતિ-વિશાળ દ્વીપો પર છે. આથી એમ કહેવાય છે કે એ રાજ્ય પર કદી સૂર્ય અસ્ત પામતો નથી. તેના એક અંગ પર સૂર્યાસ્ત થાય છે ત્યારે બીજા પર સૂર્યનાં કિરણો પ્રકાશમાન હોય છે. ઇશ્વરે હિન્દુસ્તાનને આવા સમૃદ્ધ રાજ્યનું એક મોટું અને પ્રબળ અંગ નિર્મિત કર્યું છે. તેનું નૌકાબળ અદ્વિતીય છે. એ બળથીજ તે દુનિયાનાં રાજ્યોમાં પ્રતિષ્ઠિત પદ ભોગવે છે.

**બ્રિટિશ સામ્રાજ્યના લાભ**—અંગ્રેજ પ્રજા કૃપાળુ, ન્યાયી, અને સ્વતન્ત્રતા પર અત્યન્ત પ્રેમ રાખનારી છે. બ્રિટિશ સરકારના અદલ રાજ્યમાં

સમગ્ર હિન્દુસ્તાનમાં સર્વત્ર શાન્તિ પ્રસરી રહી છે. પ્રજાનાં જાનમાલ સહીસલામત છે. રેલ્વે, નહેર, ટપાલ, ને તાર જેવાં, પાશ્ચાત્ય સંશોધનથી દાખલ થયલાં, ઔદ્યોગિક સાધનોથી અગાઉના જમાનામાં કળી પણ શકાતાં નહોતાં એવાં અનેક સુખો આપણને સુગમ થયાં છે. હિન્દુસ્તાનનાં સર્વ મુખ્ય સ્થળોમાં રેલ્વેની શાખાપ્રશાખાઓ ફેલાઈ રહી છે; આથી મુસાફરી નિર્ભય અને સહેલી થઈ છે; સમયનો અને પૈસાનો બચાવ થાય છે;. જોઈતો માલ એક પ્રદેશથી બીજે પ્રદેશ લઈ જવાય છે; થોડે લશ્કરે ઘણા મોટા પ્રદેશ પર શાન્તિ જાળવી શકાય છે; અને દુકાળનું અસહ્ય દુ:ખ ઓછું કરી શકાય છે. ગંગા, જમના, અને સિંધુ નદીની નહેરોથી દોઆબ અને સિંધ પ્રાન્ત ઘણા રસાળ બન્યા છે. ગંગાની નહેર ૪૦૦ માઇલથી પણ વધારે લાંબી, એક નદી જેવી' છે. ઇ. સ. ૧૮૫૪માં સરકારી ટપાલખાતું સ્થાપવામાં આવ્યું, તે પહેલાં ટપાલ મોકલવી ઘણી મોંઘી અને અઘરી હતી. મુંબઇથી કલકત્તે કાગળ મોકલવાનો ખરચ દરેક તોલે એક રૂપીઓ બેસતો. હાલ બે પૈસામાં ટપાલનું પત્તું અને ચાર પૈસામાં અર્ધા તોલાભાર કાગળ હિંદુસ્તાનમાં એક છેડેથી બીજે છેડે મોકલી શકાય છે. ટપાલ ઑફિસમાં મનિ-ઑર્ડર, સેવિંગ બૅન્ક, તેમજ તારનાં ખાતાં દાખલ કર્યાં છે. આથી પ્રજાને અનેક પ્રકારની સગવડ મળે છે. વર્તમાનપત્રદ્વારા અને ભાષણદ્વારા લોકોને પોતાના વિચાર દર્શાવવાની છૂટ મળી છે. માત્ર રાજદ્રોહી લખાણ કરવાની કે વિચાર દર્શાવવાનીજ મના છે. દર્દીઓના સુખને અર્થે સરકારે સ્થળે સ્થળે ઇસ્પિતાલો ખોલી છે. સ્ત્રીઓને માટે ખાસ ઇસ્પિતાલો છે. પશુના સંરક્ષણ માટે પશુઓની ઇસ્પિતાલ છે. પ્રજાની સુખાકારી જાળવવા માટે આરોગ્યખાતું સ્થપાયું છે. મોટાં મોટાં શહેરોમાં નદીઓ કે તળાવોમાંથી નળમારફત સ્વચ્છ પાણી પૂરૂં પાડવામાં આવ્યું છે. પોલીસખાતું સુલેહ જાળવવાનું કામ કરે છે અને ન્યાયખાતું ગરીબ અને તવંગર સર્વને સરખો ન્યાય આપે છે. સર્વ કલ્યાણનું મૂળ કેળવણી છે એમ સરકાર સમજે છે તેથી પુરુષોને અને સ્ત્રીઓને કેળવવા માટે પ્રાથમિક શાળાઓ, માધ્યમિક શાળાઓ, અને મહાવિદ્યાલયો (કૉલેજો) ખોલવામાં આવ્યાં છે, તેમાં આરંભથી તે ઊંચા પ્રકારની કેળવણી

સુધી શિક્ષણ અપાય છે. પુરુષશિક્ષકો અને સ્ત્રીશિક્ષકોને શિક્ષણશાસ્ત્રની માહીતી આપવા શિક્ષણપદ્ધતિનાં મહાવિદ્યાલયો (ટ્રેનિંગ કૉલેજો) સ્થાપવામાં આવ્યાં છે. સુથારી કામ, કડીઆકામ, લુહારનું કામ, ચિત્રકામ, કોતરકામ, વગેરે ઉદ્યોગો ને કળાઓ શિખવવા માટે ઔદ્યોગિક શાખાઓ અને કળાની શાખાઓ છે અને યન્ત્રકામ શિખવવા માટે યાન્ત્રિક શાળાઓ છે. પ્રાથમિક કેળવણી ફરજીઆત અને મફત કરવા તરફ, સ્ત્રીશિક્ષણમાં વૃદ્ધિ ને સુધારો કરવા તરફ, વધારે ટ્રેનિંગ કૉલેજો સ્થાપવા તરફ, તેમજ પ્રાકૃતિક વિદ્યા, રાસાયનિક વિદ્યા, વગેરે કેળવવાની સંસ્થાઓ સ્થાપવા તરફ સરકારનું લક્ષ ખેંચાયું છે. આવાં અનેક પ્રકારનાં સાધનોથી સરકાર પ્રજાનું કલ્યાણ સાધવા સતત પ્રયત્ન કરે છે.

**રાજ્યપદ્ધતિ**—આ પ્રમાણે ઇ. સ. ૧૮૫૮ના. વર્ષથી હિંદની રાજ્યવ્યવસ્થા કંપનિ સરકારના હાથમાંથી પ્રત્યક્ષ પાર્લમેંટના હાથમાં આવી. હિંદુસ્તાનના ગવર્નર-જનરલને વાઇસરૉયનો (રાજપ્રતિનિધિનો) ઇલકાબ આપવામાં આવ્યો, અને બ્રિટિશ કૅબિનેટમાંના (મન્ત્રિમંડળમાંના) એક સભ્યને હિંદુસ્તાનનો રાજ્યમન્ત્રી (હિંદ માટેનો સેક્રેટરિ ઑવ્ સ્ટેટ) નીમી હિંદુસ્તાનના ગવર્નર-જનરલને પોતાના કામને માટે પાર્લમેંટને જવાબદાર બનાવવામાં આવ્યો. રાજ્યમન્ત્રિ બ્રિટિશ પ્રધાનમંડળ બદલાય છે ત્યારે બદલાય છે.

## મોર્લિ-મિન્ટો સુધારણા—

ઇ. સ. ૧૮૫૮નો કાયદો હિંદુસ્તાનનું રાજ્યબંધારણ દોરવવા ઘણાં વર્ષ સુધી એવો ને એવો રહ્યો. પરંતુ હિંદુસ્તાનમાં રાજકીય ચેતન કેળવણીની સાથે પ્રતિવર્ષ વધતું જતું હતું. ને તેથી લોકોને પોતાની રાજ્યપદ્ધતિમાં વધારે ભાગ લેવાની ઉત્સુકતા પણ વધતી જતી હતી. ઇ. સ. ૧૯૦૫ના બંગભંગથી લોકોમાં ખળભળાટ ઉત્પન્ન થયો ને રાજકીય હક્કની મોટા પ્રમાણમાં માગણી થવા લાગી. ઇ. સ. ૧૯૦૯માં હિન્દુસ્તાનના રાજ્યમન્ત્રી લૉર્ડ મોર્લિ ને ગવર્નર-જનરલ લૉર્ડ મિન્ટો હતા. એ બેની સંમતિએ તૈયાર થએલી રાજ્યસુધારણાની યોજના **મોર્લિ-મિન્ટો સુધારણા**

તરીકે પ્રખ્યાત છે. તે સુધારણા ઇ. સ. ૧૯૦૯ના કાયદા (ઇંડિઆ કાઉન્સિલ્સ ઍક્ટ) તરીકે ઓળખાય છે. તે સુધારામાં મુખ્ય બાબતો એ છે કે ત્યારથી

(૧) હિંદી સભા ને ગવર્નર-જનરલની કારોબારી સભા ને ઇલાકાઓની તેવી સભામાં દરેકમાં એક હિંદી ગૃહસ્થની નીમણૂક કરવાનું નક્કી કરવામાં આવ્યું.

(૨) હિંદી ધારાસભાઓમાં બિનસરકારી સભ્યોની સંખ્યા વધારવામાં આવી.

(૩) ધારાસભાના સભ્યોને ધારાસભામાં ચર્ચા ને ઠરાવો લાવવાનો હક્ક આપવામાં આવ્યો.

## મૉન્ટેગ્યુ-ચેમ્સફર્ડ સુધારોઃ ઇ. સ. ૧૯૧૯નો કાયદોઃ—

હવે હિંદુસ્તાનનું રાષ્ટ્રીય ચેતન જલદીથી જાગ્રત્ થતું જતું હતું. તેવામાં ઇ. સ. ૧૯૧૪માં યુરોપીય વિગ્રહ થયો ને તેમાં હિંદુસ્તાનના સૈનિકોએ બ્રિટિશ રાજ્યને સબળ મદદ કરી. પ્રજાને પોતાને જવાબદાર રાજ્યતંત્ર મેળવવાની ઉત્સુક્તા હવે ઘણી વધી. ઇ. સ. ૧૯૧૭માં હિંદી રાજયમન્ત્રી મૉન્ટેગ્યુએ પાર્લમેન્ટમાં જાહેર કર્યું કે જવાબદાર રાજ્યતંત્રના હક્ક આપવાને હિંદના રાજ્યવહીવટમાં હિંદુસ્તાનના માણસોનું પ્રમાણ વધારવાને તથા હિંદુસ્તાનને બ્રિટિશ સામ્રાજ્યનું એક અંગ ગણવાને બ્રિટિશ સરકાર તત્પર છે; તે ઇચ્છા મુજબ સુધારણાની એક યોજના ઘડાઈ ને કાયદા રૂપે ૧૯૧૯માં પાર્લમેંટમાં પસાર થઈ. તે ઇ. સ. ૧૯૧૯નો કાયદો, અથવા **મૉન્ટેગ્યુ-ચેમ્સફર્ડ**ના સુધારા તરીકે પ્રખ્યાત છે. હાલની હિંદુસ્તાનની રાજ્યપદ્ધતિ એ સુધારાઓ મુજબ ચાલે છે. તે પદ્ધતિ મુખ્ય અંશોમાં નીચે મુજબ છે.

**(૧) હિંદી રાજ્યમન્ત્રી ને તેની સભાઃ**—શહેનશાહના મન્ત્રિમંડળમાં હિંદી રાજયમન્ત્રી એક સભ્ય છે ને હિંદુસ્તાનની રાજ્યવ્યવસ્થા માટે પાર્લમેન્ટને તે જવાબદાર છે. ઇ. સ. ૧૯૧૯ના વર્ષ પહેલાં એનો

ને એની મદદનીશ મંડળીના (કાઉન્સિલના) સભ્યોનો પગાર હિંદુસ્તાનની તિજોરીમાંથી અપાતો હતો; હવેથી બ્રિટિશ રાજ્યની તિજોરીમાંથી આપવાનું નક્કી કરવામાં આવ્યું. રાજ્યમન્ત્રીનો પગાર અને તેના રાજકીય કારભારને લગતો તમામ ખરચ ગ્રેટબ્રિટનની તિજોરીમાંથી અપાય છે; માત્ર તેના આડતીઆ કામને લગતો ખરચ હિંદુસ્તાનને માથે પડે છે. **ઇંડિઆ કાઉન્સિલ**ના સભ્યોની સંખ્યા ૮ થી ૧૨ની નક્કી કરવામાં આવી ને એમ નિયમ કરવામાં આવ્યો કે તેમાંની અર્ધી સંખ્યાના સભ્યો જેઓ હિંદુસ્તાનમાં ૧૦ વર્ષ રહેલા હોય ને જેમને હિંદુસ્તાન છોડ્યાને ૫ થી વધારે વર્ષ થયાં ન હોય એવા જોઈએ. એ કાઉન્સિલમાં હિંદી સભાસદોની સંખ્યા ૩ કરતાં ઓછી ન હોવી જોઈએ એમ પણ નક્કી કરવામાં આવ્યું. અગાઉ એ સભ્યોની નીમણુક ૭ વર્ષ પર્યન્ત હતી, હવે ૫ વર્ષ પર્યન્ત થઈ છે. પણ ખાસ કારણ હોય તો પાર્લમેન્ટની સંમતિથી તેના તેજ સભ્યને રાજ્યમન્ત્રી બીજાં પાંચ વર્ષ નીમી શકે છે. રાજ્યમન્ત્રી હિંદુસ્તાનની ઉપજ અને ખરચનું અંદાજપત્ર દર વર્ષે પાર્લમેન્ટ આગળ રજુ કરે છે. જે બાબતોમાં ગવર્નર-જનરલ ને એની ધારાસભા એકમત હોય તેમાં હિંદના રાજ્યમન્ત્રીને તેમની ઇચ્છા પ્રમાણે વર્તવું પડે છેઃ જ્યાં ગવર્નર-જનરલ ને એની ધારાસભા એકમત ન હોય ત્યાં એ માથું મારી શકે છે. હિંદના રાજ્યમન્ત્રીનો વાર્ષિક પગાર ૫,૦૦૦ પાઉન્ડ, ને એના મંડળના એના મદદનીશ સભ્યોનો ૧,૨૦૦ પાઉન્ડ ઠેરવવામાં આવ્યો છે. જે સભ્ય તેની નીમણુક થાય ત્યારે હિંદુસ્તાનનો સ્થાયી વતની થયો હોય તેને વાર્ષિક ૬૦૦ પાઉન્ડનું ભથ્થું આ ઉપરાંત આપવામાં આવે છે. રાજ્યમન્ત્રીની મંજૂરી વિના હિંદુસ્તાનનો વાઇસરૉય કોઈ રાજ્ય સાથે લડાઈ જાહેર કરી શકતો નથી.

**હાઇ કમિશનર—**

રાજ્યમન્ત્રીનું હિંદુસ્તાનને લગતું આડતકામ કરવાને હિંદ માટેના હાઇ કમિશ્નરની જગા કાઢવામાં આવી છે. હાઇ કમિશ્નરને ગવર્નર-જનરલ નીમે છે અને તે નીમણુક પાંચ વર્ષને માટે હોય છે. એનો પગાર

હિંદુસ્તાનની તિજોરીમાંથી અપાય છે. એ અમલદારના હાથ નીચે કામ કરવાને જરૂરજોગાં માણસો રાજ્યમન્ત્રીની સભામાંથી ફેરબદલી કરી મોકલવામાં આવ્યાં છે. હાઇ કમિશ્નરનું કામ હિંદી સરકારને જોઇતાં સાહિત્યો (Stores) ઇંગ્લંડમાં ખરીદ કરવાનું, હિંદમાં નોકરી કરી ગ્રેટ-બ્રિટનમાં વાનપ્રસ્થ થયલા નોકરોને પેન્શન આપવાનું, ઇંગ્લંડમાં ભણતા હિંદી વિદ્યાર્થીઓને મદદ કરવાનું, અને હિંદુસ્તાનના વેપાર પર નજર રાખવાનું છે. ઇ. સ. ૧૯૨૦ના ઑક્ટોબરમાં સર વિલિઅમ મેઅર ૧લો હાઇ કમિશ્નર નિમાયો હતો.

પોતાના સભ્યોએ કેવી રીતે કામ કરવું તે પર રાજ્યમન્ત્રીને અગાઉ કરતાં વધારે સ્વતન્ત્રતા છે.

(૨) **ગવર્નર–જનરલ અને એની સભાઓઃ**—ઇ. સ. ૧૮૫૮માં જ્યારે હિંદુસ્તાનનું શાસન બ્રિટિશ શહનશાહની હકુમતમાં પ્રત્યક્ષ રીતે આવ્યું ત્યારથી ગવર્નર–જનરલ વાઇસરૉય (રાજપ્રતિનિધિ) પણ કહેવાય છે. હિંદુસ્તાનના રાજ્યમન્ત્રીની હકુમત નીચે હિંદુસ્તાનનો રાજ્ય–અમલ ગવર્નર–જનરલ ચલાવે છે. એની સત્તા હિંદુસ્તાનમાં સર્વોપરિ છે. એ હિંદુસ્તાનનો પરરાજ્યો સાથેનો સંબંધ દોરવી શકે છે, દેશી રાજાઓ સાથે કરારો કરી શકે છે, ઇલાકાઓની સરકાર પર અંકુશ રાખે છે, ને એની સંમતિ વિના કોઈ પણ ઇલાકા–સરકાર કાયદો પસાર કરી શકતી નથી. એની નીમણુક ઇંગ્લંડના વડા પ્રધાનની સલાહથી શહનશાહ કરે છે. સાધારણ રીતે એ પ્રતિષ્ઠિત, બાહોશ, ને રાજ્યકારભારથી વાકેફગાર માણસ હોય છે; પણ હિંદુસ્તાનના રાજ્યવહીવટથી તે બહુ જાણીતો નહિ એવો માણસ હોય છે. આમ હોવાનું કારણ એ છે કે આવો પુરુષ હિંદુસ્તાન જેવા મોટા દેશની વ્યવસ્થામાં તટસ્થતા જાળવવા માટે લાયક ગણી શકાય છે. એનો વાર્ષિક પગાર રૂ. ૨,૫૬,૦૦૦થી વધુ નહિ, એમ નક્કી કરવામાં આવે છે.

આ પ્રમાણે વાઇસરૉય બધા ગવર્નરો ને દેશી રાજ્યોનો ઉપરિ છે. એની મંજૂરી વિના કોઈ કાયદો રચી શકાતો નથી. ન્યાય–કચેરીઓની શિક્ષામાં એ મરજીમુજબ ઘટાડો કરી શકે છે કે તે રદ કરી શકે છે.

**કારોબારી સભા—**

રાજ્યનો **કારોબાર** કરવાને માટે ગવર્નર–જનરલની મદદમાં એની **કારોબારી સભા** હોય છે. એ સભામાં ૬ સાધારણ સભ્યો ને મુખ્ય સેનાપતિ એ સાતમો અસાધારણ સભ્ય, એમ ૭ સભ્યો હોય છે, પણ છેલ્લા સુધારાથી સંખ્યાની નિયતતા કાઢી નાખવામાં આવી છે. એ સભ્યોની નીમણુક શહનશાહ હિંદુસ્તાનના રાજ્યમન્ત્રીની સલાહથી કરે છે ને સાધારણ રીતે તેઓ **પાંચ** વર્ષ સુધી ટકે છે. તેમાંના ત્રણ સભ્ય એવા હોવા જોઈએ કે જેમણે દશ વર્ષ સુધી રાજ્યમાં નોકરી કરી હોય, એક એવો હોવો જોઈએ કે જેણે કાયદામાં પ્રવીણતા મેળવી હોય ને દશ વર્ષનો કાયદાનો અનુભવી હોય, ને ત્રણ હિંદી હોવા જોઈએ. સભ્યોનો દરેકનો પગાર વાર્ષિક રૂા. ૮૦,૦૦૦થી વધુ નહિ એવો નક્કી કરવામાં આવ્યો છે. રાજ્યના વહીવટમાં આ સભ્યો ને ગવર્નર–જનરલ જે હુકમો કાઢે તે હિંદની વડી સરકારના હુકમો તરીકે ઓળખાય છે ને તે હુકમો વડા મંડળમાં કાઢેલા ગવર્નર–જનરલના હુકમો તરીકે પ્રસિદ્ધ થાય છે. જોકે કારોબારી સભા અથવા મંડળની મદદથી ગવર્નર–જનરલ હુકમો કાઢે છે, છતાં આખી સભાની ઇચ્છાવિરુદ્ધ જો દેશની સહીસલામતી ને શાન્તિને માટે અમુક હુકમની જરૂર હોય તો આપસત્તાથી ગવર્નર–જનરલ હુકમો કાઢી શકે છે. સભાનું કામકાજ જુદાં જુદાં ખાતાંઓ પાડી વ્યવસ્થિત કરી નાખવામાં આવે છે; જેમકે પરદેશખાતું, સેનાખાતું, સ્વદેશખાતું, બાંધકામખાતું, વેપારખાતું, ધારાઓસંબંધી ખાતું, નાણાંખાતું, કેળવણી ને સ્થાનિક સ્વરાજ્યનું ખાતું, ઉદ્યોગખાતું. દરેક સભ્યના હાથ નીચે અમુક ખાતાં હોય છે ને તેની મદદમાં મંત્રી ને ઉપમંત્રીઓ વગેરે નાનાં મદદનીશ મંડળો હોય છે.

**વડી ધારાસભા**—એ ગવર્નર–જનરલને ધારાઓ ઘડવાના કામમાં મદદ કરે છે. એ સભાના બે વિભાગ છે:—"કાઉન્સિલ ઑવ્ સ્ટેટ", એ નામથી ઓળખાતી, ને (૨) "લેજિસ્લેટિવ ઍસેમ્બ્લિ", એ નામથી ઓળખાતી. કોઈ પણ ધારાનો ખરડો આ બંને સભાઓમાંથી પસાર થાય ને

વાઇસરૉયની સંમતિ મેળવે ત્યારપછીજ કાયદા તરીકે ઓળખાય ને પળાય છે.

**કાઉન્સિલ ઑવ્ સ્ટેટ—**

"કાઉન્સિલ ઑવ્ સ્ટેટ"માં ૬૦ સભ્યો હોય છે; તેમાંના ૩૪ લોકોએ ચૂંટેલા (વરાડનો પ્રતિનિધિ સરકારથી નિમાય છે, તોપણ તે વરાડમાં થયલી ચૂંટણીને આધારેજ નિમાય છે) ને ૨૬ સરકારના નીમેલા હોય છે. એમાં અમલદારોની સંખ્યા ૨૦થી વધારે હતી નથી. ગવર્નર–જનરલ આ સભામાં ભાગ લેતો નથી; પણ સભાના અધ્યક્ષની નીમણુક એ કરે છે. જરૂર હોય તો એ સભામાં ભાષણ કરવાનો ગવર્નર–જનરલને હક હોય છે. એ સભાના સભ્યો "**ઑનરબલ**", એ પદ પોતાના નામ આગળ મૂકી શકે છે.

**મત આપનારા કોણ?—**

મત આપવાનો અધિકાર નીચેના ગૃહસ્થોને હોય છે:—

૧. ૨૧ વર્ષની ઉમરના કે તેથી મોટા બ્રિટિશ ઇંડિઆમાં રહેનારા જેઓ ૨,૦૦૦ રૂ.નો કે તેથી વધારે જમીનવેરો ભરતા હોય કે ૩૦,૦૦૦ની વાર્ષિક આવક પર જેઓ આવકવેરો ભરતા હોય.

૨. મ્યુનિસિપાલિટિના પ્રમુખ ને ઉપપ્રમુખ

૩. યુનિવર્સિટિના ફેલો

૪. આખા ગામનો ધણી

**લેજિસ્લેટિવ ઍસેમ્બ્લિ—**

"લેજિસ્લેટિવ ઍસેમ્બ્લિ"માં ૧૪૦ સભ્યો હોવા જોઈએ; હાલ તેમાં ૧૪૪ સભ્યો છે. તેમાંના ૧૦૪ લોકોએ ચૂંટેલા (એક વરાડના પ્રતિનિધિ સાથે; એની નીમણુક સરકાર કરે છે, પણ તે લોકોની ચૂંટણીને અન્વયેજ કરે છે.) ને ૪૦ સરકારના નીમેલા છે. સરકારના નીમેલા ૪૦માં ૨૬ અમલદાર હોવા જોઈએ. આ સભાનો અધ્યક્ષ પ્રથમનાં ૪ વર્ષ માટે ગવર્નર–જનરલની નીમણુકથી નક્કી કરવામાં આવ્યો છે; ભવિષ્યમાં તેની

નીમણૂક "ઍસેમ્બ્લિ" કરે ને તે બાબતને ગવર્નર-જનરલની સંમતિ જોઈએ, એવો નિયમ છે.

**મતધારીઓ—**

આ સભાના સભ્યો માટે મત આપવાનો હક્ક નીચેના ગૃહસ્થોને છે:—

૧. ૧૦ વર્ષની ઉમરના કે તેથી મોટા બ્રિટિશ હિંદના વતની વર્ષે ૭૫ રૂ.નો કે વધારે જમીનવેરો ભરતા હોય તેવા ગૃહસ્થો.

૨. આવકવેરો ભરનારા ગૃહસ્થો.

આ બંને સભાઓ કાયદાઓ ઘડવાનું, પ્રજાહિતની બાબત વિષે વિચાર કરવાનું, ને સવાલો પૂછી સરકારનું અમુક બાબતો તરફ ધ્યાન ખેંચવાનું એમ ત્રણ પ્રકારનાં કામ કરી શકે છે. 'કાઉન્સિલ ઑવ્ સ્ટેટ'ના સભ્યોની નીમણૂક પાંચ વર્ષને માટે ને 'લેજિસ્લેટિવ ઍસેમ્બ્લિ'ના સભ્યોની નીમણૂક ત્રણ વર્ષ માટે હોય છે. પણ ગવર્નર-જનરલ ગમે તે સભાને કે બંનેને મરજીમાં આવે ત્યારે બરખાસ્ત કરી શકે છે.

**(૩) ગવર્નરો ને પ્રાન્તિક સભાઓ:**—રાજ્યવહીવટની સરળતા ખાતર હિંદુસ્તાનના ૧૫ વિભાગ કરવામાં આવ્યા છે. તેમાથી બંગાળા, મદ્રાસ, મુંબઈ, બિહાર અને ઓરિસા, સંયુક્ત પ્રાંતો, પંજાબ, મધ્ય પ્રાંતો, આસામ અને બ્રહ્મદેશ, એટલા પ્રાંતો ગવર્નર ચલાવે છે; ને તેને કારોબારી સભા ને ધારાસભાની મદદ હોય છે. અન્ય પ્રાંતોનો વહીવટ લેફ્ટેનન્ટ-ગવર્નર, ચીફ-કમિશનર, એજન્ટ કે રેઝિડન્ટના તાબામાં છે. ગવર્નરની નીમણૂક શહનશાહ કરે છે; પણ તે હિંદના રાજ્યમન્ત્રીની સલાહ લઈને નીમણૂક કરે છે. બંગાળા, મદ્રાસ, ને મુંબઈના ત્રણ ઇલાકાના ગવર્નરો સિવાયના બીજા ગવર્નરોની નીમણૂક કરતી વખતે ગવર્નર-જનરલની પણ સલાહ શહનશાહ લે છે. નીમણૂકો પાંચ વર્ષને માટે હોય છે. પગાર ત્રણ ઇલાકાના ગવર્નરો ને સંયુક્ત પ્રાંતોના ગવર્નરનો દરેકનો વાર્ષિક રૂ. ૧,૨૮,૦૦૦ હોય છે. બિહાર ને ઓરિસા, અને પંજાબના ગવર્નરનો રૂ. ૧,૦૦,૦૦૦ હોય છે; મધ્ય પ્રાંતોના ગવર્નરનો રૂ. ૭૨,૦૦૦ હોય છે; ને આસામના ગવર્નરનો રૂ. ૬૬,૦૦૦ હોય છે.

ગવર્નર-જનરલની પેઠે ગવર્નરની મદદમાં પણ બે સભા હોય છે, **કારોબારી ને મંત્રિમંડળ અને ધારાસભા.**

**દ્વિરાજક કાર્યવાહક પદ્ધતિ—**

પ્રાન્તિક વહીવટને માટે સરકારે એ પદ્ધતિ સ્વીકારી છે ને તે બે વહીવટના બે વિભાગ કરીને અમલમાં આણવામાં આવી છે, એક વિભાગ **ગવર્નર ને એની કારોબારી સભાનો** ને બીજો વિભાગ **ગવર્નર ને એના મન્ત્રીઓનો.** આ પદ્ધતિને દ્વિરાજક કાર્યવાહક પદ્ધતિ તરીકે ઓળખી શકાય છે. અમુક 'અનામત રાખેલા વિષયો' ('રિઝર્વ્ડ સબ્જેક્ટ્સ') જેવા કે જમીનની મહેસૂલ, દુકાળમાં મદદ, લોકોપયોગી કામ માટે સરકારી રીતે જમીન વેચાતી લેવાની બાબત, ન્યાય વગેરે, ગવર્નર ને એની કારોબારી સભાની હકુમતમાં છે; ને અમુક 'સોંપી દેવામાં આવેલા વિષયો' ( ટ્રાન્સફર્ડ સબ્જેક્ટ્સ ), જેવા કે સ્થાનિક સ્વરાજ્ય, કેળવણી, જાહેર તંદુરસ્તી, આબકારી, વેપાર-ઉદ્યોગ, વગેરે, ગવર્નર ને એના મન્ત્રીઓની હકુમતમાં છે.

પ્રાન્તિક કારોબારી મંડળમાં ગવર્નર ઉપરાંત બેથી ચાર સુધી સભ્યો હોય છે. તેમની નીમણુક શહનશાહ કરે છે. ગવર્નર આ મંડળનો અધ્યક્ષ છે. સભ્યનો વાર્ષિક પગાર રૂ. ૬૪,૦૦૦ સુધી હોય છે.

**મન્ત્રિમંડળ—**

મન્ત્રીઓની નીમણુક ગવર્નર કરે છે. જેની નીમણુક કરવામાં આવે તે પ્રાન્તિક ધારાસભાના લોકોએ ચૂંટેલા સભ્યોમાંનો હોવો જોઈએ. ગવર્નર ને આ મન્ત્રીઓ 'સોંપી દેવામાં આવેલા વિષયો'માં રાજ્યનો વહીવટ કરે છે. મન્ત્રીઓની સખ્યા મુબઈ ઇલાકામાં હાલ ત્રણની છે. તેમનો વાર્ષિક પગાર રૂ. ૬૪,૦૦૦ સુધી હોઈ શકે છે, અથવા ધારાસભાને તેટલા સુધી નક્કી કરવાનો હક્ક છે.

કારોબારીમંડળ ને મિત્રમંડળ પોતપોતાના વિભાગના વિષયોનો વહીવટ પોતાના મંડળની સત્તાથી ચલાવે છે. મન્ત્રીઓ પોતાનાં કામો માટે પ્રાન્તિક ધારાસભાને જવાબદાર છે.

### પ્રાન્તિક ધારાસભાઓ—

પ્રાન્તિક ધારાસભાના સભ્યોની સંખ્યા જુદા જુદા પ્રાન્તોમાં જુદી જુદી છે. હાલ મદ્રાસમાં ૧૨૭, મુંબઈમાં ૧૧૧, બંગાળામાં ૧૩૯, સંયુક્ત પ્રાંતોમાં ૧૨૩, પંજાબમાં ૯૩, બિહાર ને ઓરિસામાં ૧૦૩, સંયુક્ત પ્રાન્તોમાં ૬૮, ને આસામમાં ૫૩ સભ્યો છે. મુંબઈની ધારાસભામાં ૧૧૧ સભ્યો છે, તેમાં ૮૬ લોકોએ ચૂંટેલા, ને ૨૫ સરકારે નીમેલા છે. આમ લોકોના પ્રતિનિધિ સભ્યોનું પ્રમાણ વધારે છે. ૮૬ ચૂંટેલામાંથી ૪૬ને ચૂંટનારા સામાન્ય પ્રજાવર્ગના, ૨૯ને ચૂંટનારા જુદી જુદી જાતિના પ્રજાવર્ગના, ને ૧૧ ચૂંટનારા ખાસ વર્ગના હોય છે. ૨૫ નીમેલામાંથી ૨૦ અમલદાર હોય છે. ધારાસભાનો અધ્યક્ષ પ્રથમનાં ૪ વર્ષ માટે ગવર્નરેનો નીમેલો છે; પણ પછીથી તેની ધારાસભા ચૂંટણી કરશે. પ્રાન્તિક ધારાસભાને પણ ધારાઓ પસાર કરવાની, પ્રજાહિતના વિષયોને વિચાર કરવાની, ને સવાલો પૂછી સરકારનું અમુક બાબતો તરફ નજર ખેંચવાની સત્તા છે.

## પ્રાન્તિક ધારાસભાઓઃ બંધારણ

### નીમેલા અને અધિકારની રૂએ

| પ્રાન્ત | ચુંટાયલા | અમલદાર | બિન અમલદાર | કુલ |
|---|---|---|---|---|
| મદ્રાસ | ૯૮ | ૨૩ | ૬ | ૧૨૭ |
| મુંબઈ | ૮૬ | ૨૦ | ૫ | ૧૧૧ |
| બંગાળા | ૧૧૩ | ૨૦ | ૬ | ૧૩૯ |
| જોડીઆ પ્રાંત | ૧૦૦ | ૧૮ | ૫ | ૧૨૩ |
| પંજાબ | ૭૧ | ૧૬ | ૬ | ૯૩ |
| બિહાર અને ઓરિસા | ૭૬ | ૧૮ | ૯ | ૧૦૩ |
| મધ્ય પ્રાંત | ૫૩ | ૧૦ | ૫ | ૬૮ |
| આસામ | ૩૯ | ૯ | ૫ | ૫૩ |
| બ્રહ્મદેશ | ૭૮ | ૧૫ | ૮ | ૧૦૧ |

## મતધારીઃ અધિકારી—

૨૦ વર્ષની ઉમરના કે તેથી મોટા બ્રિટિશ રાજ્યના વતની જેઓ વાર્ષિક ઘરભાડું રૂા. ૩૬ આપે છે કે મેળવે છે અને જેઓ આવકવેરો આપે છે તેમને ધારાસભાના સભ્યને ચૂંટણીનો મત આપવાનો અધિકાર છે.

લેફ્ટેનન્ટ–ગવર્નરની નીમણુક શહનશાહની સંમતિને છેવટને આધારે ગવર્નર–જનરલ કરે છે. સામાન્ય રીતે એની મદદમાં ધારાસભાનું મંડળ હોય છે, પણ કારોબારી સભા હોતી નથી. ગવર્નર–જનરલ ચાહે તો કારોબારી સભાની મદદ લેફ્ટેનન્ટ–ગવર્નરને આપી શકે.

## વિભાગઃ જિલ્લા—

પ્રાન્તોના વિભાગ કર્યા હોય છે, તે કમિશ્નરના હાથ નીચે હોય છે. વિભાગના પેટા ભાગ જિલ્લા કહેવાય છે; કલેક્ટરો તેના ઉપરિ અમલદાર છે અને તેમનું મુખ્ય કામ મહેસૂલ એકઠી કરવાનું છે; પરંતુ તે કેળવણી, પોલીસ, વગેરે ખાતાં પર દેખરેખ પણ રાખે છે.

## જિલ્લાસભાઃ તાલુકાસભા—

જિલ્લાના નાના ભાગો તે તાલુકા. જિલ્લાના કારભારમાં કલેક્ટરને મદદ કરવાને સભા હોય છે, તે જિલ્લાસભા ( ડિસ્ટ્રિક્ટ–બોર્ડ ) કહેવાય છે. કલેક્ટર તેના પ્રમુખ છે. તાલુકાઓ માટે એવીજ તાલુકાસભા ( તાલુકા–બોર્ડ ) હોય છે. તેના પ્રમુખ કલેક્ટરના મદદગાર અમલદાર ( ડેપ્યુટિ કલેક્ટર ) હોય છે.

## મ્યુનિસિપાલિટિ—

શહેરોમાં કારભાર ચલાવનારી સભા મ્યુનિસિપાલિટિ કહેવાય છે. તેના સભ્યો કાઉન્સિલર કે કમિશ્નર કહેવાય છે. શહેરને લગતું તમામ કામ–રસ્તાઓ સાફ રાખવા, રોશની પૂરી પાડવી, જાહેરનું આરોગ્ય જાળવવું, પ્રાથમિક કેળવણી આપવી, વગેરે–મ્યુનિસિપાલિટિ કરે છે. એના સભ્યોમાંથી કેટલાક સરકારે નીમેલા ને કેટલાક પ્રજાએ ચૂંટી કાઢેલા

હોય છે. આ સ્થાનિક સ્વરાજ્યનો પ્રથમ હક્ક લૉર્ડ રિપનના સમયમાં પ્રજાને મળ્યો હતો. ધીમે ધીમે સરકારે સ્થાનિક સ્વરાજ્યના વધારે વધારે હક્કો પ્રજાને આપ્યા છે.

**મ્યુનિસિપાલિટિ પર સરકારનો અંકુશ—**

બ્રિટિશ હિંદુસ્તાનમાં એકંદરે ૬૩૦ મ્યુનિસિપાલિટિઓ છે; તેમાંના મોટા ભાગમાં ૨૦,૦૦૦થી પણ ઓછી વસ્તી છે. છતાં હજી મ્યુનિસિપાલિટિઓ પરનો સરકારનો અંકુશ સબળ છેઃ જેમકે સરકારની પરવાનગી વિના મ્યુનિસિપાલિટિઓ લોન ઊભી ન કરી શકે, અમુક ઊંચા દરજ્જાની નીમણુંક ન કરી શકે, કરમાં ફેરફાર ન કરી શકે. મ્યુનિસિપાલિટિ પોતાના કર્ત્તવ્યમાં ગંભીર ભૂલ કરે તો સરકાર તેનો હક્ક છીનવી લઈ પોતે નીમેલા મંડળ મારફતે શહેરનું સ્થાનિક સ્વરાજ્ય ચલાવી શકે છે.

**લોકલ બોર્ડ**—શહેરોમાં જેવું કામ મ્યુનિસિપાલિટિ કરે છે તેવું કામ લોકલ બોર્ડ ગામડાં માટે કરે છેઃ તે રસ્તાઓ ને સડકો બાંધે છે કે તેના પર સમારકામ કરાવે છે, પ્રાથમિક શાળાઓ ચલાવે છે, ઔષધાલયો ઉઘાડે છે ને નિભાવે છે, અને બજારો પર દેખરેખ રાખે છે.

**પંચાયત**—સ્વરાજ્યની બધી પદ્ધતિ, મ્યુનિસિપાલિટિ ને લોકલ-બોર્ડોની પદ્ધતિ એ પ્રાચીન પંચાયતની પદ્ધતિનો વિકાસ છે. અગાઉના વખતમાં દરેક ગામમાં પંચાયત હતી. ગામનો કારભાર પટેલના ને ગામના મુખ્ય ગૃહસ્થોના હાથમાં હતો, તે પાંચની સભા હોવાથી પચાયત કહેવાતી. પટેલના હાથ નીચે કેટલાક અમલદારો હતા, તેમાં ગામનો રક્ષક ને તળાટી મુખ્ય હતા.

પટેલ ને તેની સભાના હાથમાં ન્યાયનું કામ કરવાનું હતું. તેઓ ગામના વતનીઓ કજીઆનો નિકાલ કરતા અને ગુનેગારને શિક્ષા કરતા. પંચાયતના ઠરાવો મુખી ને તેના હાથ નીચેના અમલદારો અમલમાં મૂકતા.

**પંચાયતની ખિલવણી—**

મૉંટેગ્યુ–ચેમ્સફર્ડના સુધારાના લખાણમાં એવી સૂચના કરવામાં આવી હતી કે ગામડામાં પંચાયતપદ્ધતિને ખિલવવી. એ પદ્ધતિ વ્યવસ્થિત થાય

તો તેને નાનાં કામોમાં દીવાની 'ને ફોજદારી સત્તા સોંપવી, આરોગ્યમાં સુધારો કરવાનો વહીવટ સોંપવો, અને ગામડાં પર સ્થાનિક વેરો મૂકવાની પણ સત્તા તેને આપી શકાય.

**આવક ને ખરચ**—હિંદુસ્તાનની સરકારને આવકનાં સાધન નીચે દર્શાવ્યાં છે:—

**આવકનાં સાધન—**

૧ જમીનવેરો—આખી આવકનો ચતુર્થાંશ એથી ઉપજે છે.

૨ મીઠાવેરો

૩ દારૂ ને દેશમાં નીપજતાં ને વેચાતાં વસાણું પર વેરો

૪ અફીણવેરો

૫ સ્ટામ્પવેરો

૬ જકાતવેરો—આયાત ને નિકાસ પર વેરો

૭ આવકવેરો

૮ અફીણના વાવેતરથી થતી સરકારની પેદાશ

ઇ. સ. ૧૯૨૦–૨૧માં કુલ આવક સાડા આઠ કરોડ પાઉંડની હતી.

આ ઉપરાંત રેલ્વે, જંગલખાતું, ટપાલ ને તારખાતું, અને એવાં બીજાં ખાતાંથી થતી સરકારની ઉપજ. આમ ઇ. સ. ૧૯૨૦–૨૧માં એકંદર ઉપજ સાડા તેર કરોડની હતી.

**ખરચ—**

ખરચમાં નીચેની બાબતો આવે છે:—

૧. લશ્કરનો ખરચ.

૨. રાજમંત્રીએ કરેલો ખરચ–એ હોમ–ચાર્જિસ કહેવાય છે.

૩. સરકારી નોકરોનો ખરચ—ટપાલ, તાર, ટંકશાળ, રેલ્વે, નહેર-ખાતું, દુકાળનિવારણખાતું, વગેરે.

**અંદાજપત્ર-ઉપજ-ખરચનો અડસટ્ટો—**

દરેક વરસે સરકાર હિસાબી વર્ષના આરંભમાં ઉપજખરચનો અડસટ્ટો (બજેટ) કાઉન્સિલ આગળ મૂકે છે. ઉપજ ને ખરચ બને ત્યાંસુધી સમાન કરવામાં આવે છે, છતાં ખરચ વધારે હોય તો નવા કર મૂકવા પડે છે. ખરચની રકમો પર ને નવા કર મૂકવા ધાર્યા હોય તે પર પ્રાંતિક ને હિંદુસ્તાનની ધારાસભાના સભ્યો તકરાર કરી શકે છે; પણ અનામત ખાતાંના ખરચ પર ટીકા કરી શકતા નથી. તેમજ લસ્કર ને લશ્કરી ખાતાના ખરચ પર લેજિસ્લેટિવ ઍસેમ્બ્લિ કે કાઉન્સિલ ઑવ્ સ્ટેટ ટીકા કરી શકતાં નથી.

**બ્રિટિશ રાજ્ય ને દેશી રાજ્યો**—હિંદુસ્તાનમાં સુમારે ૭૦૦ દેશી રાજ્યો છે. તેમનું નીચે મુજબ વર્ગીકરણ છે.

**દેશી રાજ્યોઃ ત્રણ વર્ગ—**

**પ્રથમ વર્ગ**:—હૈદરાબાદ, મ્હૈસૂર, વડોદરા, કાસ્મીર, ને નેપાળનાં રાજ્યો.

આ રાજ્યો વાઇસરૉય સાથે સીધો સંબંધ ધરાવે છે.

**દ્વિતીય વર્ગ**: ગવર્નર જનરલના એજંટના તાબામાં મૂકવામાં આવેલી એજન્સિઓ;

(૧) મધ્ય હિંદની એજન્સિ, જેમાં ગ્વાલિયર, ઇન્દોર, ભોપાળ, વગેરે રાજ્યો છે, (૨) રજપૂતાના એજન્સિ, જેમાં ઉદેપુર, જોધપુર, જેપુર, વગેરે રાજ્યો છે, ને (૩) બલુચિસ્તાન એજન્સિ.

**તૃતીય વર્ગ**: ગવર્નર કે લેફ્ટેનન્ટ-ગવર્નરના તાબામાં મૂકવામાં આવેલાં નાનાં રાજ્યો, જેવાં કે કોલાપુર, કુચબિહાર, ત્રાવણકોર, કોચીન, વગેરે.

**દેશી રાજ્યોની સત્તા—**

દેશી રાજ્યો પોતાની પ્રજા પર મરજીમાં આવે તેમ રાજ્ય કરી શકે છે. પરંતુ અમુક અગત્યની બાબતોમાં તેમના પર બ્રિટિશ સરકારનો

અંકુશ હોય છે. દેશી રાજ્યોના સંબંધમાં બ્રિટિશ સરકાર પોલિટિકલ એજન્ટ કે રેઝિડન્ટ રાખે છે; તેની મારફતે તે તે રાજ્યોની અંદરની હકીકતથી વાકેફ રહી શકે છે ને તેમના પર અંકુશ પણ રાખી શકે છે. દેશી રાજ્યો અમુક સંખ્યાથી વધારે સંખ્યામાં લશ્કર રાખી શકતાં નથી, કિલ્લા બાંધવા ને લડાઈને ખપનો સામાન તૈયાર કરવાની સત્તા ભોગવતાં નથી, અંદર અંદર કે પર રાજ્યો સાથે રાજકીય કરારો કરી શકતાં નથી. આમ મુખ્ય બાબતોમાં તેમની સત્તા પર બ્રિટિશ રાજ્યનો અંકુશ હોય છે. રાજ્યમાં અવ્યવસ્થા માલમ પડે તો દેશી રાજ્યની સ્વતંત્રતા બ્રિટિશ સરકાર દૂર મૂકી યોગ્ય લાગે તે ફેરફાર કરી શકે છે.

**નરેન્દ્રમંડળ—**

ઇ. સ. ૧૯૧૯ના મૉન્ટેગ્યુ–ચેમ્સફર્ડના સુધારાઓથી હિંદમાં નરેન્દ્રમંડળની સ્થાપના કરવામાં આવી છે. આ મંડળનું અધ્યક્ષપદ વાઇસરૉય, શહનશાહના પ્રતિનિધિ તરીકે ભોગવે છે. હિંદના સામ્રાજ્યના હિતની બાબતમાં તેમજ સાંસ્થાનિક ને બ્રિટિશ સરકારના રાજ્યહિતના વિષયોમાં નરેન્દ્રમંડળની સલાહ વાઇસરૉય લઈ શકે છે. તેના ઠરાવો સલાહરૂપે ગણાય છે; બંધન કરતા ગણાતા નથી.

**આધુનિક પ્રગતિઓ**—અંગ્રેજી કેળવણીના પ્રતાપે દેશમાં રાજકીય સામાજિક, ઔદ્યોગિક, ધાર્મિક, અને એવી બીજી ચળવળો ઊભી થઈ છે. મુંબઈની મ્યુનિસિપાલિટિનો કારભાર સ્થાનિક સ્વરાજ્યના વિજયનો ઉત્તમ દૃષ્ટાન્ત છે. એ કારભાર એવો નમુનાભૂત કરવામાં સર ફિરોઝશાહ મહેતા જેવા ધુરંધર વક્તા અને વાદપ્રવીણ વિદ્વાન્ કમિશ્નરે અગ્રેસર ભાગ લીધો છે. હિંદુસ્તાનના વડીલ વૃદ્ધ પુરુષ તરીકે પ્રસિદ્ધ થયલા દાદાભાઈ નવરોજજી ઇંગ્લંડની પાર્લમેન્ટમાં પ્રથમ હિંદી સભ્ય તરીકે બિરાજમાન થયા હતા અને હાલ પ્રસિદ્ધ બંગાળી સિંહાને સરકારે લૉર્ડ બનાવ્યા છે. લૉર્ડ સિંહાએ ઇ. સ. ૧૯૧૯ના હિંદના રાજ્યબંધારણનો કાયદો ઉમરાવની સભામાં પ્રતિષ્ઠિત અગ્રેસર ભાગ લઈ મંજૂર કરાવ્યો છે



લૉર્ડ સિંહા

ને હિંદની બુદ્ધિની, પાર્લમેન્ટના સભ્યો પર ઉત્તમ છાપ પાડી છે. એઓ બિહાર ને ઓરિસાના લેફ્ટેનન્ટ–ગવર્નર નિમાયા હતા, પણ તંદુરસ્તી સારી ન હોવાતી એમને એ જગાનું રાજીનામું આપવું પડયું હતું.

**કૉંગ્રેસ**—દાદાભાઈ નવરોજી, સર ફિરોઝશાહ મહેતા, કાશીનાથ ત્ર્યમ્બક તેલંગ, અને બીજા ઇલાકાના અગ્રેસરોએ રાજકીય બાબતની ચર્ચા કરવા પ્રજાકીય મંડળ (કૉંગ્રેસ) સ્થાપ્યું. એ સભાની પહેલી બેઠક મુંબઈમાં ઈ. સ. ૧૮૮૫માં થઈ. એ સભા પ્રતિવર્ષ હિંદુસ્તાનમાં જુદે જુદે સ્થળે મળે છે, રાજકીય બાબતમાં પ્રજાની દાદ સરકારની સમક્ષ મૂકે છે, અને સ્વરાજ્યના વધારે હક માગે છે. હાલમાં કૉંગ્રેસે સરકારની સાથે અસહકારની પ્રવૃત્તિ સ્વીકારી છે.

## ઔદ્યોગિક કારખાનાં—

ઔદ્યોગિક બાબતો પર પણ પ્રજા ઘણું લક્ષ આપે છે. મોટાં મોટાં શહેરોમાં કાપડ વણવાનાં મોટાં કારખાનાં છે. કાનપુરમાં ઊનનાં, કાપડનાં તથા ચામડાંનાં કારખાનાં, અને બંગાળામાં સણનાં કારખાનાં છે. લોઢાની ખાણોમાંથી લોઢું કાઢી તેના રેલ્વેના પાટા વગેરે બનાવવા પારસી ગૃહસ્થ ટાટાભાઈઓએ મધ્ય હિંદુસ્તાનમાં મોટું ગંજાવર કારખાનું કાઢયું છે; તેમજ ઘાટોમાંથી પાણી એકઠું કરી લાનોલી આગળ મોટું તળાવ બાંધી તેમાંથી મુંબઈની મિલોને વીજળીનું બળ પૂરૂં પાડવા માટે પણ એ ભાઈઓએ મોટું કારખાનું કાઢયું છે. એના જેવાં કારખાનાં કલકત્તા ને મ્હૈસૂરમાં થયાં છે. વળી ટાટાભાઈઓએ ૩૦ લાખ રૂપીઆ સરકારને આપી બેંગલોરમાં સંશોધક સંસ્થા ઊભી કરાવી છે, તેમાં પ્રાકૃતિક વિદ્યાને ( સાયન્સને ) લગતું ઊંચા પ્રકારનું વ્યાવહારિક જ્ઞાન આપવાનો ઉદ્દેશ છે.

## અગત્યના બનાવોની સાલવાર અનુક્રમણિકા

| | | |
|---|---|---|
| બુદ્ધ | ઇ. સ. પૂ. | ૫મો સૈકો |
| સિકંદરની સવારી | ,, | ૩૨૬ |
| મૌર્ય ચંદ્રગુપ્ત | ,, | ૩૨૧–૨૯૭ |
| અશોક | ,, | ૨૭૨–૨૩૨ |
| ગુપ્ત સંવત્સર | ઇ. સ. | ૩૧૯–૩૨૦ |
| ૧લો ચંદ્રગુપ્ત | ,, | ૪થો સૈકો |
| સમુદ્રગુપ્ત | ,, | ૩૨૫–૩૭૫ |
| ૨જો ચંદ્રગુપ્ત | ,, | ૩૭૫–૪૧૩ |
| આર્યભટ્ટ: જન્મ | ,, | ૪૭૬ |
| હર્ષ ગાદીએ આવ્યો | ,, | ૬૦૬ |
| મુહમ્મદ બિન કાસિમની ચડાઈ | ,, | ૭૧૧ |
| મહમૂદની સવારીઓ | | |
| કનોજ પર | ,, | ૧૦૧૮ |
| સોમનાથ પર | ,, | ૧૦૨૪ |
| ગુલામ વંશ | ,, | ૧૨૦૬–૧૨૯૦ |
| ખિલજી વંશ | ,, | ૧૨૯૧–૧૩૨૦ |
| તઘલખ વંશ | ,, | ૧૩૦૨–૧૪૧૪ |
| તિમુરની ચડાઈ | ,, | ૧૩૯૮ |
| વાસ્કો ડિ ગામાનું કાલિકટ આવવું | ,, | ૧૪૯૮ |
| પાણીપતની લડાઈ ૧લી | ,, | ૧૫૨૬ |
| બાબર | ,, | ૧૫૨૬–૧૫૩૦ |
| ફત્તેહપુર સિક્રીની લડાઈ | ,, | ૧૫૨૭ |
| હુમાયું | ,, | ૧૫૩૦–૧૫૫૬ |
| કનોજની લડાઈ | ,, | ૧૫૪૦ |
| શેરશાહ | ,, | ૧૫૪૦–૧૫૪૫ |
| પાણીપતની લડાઈ ૨જી | ,, | ૧૫૫૬ |

| | | |
|---|---|---|
| અકબર | ઇ. સ. | ૧૫૫૬–૧૬૦૫ |
| હલદીઘાટનું યુદ્ધ. | ,, | ૧૫૭૬ |
| ઉદેપુરઃ સ્થાપના | ,, | ૧૫૮૦ |
| ઇસ્ટ ઇંડિઆ કંપનિઃ સ્થાપના | ,, | ૧૬૦૦ |
| સુરતમાં પહેલી કોઠી | ,, | ૧૬૧૨ |
| જહાંગીર | ,, | ૧૬૨૫–૧૬૨૮ |
| શાહજહાન | ,, | ૧૬૨૮–૧૬૫૮ |
| ઔરંગઝેબ | ,, | ૧૬૫૮–૧૭૦૭ |
| મદ્રાસનું સ્થળ મળ્યું. | ,, | ૧૬૪૦ |
| મુંબઈનો ટાપુ અંગ્રેજોને મળ્યો. | ,, | ૧૬૬૧ |
| હુગલી સંસ્થાનની સ્થાપના | ,, | ૧૬૫૧ |
| કલકત્તામાં કોઠી | ,, | ૧૬૯૦ |
| શિવાજીઃ જન્મ | ,, | ૧૬૨૭ |
| ,, રાજ્યાભિષેક | ,, | ૧૬૭૪ |
| ,, મરણ | ,, | ૧૬૮૦ |
| બાલાજી વિશ્વનાથ, ૧લો પેશ્વા | ,, | ૧૭૧૨–૧૭૨૦ |
| ૧લો બાજીરાવ | ,, | ૧૭૨૦–૧૭૪૦ |
| બાલાજી બાજીરાવ | ,, | ૧૭૪૦ |
| નાદીરશાહની ચડાઈ | ,, | ૧૭૩૯ |
| પેશ્વાની રાજધાની સતારામાંથી પુનામાં | ,, | ૧૭૪૮ |
| ત્રિચિનોપોલિનો ઘેરો | ,, | ૧૭૫૧ |
| પ્લાસીનું યુદ્ધ | ,, | ૧૭૫૭ |
| વૉંડિવૉશની લડાઈ | ,, | ૧૭૬૦ |
| પાણીપતની લડાઈ ૩જી | ,, | ૧૭૬૧ |
| પટનાની કતલ | ,, | ૧૭૬૩ |
| બકસરનું યુદ્ધ | ,, | ૧૭૬૪ |
| બંગાળા,બિહાર,ને ઓરિસ્સાની દીવાની અંગ્રેજોને મળી. | ,, | ૧૭૬૫ |
| વૉરન હેસ્ટિંગ્સ | ,, | ૧૭૭૨–૧૭૮૬ |

| | | |
|---|---|---|
| રેગ્યુલેટિંગ ઍક્ટ | ઇ. સ. | ૧૭૭૩ |
| પિટનો ધારો | ,, | ૧૭૮૪ |
| લૉર્ડ કૉર્નવૉલિસ | ,, | ૧૭૮૬–૧૭૯૩ |
| શ્રીરંગપટ્ટણ: ઘેરો ને કરાર | ,, | ૧૭૯૨ |
| જાથુ જમાબંદી | ,, | ૧૭૯૩ |
| સર જૉન શોર | ,, | ૧૭૯૩–૧૭૯૮ |
| લૉર્ડ વેલેસ્લિ | ,, | ૧૭૯૮–૧૮૦૫ |
| ટીપુનું મરણ | ,, | ૧૭૯૯ |
| તાંજોરનું રાજ્ય બ્રિટિશના હાથમાં | ,, | ૧૮૦૦ |
| વસાઇનો કરાર | ,, | ૧૮૦૨ |
| અસાઇને લાસ્વારીનાં યુદ્ધો | ,, | ૧૮૦૩ |
| દીગનું યુદ્ધ | ,, | ૧૮૦૪ |
| લૉર્ડ કૉર્નવૉલિસ | ,, | ૧૮૦૫ |
| સર જ્યૉર્જ બાર્લો | ,, | ૧૮૦૫–૧૮૦૭ |
| લૉર્ડ મિન્ટો | ,, | ૧૮૦૭–૧૮૧૩ |
| માર્કવેસ ઑવ્ હેસ્ટિંગ્સ | ,, | ૧૮૧૩–૧૮૨૩ |
| ખડકી, સિતાબાલ્ડી, ને મહીદપુરનાં યુદ્ધ | ,, | ૧૮૧૭ |
| પેશ્વા રાજ્ય છોડે છે: પેશ્વાને પેન્શન | ,, | ૧૮૧૮ |
| લૉર્ડ ઍમ્હર્ટ | ,, | ૧૮૨૩–૧૮૨૮ |
| ગેન્ડુનો કરાર | ,, | ૧૮૨૬ |
| આસામ, આરાકાન, ટિનાસરીમ બ્રિટિશોને હાથ | ,, | ૧૮૨૬ |
| ભરતપુરનો કિલ્લો બ્રિટિશે સર કર્યો. | ,, | ૧૮૨૬ |
| લૉર્ડ વિલિઅમ બૅંટિક | ,, | ૧૮૨૬–૧૮૩૫ |
| કાચાર બ્રિટિશને હાથ | ,, | ૧૮૩૨ |
| કુર્ગ બ્રિટિશને હાથ | ,, | ૧૮૩૪ |
| લૉર્ડ ઑકલૅન્ડ | ,, | ૧૮૩૬–૧૮૪૨ |
| લૉર્ડ એલેન્બરો | ,, | ૧૮૪૨–૧૮૪૪ |
| મીઆનીની લડાઈ | ,, | ૧૮૪૩ |

| | | |
|---|---|---|
| સિંધ બ્રિટિશના હાથમાં | ઇ. સ. | ૧૮૪૩ |
| સર હેન્રિ હાર્ડિંગ | ,, | ૧૮૪૪–૧૮૪૮ |
| મુડકી ને ફિરોઝશહરની લડાઈ | ,, | ૧૮૪૫ |
| સતલજ ને બિઆસની વચ્ચેનો પ્રદેશ બ્રિટિશને હાથ | ,, | ૧૮૪૬ |
| લૉર્ડ ડેલ્હાઉઝિ . | ,, | ૧૮૪૮–૧૮૫૬ |
| ચિલિઆનવાળાની લડાઈ | ,, | ૧૮૪૯ |
| ગુજરાતની લડાઈ | ,, | ૧૮૪૯ |
| પંજાબ પ્રાંત ખાલસા | ,, | ૧૮૪૯ |
| નીચલો બ્રહ્મદેશ બ્રિટિશને હાથ | ,, | ૧૮૫૨ |
| ઝાંસી ને નાગપુર ખાલસા | ,, | ૧૮૫૩ |
| પહેલી રેલ્વે સડક | ,, | ૧૮૫૩ |
| અયોધ્યા પ્રાંત ખાલસા | ,, | ૧૮૫૬ |
| લૉર્ડ કૅનિંગ | ,, | ૧૮૫૭–૧૮૬૨ |
| સિપાઈનો બળવો | ,, | ૧૮૫૭ |
| મુંબઈ, મદ્રાસ, ને કલકત્તામાં વિશ્વવિદ્યાલયની સ્થાપના | ,, | ૧૮૫૭ |
| રાણીનો ઢંઢેરો | ,, | ૧૮૫૮ |
| લૉર્ડ કૅનિંગ, ૧લા વાઇસરૉય | ,, | ૧૮૫૮–૧૮૬૨ |
| લૉર્ડ એલ્જિન | ,, | ૧૮૬૨–૧૮૬૩ |
| લૉર્ડ લૉરેન્સ | ,, | ૧૮૬૪–૧૮૬૯ |
| લૉર્ડ મેઓ | ,, | ૧૮૬૯–૧૮૭૨ |
| મેઓ કૉલેજની સ્થાપના | | |
| લૉર્ડ નૉર્થબ્રુક | ,, | ૧૮૭૨–૧૮૭૬ |
| લૉર્ડ લિટન | ,, | ૧૮૭૬–૧૮૮૦ |
| લૉર્ડ રિપન | ,, | ૧૮૮૦–૧૮૮૪ |
| સ્થાનિક સ્વરાજ્યનો કાયદો | ,, | ૧૮૮૨ |
| લૉર્ડ ડફરિન | ,, | ૧૮૮૪–૧૮૮૮ |
| ત્રીજો બ્રહ્મી વિગ્રહ– | ,, | ૧૮૮૫ |
| ઉપલો બ્રહ્મદેશ બ્રિટિશના કબજામાં | | |

| | | |
|---|---|---|
| લૉર્ડ લૅન્ડ્સડાઉનઃ ધારાસભા મોટી થાય છે. | ઇ. સ. | ૧૮૮૮–૧૮૯૪ |
| ૨જો લૉર્ડ એલ્જિન | ,, | ૧૮૯૪–૧૮૯૯ |
| ગાંઠીઆ તાવની મરકી | ,, | ૧૮૯૬ |
| લૉર્ડ કર્ઝન | ,, | ૧૮૯૯–૧૯૦૫ |
| નૉર્થ વેસ્ટર્ન ફ્રૅન્ટિયર પ્રૉવિન્સ ને બંગાળાના ભાગલા. | | |
| નવો યુનિવર્સિટિ ઍક્ટ | ,, | ૧૯૦૪ |
| ૨જો લૉર્ડ મિન્ટો | ,, | ૧૯૦૫–૧૯૧૦ |
| મોર્લિ–મિન્ટો સુધારા (ઇંડિયન કાઉન્સિલ ઍક્ટ) | ,, | ૧૯૦૯ |
| લૉર્ડ હાર્ડિંગ | ,, | ૧૯૧૦–૧૯૧૫ |
| દિલ્હી દરબારઃ દિલ્હી હિંદની રાજધાની | ,, | ૧૯૧૧ |
| બંગાળાના ભાગલા રદ | ,, | ૧૯૧૧ |
| પ્રચંડ યુરોપીય વિગ્રહ | ,, | ૧૯૧૪–૧૯૧૮ |
| લૉર્ડ ચેમ્સફર્ડ | ,, | ૧૯૧૫–૧૯૨૧ |
| જગજાહેર જર્મન યુદ્ધ બંધ | ,, | ૧૯૧૮ના નવેમ્બરની ૧૧મીએ ૧૧ વાગે |
| ગવર્નમેન્ટ ઑવ્ ઇંડિઆ બિલ | ,, | ૧૯૧૯ |
| લૉર્ડ રેડિંગ | ,, | ૧૯૨૧ |

---

## શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૮ | ૨૬ | આસમાની | આસામની |
| ૧૦ | ૧૩ | કે ને | કે તે |
| ૩૫ | ૧૪ | પમની | પક્ષની |
| ૫૭ | ૯ | કવિતાકમિનીનો | કવિતાકામિનીનો |
| ૬૩ | ૫ | વેદનાં | વેદના |
| ૬૩ | છેલ્લી | પચાયતન | પચાયતન |
| ૬૪ | છેલ્લી | ખડીજા | ખદીજા |
| ૧૩૨ | ૧૮ | જાાખરે | આખરે |
| ૧૫૬ | ૪ | વેન્શન | પેન્શન |